"વૈદ્યકલ્પતરૂ" ઓફિસની ૨૭ મા વર્ષની ભેટ.

# જ્વર ચિકિત્સા.

કિંમત રૂ. ૨-૦-૦.

“વૈદ્યકલ્પતરૂ” માસિકની ર૭ મા વર્ષની ભેટ.

# જ્વર ચિકિત્સા.

[ General History, Causes, Diagnosis and Treatment of Various Fevers. ]

જુદી જુદી જાતના તાવ, તેનો ઇતિહાસ, કારણો, નિદાન અને ઉપાયો.

લેખકઃ—વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર.
સ્વામિનારાયણના મંદીર સામે, આયુર્વેદ ચિકિત્સાલય,
અમદાવાદ.

પ્રકાશકઃ—વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રીવેદી.
તંત્રીઃ—“વૈદ્યકલ્પતરૂ” નં. ૭૪ રીચીરોડ-અમદાવાદ.

સંવત ૧૯૭૮. ઇ. સ. ૧૯૨૨.
પ્રથમ આવૃત્તિ. પ્રત ૩૦૦૦.

કિંમત રૂ. ૨-૦-૦.

# પ્રકાશકનું નિવેદન.

૨૭ વર્ષથી પ્રકટ થતાં "વૈદ્યકલ્પતરૂ" માસિકના ગ્રાહકોને દર વર્ષે એક ઉપયોગી વૈદક પુસ્તક ભેટ આપવામાં આવે છે અને જેમ જેમ વર્ષ બદલાય છે તેમ તેમ કેવી જાતનું પુસ્તક ભેટ તરીકે આપવું એ પ્રશ્નનો ઉકેલ અમારે કરવો પડે છે. ૧૯૨૨ ની ભેટ માટે બે ત્રણ વિષયો ઉપર વિચાર કરતાં સર્વે રોગનો રાજા જ્વર (તાવ) બુખાર–ઉપર મારૂં ધ્યાન ચોટ્યું અને તે સંબંધી પુસ્તક કોઇ જ્ઞાન વૃદ્ધ અને વયોવૃદ્ધ વૈદ્યને હાથે લખાય તો ઠીક એમ ધારી અત્રેના સુપ્રસિદ્ધ વૈદ્ય શાસ્ત્રી. નારણશંકર દેવશંકરને આવું એક પુસ્તક લખી આપવા વિનંતિ કરતાં તેમણે ઘણાજ ઉત્સાહથી તે કામ માથે લીધું અને થોડીજ મુદતમાં **જ્વરચિકિત્સા** નામનું આ પુસ્તક લખી આપ્યું.

ભેટનું પુસ્તક સાધારણ રીતે ૧૫૦ પાનાનું અપાય છે પણ આ પુસ્તક ૩૦૪ પૃષ્ઠનું થઇ ગયું અને આવું ઉપયોગી પુસ્તક બે ભાગમાં પ્રકટ કરી અમારા ગ્રાહકોને એક વર્ષ સુધી તલસાવી રાખવા કરતાં એકજ ભાગમાં આ સંપૂર્ણ પુસ્તક રજુ કરતાં મને સંતોષ થાય છે અને વૈદ્યકલ્પતરૂના ગ્રાહકોને આવું દળદાર કીમતી પુસ્તક ભેટ મળવા માટે તેમને મુબારક બાદી આપી હું મને પોતાને કૃતકૃત્ય થયેલો માનુ છું અને આશા રાખું છું કે ભવિષ્યમાં મારા ગ્રાહકોની આવીજ રીતે સેવા બજાવવાનું સામર્થ્ય ઇશ્વર મને આપે. લેખકે આ પુસ્તકને જેમ બને તેમ વધારે સરળ–દેશી–અને ઘરગતુ ઉપાયોથી બતાવવાનો પ્રયાસ કર્યો છે તેની પ્રતિતી પુસ્તકની પ્રસ્તાવના અને અંદરના વિષયો જોવાથી થશે.

પરમાત્મા પ્રત્યે મારી એટલીજ પ્રાર્થના છે કે આવાં પુસ્તકો વાંચી સમજી વૈદ્યકલ્પતરૂના ગ્રાહકો અને તેમના કુટુંબો નિરોગી રહો અને જે શુભ ઉત્કંઠા અને ઉદેશથી આ પુસ્તક લખાયું છે તે

પાર પડો. પુસ્તકમાં તમામ જાતના તાવની ઓળખાણ અને ઉપાયો દેશી અને ડાકટરી રીતે આપેલા છે એટલુંજ નહીં પણ ગામડાંમાં કે બીજે કે જ્યાં વૈદ્ય ડાકટરની મદદ મળી શકે તેમ ન હોય ત્યાં પણ એકાદ ઘરગતુ કે બજારમાંથી મળી આવતી ચીજથી રોગનું નિવારણ થઇ શકે એવા ઉપાયો બતાવીને આ પુસ્તકની ખુબીમાં ઓર વધારો કર્યો છે તે માટે લેખકને ધન્યવાદ ઘટે છે.

છેવટે જણાવવાનું કે મુરબ્બી વૈદ્યશાસ્ત્રી **નારાયણશંકર** દેવશંકરે મારા પ્રત્યે સદ્‌ભાવ રાખીને આ પુસ્તક લખીને મારા સ્વર્ગસ્થ પિતાશ્રી વૈદ્ય **જટાશંકર**ને અર્પણ કરીને મારા ઉપર મોટો આભાર કર્યો છે તે બદલ તેમનો હું અંતઃકરણથી ઉપકાર માનું છું.

**અમદાવાદ,** ફાગણ વદિ ૨
તા. ૧૫-૩-૧૯૨૨.

લી.
**વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી.**

---

# પ્રસ્તાવના.

આર્યવૈદ્યક શાસ્ત્રના પ્રણેતા ભગવાન ધન્વંતરીએ તથા મહર્ષિ ચરક, સુશ્રુત, અને વાગ્ભટ્ટાદિ પ્રાણાચાર્યોએ સંહિતાઓ રચી સૃષ્ટિ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે, અને તેમણે ચમત્કારિક મૃતસંજીવન ઔષધિઓની તેજોમય શક્તિના સાધન બળથી સુધાસાગર સૃષ્ટિ બનાવી હતી. વૃદ્ધત્રયી ( એટલે ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટ ) વગેરે સંહિતાઓમાં જ્વરને સર્વ રોગનો રાજા ગણેલો છે. કારણ કે સર્વ રોગમાં જ્વર એ પ્રધાનભૂત છે. જ્વરનો વિષય એવો ગંભીર છે કે જે જાણવાની દરેક મનુષ્યને સ્વાભાવિક ઇચ્છા થાય. કોઇ પણ એવો નહિ હોય કે જેને જ્વરનો પરિચય નહિ થયો હોય. દરેક મનુષ્યને જ્વરના વિષયમાં સારી રીતે માહિતિ મળે એટલા સારૂં 'જ્વરચિકિત્સા' નામનું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. બંગાળી ભાષામાં જ્વરચિકિત્સાના ઘણાં પુસ્તકો પ્રગટ થયેલાં છે પણ આર્યવૈદ્યક શાસ્ત્ર અને પાશ્ચિમાત્ય વૈદ્યક શાસ્ત્રનું પરસ્પર ઐક્ય બતાવનારૂ એક પણ પુસ્તક ગુજરાતી ભાષામાં હજુ પ્રગટ થયેલું નથી. આ પુસ્તકમાં આર્યવૈદ્યક શાસ્ત્રમાં જ્વરના જે જે પ્રકારો બતાવેલા છે તેની પાશ્ચિમાત્યવૈદ્યકમાં કેવા પ્રકારની ગણના કરી છે તે બાબતનું સ્પષ્ટીકરણ કરી બન્ને પદ્ધતી પ્રમાણેના જ્વરોના પ્રકરણ નામ અને ઔષધીઓના ઐક્ય સાથે નિદાન, લક્ષણ અને ચિકિત્સા બતાવવા માટે પ્રયાસ કરવામાં આવ્યો છે. તે સાથે દેશી વૈદ્યકનો ત્રિદોષ ( વાત, પિત્ત, અને કફ ) સિદ્ધાંત આયુર્વેદશાસ્ત્ર પ્રમાણે બરાબર બતાવીને તે માટે પાશ્ચિમાત્ય વૈદ્યો કેટલે અંશે મળતા થાય છે તે પણ સ્પષ્ટ રીતે જણાવ્યું છે.

આર્યવૈદ્યકશાસ્ત્ર પ્રમાણે નાડી પરીક્ષા, પ્રકૃતિ પરીક્ષા, મળ પરીક્ષા, મૂત્રપરીક્ષા જિવ્હાપરીક્ષા, નેત્ર પરીક્ષા, રૂપ પરીક્ષા શબ્દ પરીક્ષા, સ્પર્શપરીક્ષા, સાધ્ય લક્ષણ, અસાધ્ય લક્ષણ પ્રકૃતિ, વેગ, ઋતુચર્યા, પથ્યાપથ્ય, ઔષધ પ્રમાણ, અનુપાન, ઔષધ શોધન

વિધિ, ઉપચાર વિધિ, ઔષધોના ગુણદોષ, કાલજ્ઞાન વગેરે બતાવવામાં આવ્યા છે.

ચિકિત્સાના સંબંધમાં દરેક મનુષ્ય જ્વરમાં પોતાની મેળે ઉપાયો વૈદ્ય, ડાક્ટરના અભાવે સારી રીતે કરી શકે તેવી ગોઠવણ કરવામાં આવી છે. જે જ્વરમાં જે ચિન્હો જણાય તેના ઉપાયો માટે સવિસ્તર હકીકત સમજાવવામાં આવેલી છે, જેથી સહેલાઇથી ચિકિત્સા થઇ શકે. આ પ્રમાણે સૂતિકાજ્વરચિકિત્સા અને બાળજ્વર-ચિકિત્સા પણ બતાવવામાં આવી છે. સૂતિકાજ્વરમાં તેમ બાળકોના જ્વરમાં રાખવાની સાવચેતી તેમ જ્વરના દરદીઓને લાભદાયક સૂચનાઓ પણ આપવામાં આવી છે.

ઉપાયોમાં ક્વાથ, ચૂર્ણ, આસવ, અવલેહ, શરબત, ઘૃત, તેલ, મુરબ્બા વગેરે કેવી રીતે બનાવવા તેનો વિધિ પણ સવિસ્તર બતાવવામાં આવ્યો છે.

આર્યવૈદ્યક શાસ્ત્રમાં ઔષધોના બે પ્રકાર છે. એક વનસ્પતિ અને બીજો રસાદિ એ બન્નેનું પૃથકકરણ કરી દરેક જ્વરમાં જે જે ઔષધોની જરૂર જણાય છે તે તે ઔષધોની યોજના કરવામાં આવે છે અને ધાતુ, ઉપધાતુઓનું, શોધન, મારણ અને અનુપાન અને વિષમય વનસ્પતિઓનું શોધન વગેરે તે તે પ્રકરણમાં બતાવવામાં આવ્યું છે.

કઇ કઇ ઋતુઓમાં કયા કયા જ્વરો ઉત્પન્ન થાય છે તે હકીકત પણ ઋતુચર્યાના પ્રકરણમાં બતાવવામાં આવી છે.

નાડી પરીક્ષાના સંબંધમાં આર્યવૈદ્યક શાસ્ત્ર અને પાશ્ચિમાત્ય વૈદ્યક શાસ્ત્ર પ્રમાણે નાડી જ્ઞાનથી જ્વરોની પરીક્ષા કરવામાં આવે છે તે બાબતનું દિગ્દર્શન કરવામાં આવ્યું છે.

સંનિપાતજ્વર પ્રકરણમાં પ્રલાપક સંનિપાતજ્વર જેને આપણે કહીએ છીએ તેને પાશ્ચિમાત્ય વૈદ્યો Typhus Fever ( ટાઇફસ ફીવર ) કહે છે અને જેને આપણે તંદ્રિક સંનિપાત જ્વર કહીએ

છીએ તેને પાશ્ચિમાત્ય વૈદ્યો Typhoid Fever ( ટાઇફૉઇડ ફીવર ) કહે છે, અને જેને આપણે રક્તષ્ઠીવી સંનિપાત જ્વર કહીએ છીએ તેને તે લોકો Pneumonia (ન્યુમોનીઆ) કહે છે. આ પ્રમાણે આર્યવૈદ્યક અને પાશ્ચિમાત્ય વેદ્યકનું ઐક્ય દર્શાવી નિદાન, લક્ષણ અને ચિકિત્સા બતાવવા સારૂ બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે.

મહા ભયંકર Bubonic Plague (બ્યુબૉનિક પ્લેગ) અને Influenza (ઇન્ફ્લ્યુએન્ઝા) જેવા વ્યાધિઓના સવિસ્તર ઇતિહાસો દાખલા સાથે આપીને તેની ઉત્પત્તિના કારણો, લક્ષણો, સાવચેતિઓ, અને ચિકિત્સાઓ બહોળા અનુભવ સાથે બતાવવામાં આવી છે.

દરેક વર્ષમાં ઝેરી હવાથી ઉત્પન્ન થનાર મહા ભયંકર Malarial Fever ( મેલેરીયલ ફીવર ) જેવા જ્વરો માટે પણ ઉપર પ્રમાણે સવિસ્તર ઉત્પત્તિના કારણો, લક્ષણો, સાવચેતીઓ, અને ચિકિત્સાઓ બતાવવામાં આવી છે.

કોઇ કોઇ વખતે Dengue Fever ( ડેંગ્યુ ફીવર ) ડુંટીયું પણ લોકોમાં થઇ આવે છે. તે બાબતની પણ સંક્ષિપ્ત નોંધ લઇ તેના લક્ષણો અને ઉપાયો બતાવવામાં આવ્યાં છે.

પાશ્ચિમાત્ય વૈદ્યો Yellow Fever ( યલો ફીવર ) કે જેને આર્યવૈદ્યકમાં હારિદ્રક સંનિપાત કહે છે. તેમ Meninjites ( મેનીંજાઇટિસ ), Erysipelas ( ઇરિસિપેલાસ ), Eruptive Fever ( ઇરપ્ટીવ ફીવર ), Small-Pox ( સ્મૉલ-પોક્સ ), Vaccination ( વેક્સીનેશન, ) Measles ( મીઝલ્સ ), Chicken Pox ( ચીકન-પોક્સ ), Tromatic Fever ( ટ્રૉમાટિક ફીવર ), Inflammatory Fever ( ઇન્ફ્લેમેટરીફીવર ), Peœmia Fever ( પાઇમિયા ફીવર ), Puerperal (પ્યુરપિરલ), Milk Fever ( મિલ્ક ફીવર) વિગેરે આર્યવૈદ્યક શાસ્ત્રોમાં જે જે જ્વરો કહેવામાં આવે છે તેની સાથે સરખામણી કરી તેનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા બતાવવાનો બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં ઘણા ખરા શાસ્ત્રસિદ્ધ ઉપાયો કે જે મારા અનુભવમાં આવેલા છે અને કેટલાક સ્વતઃ મારા અનુભવ સિદ્ધ ઉપાયો છે તેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

દવાશાળાની કાર્ય પ્રવૃત્તિને લીધે પ્રુફ સુધારવામાં ભૂલ થઇ હોય તે માટે **प्रमादो मानुषो भावः** એ સુત્ર ધ્યાનમાં લઇ વાચકવૃન્દ ક્ષમા કરશે એવી આશા રાખું છું. આ પુસ્તકનું કદ વધી જવાને લીધે જ્વર સંબંધી કેટલાક વિષયો જન સમુદાયની સેવામાં મુકવાના બાકી રહ્યા છે પ્રસંગોપાત બતાવવામાં આવશે.

આ પુસ્તકનાં પ્રુફ સુધારવામાં મારા પરમ સ્નેહિ રા. મણીભાઇ અંબાલાલે મને ઘણી મદદ કરી છે તે બદલ તેમનો આભારી છું.

આ પુસ્તક પ્રગટ કરવાના સંબંધમાં મેં જ્યારે મારી ઇચ્છા રા. વૈદ્યરાજ રવિશંકરભાઈ આગળ બતાવી ત્યારે તેઓએ તે પુસ્તક "વૈદ્યકલ્પતરૂ"ની ભેટ તરીકે આપવા મને સૂચવ્યું છે તે ઉપરથી આ પુસ્તક મારા વિદ્વાન મિત્ર સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધર ભાઇના સ્મરણાર્થે તેમને અર્પણ કરૂં છું. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

**આયુર્વેદ ચિકિત્સાલય**
**અમદાવાદ.**
સ્વામિનારાયણ મંદિર સામે.
ફાગણ સુદી ૧૧ ગુરૂવાર.

લી. શુભેચ્છક,
**વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર.**

# અનુક્રમણિકા.

☞ દરેક ઘરમાં રાખવા લાયક

# લોકપ્રિય વૈદ્યક પુસ્તકો.

| | કિંમત. રૂ. આ. પા. |
|---|---|
| ઘરવૈદું-Family Medicine ( છઠ્ઠી આવૃત્તિ ) ... | ૬-૦-૦ |
| સારી સન્તતિ-How to beget Healthy Children ( ત્રીજી આવૃત્તિ ) ... ... | ૨-૮-૦ |
| ધાત્રીશિક્ષા-Midwifery ( બીજી આવૃત્તિ ) ... | ૨-૦-૦ |
| રોગી પરિચર્યા-A Book on Nursing ... | ૨-૦-૦ |
| ગરીબોનો વૈદ્ય-Simple Remedies for tho poor | ૨-૪-૦ |
| સ્રીઓનો વૈદ્ય- ... ... ... ... | ૧-૧૨-૦ |
| બાળકોનો વૈદ્ય- ... ... ... ... | ૨-૦-૦ |
| યુવાવસ્થાનો શિક્ષક-Advice to the Young ( ચોથી આવૃત્તિ ) ... ... ... | ૧-૪-૦ |
| વાગ્ભટ્ટ સૂત્રસ્થાન-Vagbhat's rules of Hygiene | ૦-૧૨-૦ |
| નિર્બળતા-A Treatise on General Debility | ૦-૮-૦ |
| મલાવરોધ-કબજીયત-Constipation ... ... | ૦-૬-૦ |
| વાજીકર કલ્પતરૂ-Manhood and Womenhood ( ત્રીજી આવૃત્તિ ) ... ... ... | ૦-૬-૦ |
| આરોગ્ય રહેવાના ઉપાય-A way to health ( પાંચમી આવૃત્તિ ) ... ... ... | ૦-૨-૦ |
| બ્રહ્મચર્ય( ત્રીજી આવૃત્તિ ) Continence ... | ૦-૩-૦ |
| સાસરે જતી પુત્રીને માની શીખામણ... ... | ૦-૧-૬ |
| આરોગ્ય સંબંધી સામાન્ય જ્ઞાન ( મહાત્મા ગાંધીજીનું લખેલું ) ... ... ... | ૦-૮-૦ |
| ખાનપાન-Food-બે ભાગ ભેગા ... ... | ૨-૦-૦ |
| અભિનવ વૈદ્ય શાસ્ત્ર ( જર્મન ડૉ. કુન્હેના New science of Healing નું ભાષાન્તર) મી. જી. વી. કિશ્નારાઓએ પ્રગટ કરેલું. | ૩-૦-૦ |

# જ્વર ચિકિત્સા.

"જ્વર" એ તાવના સામાન્ય નામથી ઓળખાય છે. કોઈને તેની ઓળખાણ કરાવવી પડે તેમ નથી. એવો કોઈ પણ માણસ નહિ હોય કે જેને તાવ સાથે પરિચય ન હોય, માટે સર્વ રોગનો રાજા જ્વર છે એમ કહેવાય છે.

સુશ્રુતાચાર્યે કહ્યું છે કે **ज्वरमादौप्रवक्ष्यामि स रोगानी कराट् स्मृतः ॥** "જ્વર" સંસ્કૃત શબ્દ છે. તેને ગુજરાતીમાં "તાવ" મરાઠીમાં "તાપ" હિંદીમાં "બુખાર" અને અંગ્રેજીમાં "ફીવર" ((Fever)" એ નામથી કહે છે. આપણા દેશમાં બીજા રોગોની સંખ્યા કરતાં જ્વરના રોગીઓની સંખ્યા વધારે જોવામાં આવે છે. શારીરિક વ્યાધિમાં જ્વરની ઉત્પત્તિ પ્રથમ થયેલી છે.

તમામ દેશોના ચિકિત્સાના શાસ્ત્રોમાં પણ જ્વરનું પ્રથમ વર્ણન કરેલું છે.

આ પ્રમાણે જુદા જુદા દેશોમાં જુદા જુદા નામથી વ્યવહાર થાય છે.

જ્વરનો વિષય ચર્ચાતા પહેલાં આર્ય વૈદ્યક શાસ્ત્ર પ્રમાણે રોગની પરીક્ષા કરવા માટે પાંચ પ્રકાર જાણવાની જરૂર છે. અને તેને નિદાન પંચક કહે છે.

## નિદાન પંચક.

તેનાં નામ (૧) **નિદાન** (૨) **પૂર્વ રૂપ** (૩) **રૂપ** (૪) **ઉપશય** (૫) **સંપ્રાપ્તિ** એ પ્રમાણે છે.

(૧) નિદાન એટલે રોગ થવાનું મૂળ કારણ, નિમિત્ત, અથવા હેતુ. (૨) પૂર્વ રૂપ એટલે જે લક્ષણો વડે આગળ થનારો વ્યાધિ વિશેષ સમજવામાં આવે તે. પૂર્વ રૂપના બે પ્રકાર છે, સામાન્ય અને વિશિષ્ટ. સામાન્ય એટલે જે દોષો સાથે વિકાર સંબંધ ધવાતો ન

હોય તે, અને વિશિષ્ટ પ્રાગ્રૂપ એટલે રોગનું અવ્યકત સ્વરૂપ તેજ પૂર્વ રૂપ જાણવું. (૩) રૂપ એટલે જે રોગનાં લક્ષણ અસ્પષ્ટ જણાય છે તે જ્યારે સ્પષ્ટ રીતે બરાબર માલમ પડે ત્યારે તે રૂપ કહેવાય છે. એટલે વિશેષ દોષના ચિન્હો સ્પષ્ટ સમજવામાં આવે તેને રૂપ કહે છે. ચરકાચાર્ય કહે છે કે રોગોનું જ્ઞાન કરી આપનાર ચિન્હો તેને જ વ્યાધિનું રૂપ કહેવું. (૪) ઉપશય એટલે ઔષધ, અન્ન અને વિહાર એ ત્રણનો જે સુખકારક ઉપયોગ કરવો તેને ઉપશય કહે છે. વ્યાધિ સાત્મ્ય એ, તેનો બીજો પર્યાયવાચક શબ્દ છે. (૫) સંપ્રાપ્તિ એટલે વાત, પિત્ત અને કફ એ ત્રણેમાંથી કોઈ પણ એક અથવા વધુ જેવી રીતે બીગાડ પામી શરીરના સ્વસ્થાનથી મુકાઈ બગડેલા દોષો શરીરમાં ઉપર, નીચે, વાંકા અને ચારે બાજુએ ગતિ કરીને રોગની ઉત્પતિ કરે છે તેને સંપ્રાપ્તિ એટલે રોગનું કર્તવ્ય કહે છે; તે સંપ્રાપ્તિના સંખ્યા, વિકલ્પ, પ્રાધાન્ય બળ, અને કાળ એ પ્રમાણે ભેદો છે. દરેક વ્યાધિની ચિકિત્સા કરતાં પહેલાં તેના નિદાનની વધારે અપેક્ષા રાખવી પડે છે. કારણ કે વ્યાધિ થવાનું મૂળ કારણ શોધી કાઢ્યા સિવાય ચિકિત્સા વ્યર્થ જાય છે. કેટલીક વખતે એક કારણથી જુદા જુદા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, તો પણ પ્રથમ કારણ અને પછી લક્ષણ સમજવામાં આવે તો તેના ઉપાય કરવાનું સરળ થઈ પડે છે. દરેક વ્યાધિમાં વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોમાંના એક કે બે દોષો વિકાર પામી રોગનું કારણ થાય છે. દરેક રોગ પ્રથમ સ્વતંત્ર હોય છે અને તેમાંથી બીજા રોગો ઉત્પન્ન થાય છે. જેવી રીતે કે તાવની ગરમીથી રક્તપિત્ત થાય છે. રક્તપિત્તમાંથી તાવ થાય છે. જ્વર અને રક્તપિત્તમાંથી શ્વાસ ઉત્પન્ન થાય છે, શ્વાસથી હેડકી ઉત્પન્ન થાય છે અને તેથી કંઠ રૂંધાય છે. બરોળની વૃદ્ધિથી ઉદર રોગ થાય છે. ઉદર રોગમાંથી સોજા ચઢે છે. અર્શમાંથી ઉદર સંબંધી રોગ અને ગોળાનું દરદ થાય છે. સળેખમમાંથી ઉધરસ અને ઉધરસમાંથી ક્ષયનો રોગ લાગુ પડે છે. અને

ક્ષય રોગમાંથી શોષ નામનો વ્યાધિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પહેલાં દરેક રોગ સ્વતંત્ર હોય છે પણ પછીથી પુષ્ટિ મળતાં બીજા રોગને પેદા કરે છે. કેટલીક વખત કોઈ રોગ બીજા રોગનું કારણ થઈને તે મટી જાય છે. અને કોઈ વખતે ન મટતાં તેવી સ્થિતિમાં કાયમ રહે છે. ઉપર પ્રમાણે નિદાન પંચક બરાબર જાણ્યા પછી મુખ્ય વિષય જ્વર ઉપર આવીએ છીએ.

## જ્વર—તાવ.

જ્વર-(તાવ)નો વ્યાધિ એટલો બધો સામાન્ય વ્યાધિ છે કે તેમાંથી અનેક પ્રકારના બીજા વ્યાધિઓ થવાનો સંભવ રહે છે. સૃષ્ટિમાં જેટલા વ્યાધિઓ છે તે સર્વમાં જ્વર એ પ્રધાન વ્યાધિ ગણાય છે. તે બાબત ચરકાચાર્ય કહે છે કે જ્વર એ દેહ, ઈન્દ્રિય અને મન એ સર્વેને પીડા કરનાર, શરીરના સર્વ અવયવોનો ક્ષય કરનાર એ સર્વ પ્રાણીઓનો શત્રુ છે. જ્વર જેવો મહા દુઃખ આપનાર, ઘણા ઉપદ્રવ વાળો ને દુશ્ચિકિત્સ્ય બીજો કોઈ પણ રોગ નથી.

જ્વરના અનેક પ્રકારો હોવાથી કયા પ્રકારનો તાવ છે, તે નક્કી કરીને ચિકિત્સા કરવાનું કામ સાધારણ નથી.

દરેક જાતના જ્વરમાં શરીર ઉપરથી તપેલું રહે છે. તેથી તે 'તાવ' એવા નામથી ઓળખાય છે. તે જ્વરની ઉત્પત્તિ, તેના ભેદ ને લક્ષણો, ઉપદ્રવો, તેની સામાન્ય ને વિશેષ લાક્ષણિક ચિકિત્સા, તેના પ્રતિબંધક ઉપાયો, તેનું પથ્ય કુપથ્ય વિગેરે વિષયો બાબત આયુર્વેદ શાસ્ત્રમાં શું શું કથન કરવામાં આવ્યું છે, તથા પાશ્ચિમાત્ય વૈદક સાથે તેની કેટલી બાબતો મળતી આવે છે તે યથાબુદ્ધિ ચર્ચવાનો આ પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યો છે.

## જ્વરની ઉત્પત્તિ.

જ્વરની ઉત્પત્તિ વિષે આપણી ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, વિગેરે સંહિતાઓમાં કહેવામાં આવ્યું છે, કે દક્ષ પ્રજાપતિએ જ્યારે યજ્ઞ

કર્યો ત્યારે સર્વે દેવતાઓને આમંત્રણ કર્યું ને રૂદ્રને આમંત્રણ કર્યું નહિ. પાર્વતીએ દેવતાઓને જતા જોઇ તપાસ કરી ત્યારે જણાયું કે દક્ષે યજ્ઞ કર્યો છે, તેમાં અહંકારથી ત્રિલોકીનાથ સાક્ષાત્ શંકર ભગવાનનું યજ્ઞમાં આમંત્રણ કર્યું નહિ ને બીજા દેવતાઓને બોલાવ્યા.

સતીજી, પોતાના પિતાને ઘેર યજ્ઞ હોવાની ખબર થવાથી ને પોતાના પિતા દક્ષે આમંત્રણ ન કર્યા છતાં, તેમજ શંકર ભગવાને ના પાડી છતાં, તે યજ્ઞમાં ગયાં ત્યાં તેમના પિતાજીએ તેમનો સત્કાર કર્યો નહિ. ત્યારે સતી પાર્વતીએ યોગબળથી દેહનો ત્યાગ કર્યો અથવા પોતે બળી મર્યાં. આ હકિકત શિવજીએ જાણી; એટલે શંકરને મહાન્ ક્રોધ ઉત્પન્ન થયો. તે કોપ ઉત્પન્ન થતાંની સાથે લલાટમાં ત્રીજુ નેત્ર પ્રકટ થયું, તે નેત્રમાં વીરભદ્ર નામનો ગણ પ્રગટ થયો. તે વીરભદ્રે શંકરને અરજ કરી કે આજ્ઞા કરો. ત્યારે શંકરે દક્ષ પ્રજાપતિના યજ્ઞનો નાશ કરવાનું કહ્યું. એટલે તેણે યજ્ઞમાં જઇ દક્ષ પ્રજાપતિને મારી યજ્ઞનો નાશ કર્યો, એ વીરભદ્રનું નામ જ્વર–તાવ છે. આ પ્રમાણે જ્વરની પ્રથમ ઉત્પત્તિ થઇ છે. તે જ્વર મનુષ્યોને નહિ પણ સર્વ પ્રાણીઓને તપાવનારો છે. ને ઘણું કરીને જન્મના આરંભમાં તથા મરણના સમયમાં તે જ્વર દ્રૂપ કરે છે ને પોતાનો પ્રભાવ દેખાડે છે. એટલા માટે તેને દરેક વ્યાધિનો રાજા કહે છે. તે જ્વર મનુષ્યો સિવાય બીજાઓને લાગુ પડે ત્યારે બીજા નામથી કહેવામાં આવે છે. હાથીના શરીરમાં તાવ આવ્યો હોય ત્યારે **પાકલ** નામથી ઓળખાય છે. ઘોડાના શરીરમાં આવ્યો હોય ત્યારે **અભિતાપ** નામથી ઓળખાય છે. ગાયોના શરીરમાં આવ્યો હોય ત્યારે **ઇશ્વર સંજ્ઞ** અગર **ગોકર્ણક** એ નામથી ઓળખાય છે. અને મનુષ્યોના શરીરમાં આવ્યો હોય ત્યારે **જ્વર** એ નામથી ઓળખાય છે. બકરા–ઘેટાના શરીરમાં આવ્યો હોય ત્યારે **પ્રલાપ** નામથી ઓળખાય છે. ઉંટોના શરીરમાં આવ્યો હોય ત્યારે **અલસ** એ નામથી ઓળખાય છે. ભેંસોના શરીરમાં આવ્યો હોય ત્યારે

**હારિદ્ર** એ નામથી ઓળખાય છે. મૃગોના શરીરમાં આવ્યો હોય ત્યારે **મૃગરોગ** એ નામથી ઓળખાય છે. પક્ષીઓના શરીરમાં આવ્યો હોય ત્યારે **અભિઘાત** એ નામથી ઓળખાય છે. મત્સ્યોના શરીરમાં (જલચર) આવ્યો હોય ત્યારે **ઇંદ્રમદ** એ નામથી ઓળખાય છે. સર્પાદિકમાં આવ્યો હોય ત્યારે **અક્ષીક** એ નામથી ઓળખાય છે. ઔષધીઓમાં આવ્યો હોય ત્યારે **જ્યોતિ** એ નામથી ઓળખાય છે. ધાન્યોમાં લાગુ પડ્યો હોય ત્યારે **ચુર્ણક** એ નામથી ઓળખાય છે. અને જળમાં લાગુ પડ્યો હોય ત્યારે **નિલિક્ષ** એ નામથી ઓળખાય છે.

ટુંકાણુમાં બીજા કરતાં માણુસો તાપને સહન કરી શકે છે. જ્વરની ઉત્પત્તિ માટે પૌરાણિક કથામાં ઐતિહાસિકના કરતાં રૂપક રૂપે ભૌતિક રહસ્ય સમાયેલું હોય એમ જણાય છે. આર્યવૈદ્યક શાસ્ત્રના જ્વર નિદાનમાં તાવની સંપ્રાપ્તિ નીચે પ્રમાણે કરેલી છે.:– મિથ્યા આહારઅને મિથ્યા વિહારથી વિકાર પામેલા દોષો (વાત, પિત્ત અને કફ) આમાશયનો આશ્રય કરી જઠરાગ્નિને જઠરમાંથી બહાર કાઢી રસ અને લોહીમાં મળી તાવ ઉત્પન્ન કરે છે.

આ વ્યાખ્યા બધા તાવને લાગુ પડતી નથી કેમકે તાવના બે પ્રકાર છે. (૧) શારીરિક (સ્વતંત્ર) અને (૨) આગંતુક. (લાક્ષણિક). પહેલા પ્રકારના તાવને ઉપરની વ્યાખ્યા લાગુ પડે છે. તાવના અનેક પ્રકારના ભેદો હોય છે. જેમકે–ખાનપાન, હવાનો ફેરફાર, ઘણો શ્રમ, અતિ શરદી, અતિ ગરમી સાધારણ તાવનાં કારણો હોય છે. ઝેરી હવા પણ ભયંકર તાવનું કારણ થઇ પડે છે. આ સિવાય શરીરમાં ક્ષત, સોજા આવે, કામ, ક્રોધ, શોક, ભય, વિગેરે પણ તાવનાં કારણો થઇ પડે છે. અને તેની ગણુના આગંતુક જ્વરમાં કરવામાં આવી છે.

## જ્વરના મુખ્ય આઠ ભેદ.

૧. વાત જ્વર,

૫. કફવાત જ્વર,

૨. પિત્ત જ્વર,
૩. કફ જ્વર,
૪. વાતપિત્ત જ્વર,
૬. કફપિત્ત જ્વર,
૭. સનિપાત જ્વર,
૮. આગંતુક જ્વર.

## સંનિપાત જ્વરના ભેદો.

૧. સંધિક,
૨. અંતિક,
૩. રૂગ્દાહ,
૪. ચિત્તભ્રમ,
૫. શીતાંગ,
૬. તંદ્રિક,
૭. કંઠકુબ્જ,
૮. કર્ણક,
૯. ભુગ્ન નેત્ર,
૧૦. રક્તષ્ઠીવી,
૧૧. પ્રલાપક,
૧૨. જીહ્વક,
૧૩. અભિન્યાસ,
૧૪. હારિદ્રક,
૧૫. વાતોલ્બણ,
૧૬. વાત કફોલ્બણ,
૧૭. કફોલ્બણ,
૧૮. વાત પિત્તોલ્બણ,
૧૯. વાત કફોલ્બણ,
૨૦. પિત્ત કફોલ્બણ,
૨૧. વાતપિત્ત કફોલ્બણ,
૨૨. પ્રવર્ધ વાત મધ્ય પિત્ત અને હીન કફ.
૨૩. મધ્યવાત પ્રવર્ધ પિત્તહીન કફ.
૨૪. હીનવાત પ્રવર્ધ પિત્તમધ્યકફ.
૨૫. પ્રવર્ધ વાત હીન પિત્ત-મધ્ય કફ,
૨૬. મધ્ય વાત હીન પિત્ત પ્રવર્ધ કફ.
૨૭. હીન વાત, મધ્ય પિત્ત પ્રવર્ધ કફ.

## વિષમ જ્વરના ભેદો.

૧. સંતત,
૨. સતત,
૩. અન્યેદ્યુષ્ક,
૪. તૃતીયક,
૫. ચાતુર્થીક.

## જ્વરના બીજા ભેદો.

૧. શીતાદિ જ્વર,
૨. દાહાદિક જ્વર,
૩. પ્રક્ષેપક જ્વર,
૪. રસ ધાતુગત જ્વર,
૫. રક્ત ધાતુગત જ્વર,
૬. માંસગત જ્વર,
૭. મેદોગત જ્વર,
૮. અસ્થિગત જ્વર,
૯. મજ્જાગત જ્વર,
૧૦. શુક્રગત જ્વર,
૧૧. જીર્ણ જ્વર,
૧૨. અંતર્વેગી જ્વર,
૧૩. બહિર્વેગી જ્વર
૧૪. ગંભીર જ્વર
૧૫. મંથર જ્વર
૧૬. પાક્ષિક જ્વર
૧૭. માસિક જ્વર
૧૮. પાણ્માસિક જ્વર
૧૯. વાર્ષિક, જ્વર
૨૦. ધાતુશોપ જ્વર
૨૧. દુર્જલ જ્વર
૨૨. મધુર જ્વર
૨૩. કૃષ્ણા મધુર જ્વર
૨૪. મધોદ્ભવ જ્વર
૨૫. વેળા જ્વર.

## આગંતુક જ્વરના ભેદો.

૧. વિષજન્ય જ્વર,
૨. ઔષધિ ગંધજન્ય જ્વર.
૩. કામ જ્વર,
૪. ભય જ્વર,
૫. શોક જ્વર,
૬. ક્રોપ જ્વર,
૭. અભિશાપ જ્વર,
૮. અભિઘાત જ્વર,
૯. ભૂતાભિષંગ જ્વર,
૧૦. ક્ષતજ્વર,
૧૧. દાહજ્વર,
૧૨. શ્રમજ્વર.
૧૩. છેદજ્વર.

ઉપર પ્રમાણે જ્વરના અનેક ભેદો છે. જ્વરના વિષયના ઘણા પ્રકાર હોવાથી તે વિષય ગુંચવાડા ભરેલો છે. કારણ કે જુદા જુદા પ્રકારના તાવો ચોક્કસ ક્યા કારણોથી ઉત્પન્ન થાય છે ને મુદતસર આવે છે ને મુદતસર ઉતરી જાય છે તે બધી બાબતોનું સંતોષકા-

રહ સમાધાન ખુલાસાથી કરવાને માટે આયુર્વેદશાસ્ત્રના પ્રાચીન ગ્રંથોના આધારે વિવેચન કરવાનો વિચાર રાખ્યો છે.

શરીર ઉષ્ણ થઈ તપી આવવું એ જ્વરનું મુખ્ય ચિન્હ છે, પણ એવી રીતે શરીર ઉષ્ણ થઇ આવવાનું શું કારણ છે? અને તે ક્રિયા કેવી રીતે થાય છે? તે ખરેખરી સૂક્ષ્મ બાબત છે. આર્યવૈદ્યક શાસ્ત્ર જ્વરને માટે એવો ખુલાસો કરે છે કે વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો અયોગ્ય આહારથી તેમજ અયોગ્ય વિહારથી આમાશયમાં જઇ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઉષ્ણતાને બહાર કાઢી નાખીને જ્વર ઉત્પન્ન કરે છે.

આયુર્વેદ શાસ્ત્ર પ્રમાણે વાત, પિત્ત ને કફની સમાનતા એ આરોગ્યનું ચિન્હ છે અને વિષમતા એ રોગનું ચિન્હ છે. આ ત્રણે દોષની વિષમતા અથવા ન્યૂનાધિકતા આહાર વિહાર ઉપર આધાર રાખે છે. અને એ ધોરણ પ્રમાણે જોતાં શરીરમાં વાતનું આધિક્ય વાત જ્વરને ઉત્પન્ન કરે છે. પિત્તનું આધિક્ય પિત્ત જ્વરને ઉત્પન્ન કરે છે અને કફનું આધિક્ય કફ જ્વરને ઉત્પન્ન કરે છે. એમાંના બબે દોષના આધિક્યવાળા દોષો, મિશ્રિત લક્ષણવાળા દોષો મિશ્રિત લક્ષણવાળા જ્વરને ઉત્પન્ન કરે છે. અને જ્યારે ત્રણે દોષો કોપ પામે છે ત્યારે ત્રણે દોષવાળો ભયંકર સન્નિપાત જ્વર ઉત્પન્ન કરે છે.

## દોષ.

### વાત-પિત્ત-કફ.

### Vat-Pitt-Cough.

સાત ધાતુઓનો ઉત્પત્તિ ક્રમ આ દોષો ઉપર આધાર રાખે છે. અને આખા શરીરમાં મુખ્ય એ ત્રણ વસ્તુ ક્રિયા કરે છે.

વાત-પિત્ત-કફ આ ત્રણની આયુર્વેદ શાસ્ત્ર પ્રમાણે ત્રિપુટી કહેવાય છે. ત્રણ દોષ મહાન્ અર્થ સૂચક છે ' વાત ' શબ્દમાં માત્ર વાયુ Wind એવો અર્થ લેવાનો નથી. એ શબ્દને મગજની જબરી

શક્તિના વ્યવહાર કરનાર શબ્દ તરીકે બતાવેલો છે. અંગ્રેજીમાં જેને Nervous System કહે છે, તેજ આ વાત છે. એજ પ્રકારે પિત્ત નો Bile અર્થ નહિ કરતાં તેમાં આખી Blood System નો સમાવેશ થાય છે. એવી રીતે કફ મોઢામાંથી (નીકળતો બળગમ એટલે કફ) નીકળે છે તેજ માત્ર નથી; પણ કફનો અર્થ આખા શરીરનો વ્યાપાર સમજવો. અંગ્રેજીમાં તેને Lymphatic System કહે છે.

આ ત્રણે શરીરના જીવન વ્યાપારો છે. તેઓ વિકાર પામે તો નાશ કરે છે; અને સમાન અવસ્થામાં શરીરની વૃદ્ધિ કરે છે.

શરીરના સાત ધાતુઓ અને તેના મેલો એ વાત, પિત્ત, કફ વડે દૂષિત થાય છે, એટલે બગડે છે. એટલા માટે એ ત્રણેને **દોષ** એવું નામ આપવામાં આવ્યું છે.

આર્ય વૈદક શાસ્ત્રના સિદ્ધાન્તો પ્રમાણે ત્રણ દોષ માટે વાગ્ભટ્ટાચાર્યે જણાવ્યું છે કે **वायुः पित्तं कफश्चेति त्रयो दोषाः समासतः विकृताऽविकृता देहं घ्नंतिते वर्द्धयन्तिच ॥**

**। वा. सु. अ. १ लो.**

ઉપર પ્રમાણે વાત, પિત્ત, અને કફ એ ત્રણ દોષોથી શરીરનું ધારણ થાય છે. તે દોષોના સ્વરૂપનું અને કર્તવ્યનું દિગ્દર્શન કરવું આ જગ્યાએ ઉચિત ગણાશે. સર્વ રોગની કુંચી વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોમાં છે. આયુર્વેદશાસ્ત્રના સિદ્ધાન્તોને અનુસરીને દોષો ચિકિત્સામાં દર વખતે ઉપયોગી છે, કારણ કે રોગોના નિદાનમાં મુખ્ય વાત, પિત્ત અને કફ સંબંધી રોગોના નિદાનની વ્યાખ્યા આપ્યા પછી દ્વંદ્વ, સંનિપાત વિગેરેની વ્યાખ્યા આપી છે.

## શબ્દાર્થ.

આયુર્વેદ શાસ્ત્ર અથર્વવેદનું ઉપાંગ છે. અને તેમાં જે જે શબ્દોનાં નામ આપવામાં આવ્યાં છે તે સાર્થક નામ છે. જણાવવાને કહેવું જોઇએ કે, વ્યાકરણ શાસ્ત્ર પ્રમાણે (૧) ગતિ અને સૂચનવાળા "વા" ધાતુથી પર કૃત સંજ્ઞક "ક્ત" પ્રત્યય આવવાથી **વાત** શબ્દ

થયો છે. (૨) સંતાપ અર્થવાળા તપ્ ધાતુ ઉપરથી કૃત્ સંજ્ઞક ક્ત પ્રત્યય આવવાથી તથા પૃષોદરાદિ ગણની રીતિથી વર્ણનો વિપર્યય થવાથી **પિત્ત** શબ્દ થયો છે. (૩) અને આલિંગન અર્થવાળા-શ્લિષ્ ધાતુ ઉપરથી કૃત્સંજ્ઞક મનિ પ્રત્યય આવવાથી " શ્લેષ્મન્ " શબ્દ થયો છે કે જે કફનો પર્યાય છે. એ ધાતુઓના ઉપરથીજ સામાન્ય રીતે વાત, પિત્ત અને કફ એઓના રૂપો અને કામો ધ્યાનમાં આવી જાય છે.

ઉપર પ્રમાણે સુશ્રુત-આચાર્યે સુશ્રુતના અધ્યાય ૨૧ મા પ્રકરણમાં જણાવ્યું છે.

## વાતસ્થાન.

હવે દોષોના સ્થાન જાણવાની ખાસ જરૂર છે. તેમાં પ્રથમ વાત દોષ મલાશયમાં વન્હિ સ્થાનમાં, હૃદયમાં, કંઠમાં અને સર્વાંગ દેશમાં પાંચ પ્રકારથી રહે છે.

## વાતદોષનું સ્વરૂપ.

તે વાયુ સઘળા કામોમાં સ્વતંત્ર છે, અવિનાશિ છે, અને જગતમાં વ્યાપી રહેલ છે. તેથી સ્વયંભૂ કહેવાય છે. એ વાયુ જગતનાં સઘળાં પ્રયોજનોમાં કારણ રૂપ છે. તેથી સર્વ લોકો તેને પ્રણામ કરે છે. એ વાયુદેવ સર્વ પ્રાણીઓની ઉત્પતિનું, જીવનનું, અને મરણનું કારણ છે. અદૃશ્ય મૂર્તિવાળો છતાં પણ પ્રકટ ક્રિયાવાળો છે. સ્વાભાવિક રીતે શીત છે, બીજા પદાર્થોના યોગથી ઉષ્ણ પણ થાય છે. હલકો, ખરસર સ્પર્શવાળો, આડીગતિ વાળો છે. શબ્દ તથા સ્પર્શ એ બે ગુણવાળો છે. સત્વ આદિ ગુણવાળો છે, એ ત્રણ ગુણોમાં પણ પ્રવૃતિ સ્વભાવવાળો હોવાને લીધે રજોગુણના આધિક્ય ગુણવાળો કહ્યો છે: **रजोगुणमयः सुक्ष्मः शीतो रूक्षो लघुश्चलः ॥** ટુંકમાં અચિંત્ય શક્તિવાળો છે, દોષો, ધાતુઓ અને મળનો પ્રેરક છે. જો બગડે તો રોગોનાં પિત, કફ તથા રૂધિરાદિ જે કારણો છે તે સકળ કારણોમાં મુખ્ય છે. ઝડપથી ક્રિયા કરનારો છે. પ્રકૃતિસ્થ દશામાં

પણ વારંવાર ગતિ કરનારો છે, અને મુખ્યત્વે કરીને પક્વાશયમાં તથા ગુદાશયમાં રહે છે. વાયુનો પ્રકોપ ન થયો હોય ત્યાં સુધી તે **દોષોની** ધાતુઓની, ઉપધાતુઓની, તથા અગ્નિની સમાનતા કરે છે, અને સઘળી ઈંદ્રિયોને વિષયની પ્રાપ્તિ કરી આપે છે, અને શરીર, વાણી તથા મનની પોતાની ક્રિયાઓને અનુકુળ રીતે પ્રવર્તાવે છે. એ વાયુ પાંચ પ્રકારનો છે.

**વાયુના પાંચ પ્રકાર**—સ્થાનોના ભેદને લીધે (૧) પ્રાણ (૨) ઉદાન (૩) સમાન (૪) વ્યાન તથા (૫) અપાન એ પાંચ નામ-વાળો વાયુ પોતાના સ્થાનકોમાં રહીને સર્વ પ્રાણીઓનો નિર્વાહ ચ-લાવ્યા કરે છે.

૧. પ્રાણ હૃદયમાં રહે છે. ૨. ઉદાન-કંઠમાં રહે છે. ૩. સમાન (નાભિમાં એટલે) આંતરડાંમાં રહે છે. ૪. વ્યાન-આખા શરીરમાં રહે છે. ૫. અપાન-મળાશયમાં રહે છે.

**પ્રાણવાયુનું કાર્ય**—એ વાયુ મુખમાં, મસ્તકમાં, છાતીમાં, કંઠમાં તથા નાસિકામાં ફરનારો અને શરીરનો નિભાવ કરનારો છે, તેમ વાયુ અન્નને અંદર પેસાડે છે અને જીવનના આધાર ભૂત હૃદ-યને ધારી રાખે છે; તેનો પ્રકોપ થવાથી હેડકી, શ્વાસ, ખાંસી, સ્વર-ભેદ તથા પ્રતિશ્યાય વીગેરે રોગો થાય છે.

**ઉદાન વાયુનું કાર્ય**—એ વાયુ નાભિ, છાતી તથા કંઠરૂપી ઉંચા સ્થાનકોમાં ગતિ કર્યા કરે છે. તેના કોપથી નેત્ર, મુખ, નાસિકા, કાન તથા માથા વિગેરેના રોગો ઉત્પન્ન થાય છે.

**સમાન વાયુનું કાર્ય**—આ વાયુ શરીરના દરેક ભાગમાં ફરે છે અને અન્નના સારભૂત રસને શરીરના સર્વ ભાગોમાં ગતિ આપ્યા કરે છે, પરસેવાનો રૂધિરનો સ્રાવ કરે છે અને હાથ પગ વિગેરે અ-વયવોને પ્રસારણ, આકુંચન, ઉન્નમન તથા વક્ર (વાંકુ) ગમન, એ પાંચ પ્રકારની ચેષ્ટા કરાવે છે. તેનો પ્રકોપ થવાથી તાવ, ઝાડો અને રક્તપિત્ત વગેરે રોગો ઉત્પન્ન થાય છે.

**અપાન વાયુનું કાર્ય**—એ વાયુ પક્વાશયમાં રહી મળ, મૂત્ર, ગર્ભ, વીર્ય અને રજને નીચે લઇ જાય છે. તેનો પ્રકોપ થયો હોય તો મૂત્રાશયના પત્થરી વિગેરે રોગો તથા ગુદાશયના ભગંદર વિગેરે રોગોને ઉત્પન્ન કરે છે. એ પાંચે-વાયુનો એકી વખતે કોપ થવાથી દેહનાશ પામે છે.

અર્વાચીન મત પ્રમાણે "**વાત**" વાયુને પ્રાધાન્ય આપવામાં આવે છે અને એથી કરીને પક્ષાઘાત (હેમિપ્લેજીયા) **પૅરૅલિસીસ** વિગેરે રોગોમાં પણ વાત-પ્રાધાન્ય કબુલ કરવામાં આવ્યું છે. અંગ્રેજી વૈદકમાં વાયુ થવાનાં ત્રણ કારણો બતાવ્યાં છે. (૧) શરીરની અંદર રહેલો વાયુ મોંઢાની બહાર નીકળી તુરત મોંઢાની અંદર ગળી જવામાં આવે છે અને અંદર ભરાઇ રહે છે. (૨) ખોરાક અને રસ આંતરડામાં હોય છે તે વખતે તેના રસાયણી ફેરફારથી વાયુ ઉત્પન્ન થાય છે. (૩) આંતરડાના રસપિંડમાંથી બીજા રસની પેઠે વાયુ ઉત્પન્ન થાય છે. તે લોકો બીજી રીતે પણ કબુલ કરે છે કે મોંઢામાં ઓડકાર આવવા, ગુદા દ્વારાએ વાછુટ થવી, એ વિગેરે શરીરની અંદર થતાં ચિન્હો વાયુનાં છે.

## પિત્તસ્થાન.

પિત્તના સંબંધમાં જણાવવાનું કે જેવી રીતે વાતના પાંચ સ્થાનકો છે તેવી રીતે પિત્તનાં પાંચ સ્થાન છે. (૧) જમણા પડખામાં યકૃત્ અથવા કાળખંડ નામની ગાંઠ તથા ડાબા પડખાની પ્લીહા (બરોલ) નામની ગાંઠ. (૨) હૃદય (૩) દૃષ્ટિ. (૪) ત્વચા. (૫) પક્વાશય તથા આમાશયનું મધ્ય. એ પાંચ સ્થાન પિત્તનાં છે.

## પિત્તના પાંચ પ્રકાર.

વાયુ જેવી રીતે પાંચ પ્રકારનો છે તેવી રીતે પિત્ત પણ સ્થાન ભેદથી પાંચ પ્રકારનું છે.

(૧) પાચક, (૨) રંજક, (૩) સાધક, (૪) આલોચક અને

(૫) ભ્રાજક. એ પાંચ પિત્તનાં નામો છે. એ પાંચનાં સ્થાન ઉપર પ્રમાણે છે.

## પાચક પિત્તનું કાર્ય.

પક્વાશય અને આમાશયનાં મધ્યમાં રહેલું પિત્ત અદૃષ્ટે આપેલી શક્તિથી ચારે પ્રકારના (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, અને ચોષ્ય,) અન્નને પકાવે છે. રસ, દોષ, મુત્ર અને વિષ્ટા એનું પૃથક્કરણ કરે છે. અને તે જગ્યાએ રહી પોતાની શક્તિથી અગ્નિનું કામ કરે છે. આ પિત્ત પાચકાગ્નિના નામથી ઓળખાય છે.

## રંજકાગ્નિ પિત્તનું કાર્ય.

યકૃત્ અને પ્લીહામાં રહેલું જે **પિત્ત** રસને રંગ્યા કરે છે, તેથી તે **રંજકાગ્નિના** નામથી ઓળખાય છે.

## સાધકાગ્નિ પિત્તનું કાર્ય.

હૃદયમાં રહેલું પિત્ત હૃદયમાં રહેલા કફરૂપી અંધકારને દૂર કરી મનને સ્પષ્ટ તથા ગુણવાન કરી આપીને ધારેલા મનોરથને (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) સિદ્ધ કરી આપે છે. તેથી એ **સાધકાગ્નિના** નામથી ઓળખાય છે.

## આલોચકાગ્નિ પિત્તનું કાર્ય.

દૃષ્ટિમાં રહેલું પિત્ત રૂપોનું ગ્રહણ કરાવે છે, તેથી તે **આલોચકાગ્નિના** નામથી ઓળખાય છે.

## ભ્રાજકાગ્નિ પિત્તનું કાર્ય.

ત્વચામાં રહેલું પિત્ત અભ્યંગ[૧], પરિષેક[૨], અવગાહન[૩], તથા અવલેપન[૪], આદિ ક્રિયાઓના ઉપયોગમાં લેવામાં આવેલાં દ્રવ્યોને

---

૧ અંગ ઉપર તેલ ચોળવું.
૨ ઉપરથી જળ વિગેરેની ધારા કરવી.
૩ જળ વીગેરેની ભરેલી કોઠીમાં બેસવું.
૪ અંગ ઉપર ચોપડવું અગર લગાડવું.

પકાવે છે, તથા કાંતિને ઉત્પન્ન કરે છે, તેથી એ **ભ્રાજકાગ્નિના** નામથી ઓળખાય છે.

આ ઉપરની હકીકતનો વિચાર કરતાં સિદ્ધ થાય છે કે " **પિત્ત અને અગ્નિ એ બંન્ને જુદાં જુદાં નથી પણ એકજ છે.** "

ત્યારે ત્યાં સંશય ઉત્પન્ન થાય છે કે " અગ્નિ એ પદાર્થ પિત્તથી ન્યારો છે કે કેમ અથવા જે પિત્ત છે તે અગ્નિ છે કે કેમ " આ શંકા બાબત સુશ્રુતાચાર્યે સમાધાનમાં ઉત્તર આપ્યો છે કે:–" અગ્નિ પિત્તથી જૂદો છે " એમ કોઇ પણ પ્રમાણુથી સિદ્ધ થતું નથી, પ્રત્યક્ષ પ્રમાણુથી જોઇએ તો શરીરમાં **પિત્ત** શિવાય બીજો અગ્નિ જોવામાં આવતો નથી. અગ્નિના તમામ ગુણો પિત્તમાં છે. તેથી પિત્તજ આહારાદિકને પકાવવાની તથા બાળવાની વગેરે ક્રિયાઓમાં પ્રવર્તેલું હોવાને લીધે તેને જ અગ્નિનું સાદૃશ્ય આપીને 'જઠરાગ્નિ' એ શબ્દથી કહેવામાં આવે છે. અનુમાન પ્રમાણુ જોઇએ તો તેથી પણુ સિદ્ધ થાય છે કે શરીરમાં પિત્ત શિવાય બીજો અગ્નિ નથી.

અગ્નિના ગુણોવાળું પિત્ત જ્યારે ક્ષીણુ થાય છે, ત્યારે અગ્નિ જેવીજ ઉષ્ણુતા તથા તીક્ષ્ણુતાવાળા ઔષધોનો ઉપયોગ કરવામાં આવે છે અને અત્યંત વધે છે ત્યારે શીત ક્રિયાઓનો ઉપયોગ કરવામાં આવે છે. આગમ (શાસ્ત્ર) પ્રમાણુથી જોઇએ તો પણુ " શરીરમાં પિત્ત શિવાય બીજો અગ્નિ નથી, " એમ સિદ્ધ થાય છે, કેમકે સઘળા આયુર્વેદમાં કોઇ જગાએ પણુ "અગ્નિને પિત્તથી જુદો ગણ્યો હોય એમ જોવામાં આવતુ નથી. "

## પિત્તનું સ્વરૂપ.

પિત્ત રાઇ તથા મરીની પેઠે તીક્ષ્ણુ છે. દ્રવરૂપ છે, કાચા માંસાદિકના ગંધવાળું છે. આમવાળું હોય ત્યારે નીલ રંગવાળું હોય છે, આમ વગરનું હોય ત્યારે (પીત) પીળા રંગવાળું હોય છે, તીખા રસવાળું હોય છે અને વિરૂદ્ધ પકવાવસ્થામાં ખાટું હોય છે.

**અર્વાચીન** લોકો પણ **પિત્તને** માને છે. અને તેમનું કહેવું છે કે **પિત્તાશય** છે તેમાં **પિત્ત** રહે છે અને તે પાચન ક્રિયામાં સદ્ઉપયોગી છે. પિત્તના સ્વરૂપની બાબતમાં તેઓ આપણી સાથે સંપૂર્ણરીતે મળતા છે. તે લોકોએ પિત્તના બે ભાગ પાડયા છે. **નિરૂપયોગી અને ઉપયોગી**–પિત્ત ખોરાકને પાચન કરવામાં સારી મદદ કરે છે, કલેજામાંથી પિત્ત ઉત્પન્ન થાય છે, એમ તેમનું માનવું છે. આ બાબત વિચાર કરતાં એટલું તો સિદ્ધ થાય છે કે પિત્તના સ્વરૂપ અને સ્થાનની બાબતમાં તે અને આપણે એકમતનાં છીએ. તેમ પાચનક્રિયાને મદદ કરવાનું કામ પિત્તનું છે એ પણ તેઓ કબુલ કરે છે. એટલે ઘણા અંશે પિત્તની બાબતમાં એ લોકો અને આપણે એકમતના છીએ. પિત્તના સંબંધમાં તે લોકો પણ એટલા બધા ઉંડા ઉતર્યા છે કે તેનો ખ્યાલ સૂક્ષ્મ રીતે કરીએ તો તે ખ્યાલ સહજમાં થઇ શકે તેમ નથી.

## કફસ્થાન.

૧ આમાશય, ૨ અંતઃકરણ, ૩ કંઠ, ૪ મસ્તક, ૫ સંધિ. એ પાંચ સ્થાન કફનાં છે.

## કફના પાંચ પ્રકાર.

પિત્ત જેવી રીતે પાંચ પ્રકારનું છે તેવી રીતે કફ પણ પાંચ પ્રકારનો છે. ૧ કલેદન કફ, ૨ અવલંબન કફ, ૩ રસન કફ, ૪ સ્નેહન કફ. ૫ શ્લેષ્મણ કફ; એ પાંચ કફના નામ છે. એ પાંચનાં સ્થાન ઉપર પ્રમાણે છે.

**કલેદન કફનું કાર્ય**—આમાશય જે કફનું પહેલું સ્થાન છે તે પિત્તાશયની ઉપર છે. કારણ કે તેજોમય પિત્ત કે જે અગ્નિની પેઠે ઉંચી ગતિવાળું છે. તેની પોતાની ઉપર પોતાનાથી વિરૂદ્ધ ગુણવાળો આમાશય ન હોય તો તે પિત્ત સ્વચ્છંદ ગતિવાળું થઇને શરીરને બાળી નાંખે. જગત્ કર્તાએ જેમ સૂર્યના તેજની ઉર્ધ્વ ગતિને અટ-

કાવવા માટે સૂર્યની ઉપર ચંદ્રને ગોઠવ્યો છે, તેમ પિત્તની ઉર્ધ્વ ગતિને અટકાવવા માટે પિત્તાશયની ઉપર આમાશયને ગોઠવ્યો છે. આમાશય ચારે પ્રકારના આહારનો આધાર છે. માટે તેની નીચે જો પિત્ત અગ્નિ ન હોયતો સઘળો આહાર કાચોજ રહે તેથી પણ આમાશયની સ્થિતિ પિત્તાશયની ઉપરજ સંભવે છે. આમાશયમાં આવેલો આહાર આમાશયમાં રહેલા દ્રવ તથા સ્નેહ આદિ જળ સંબંધી ગુણોને લીધે છૂટા છૂટા અવયવોવાળો થઇ જાય છે. અને તેથી સહજ પચે તેવો થઇ જાય છે. **આમાશયમાં** મધુરપણું, ચીકણાપણું તથા આર્દ્રપણું ઇત્યાદિ ગુણો હોવાને લીધે તેમાં મધુરતાવાળો તથા શીતળતાવાળો કફ પુરી સગવડ પામીને રહે છે. એ કફ આમાશયમાં રહ્યો રહ્યો પોતાની શક્તિથી જળનાં પૂરણ તથા ક્લેદન આદિ કૃત્યો કરીને બીજાં કફ સ્થાનોનો તથા શરીરનો ઉપશય કરે છે.

## અવલંબન કફનું કાર્ય.

સ્તનોના મધ્યમાં રહેલો કફ અન્નોના રસ સહિત પોતાની શક્તિથી ખભાના તથા બે હાથના સંધિસ્થાનને ધરી રાખે છે અને હૃદયને કાર્યમાં સમર્થ કરે છે.

## રસન કફનું કાર્ય.

જીભના મૂળને લગતો કંઠમાં રહેલો કફ સૌમ્યપણાથી જીભને સારી રીતે રસનું જ્ઞાન આપે છે.

## સ્નેહન કફનું કાર્ય.

માથામાં રહેલો કફ સ્નેહથી તૃપ્ત કરવાના કામમાં ગોઠવાયેલો હોવાને લીધે પોતાની શક્તિથી ઈન્દ્રિયો ઉપર અનુગ્રહ કરે છે.

## શ્લેષ્મણ કફનું કાર્ય.

સાંધાઓમાં રહેલો કફ સઘળા સંધિઓને જોડી રાખવાથી તેઓના ઉપર અનુગ્રહ કરે છે.

એ પાંચ પ્રકારનો કફ મનુષ્યોનાં આમાશય, હૃદય, કંઠ, મસ્તક
ને સંધિઓએ સ્થાનોમાં અનુક્રમે રહે છે. એટલે કે ૧ ક્લેદન આ-
શયમાં, ૨ અવલંબન હૃદયમાં, ૩ રસન કંઠમાં, ૪ સ્નેહન માથામા,
શ્લેષ્મણ સંધીઓમાં રહે છે, એ પ્રમાણે તેનાં પાંચ સ્થાનો છે.

## કફનું સ્વરૂપ.

કફ સફેદ છે, ભારે છે, સ્નિગ્ધ છે, ચીકણો છે; અને શીતળ-
ણાના ગુણોવાળો છે. એ કફ અપકવ સ્થિતિમાં મધુર હોય છે. અને
વાવસ્થામાં ખારો હોય છે. અથવા પ્રકૃતિસ્થ હોય ત્યારે મધુર હોય
અને દુષ્ટ થયો હોય ત્યારે ખારો હોય છે.

અર્વાચીન અંગ્રેજી વૈદ્યો કફની બાબતમાં આપણને સંપૂર્ણ
ને મળતા છે. અને ફેફસાની અંદર કફ રહે છે, એમ તેમનું માનવું
ઉપર પ્રમાણે દોષોનું સ્વરૂપ અને કર્તવ્ય જાણ્યા પછી આપણો
લુ વિષય જે જ્વર તે ઉપર આવીએ છીએ.

## જ્વરનાં સામાન્ય લક્ષણો.

તાવ આવતાં પહેલાં નીચે પ્રમાણે લક્ષણો થાય છે—થાક,
તનું અસ્વસ્થપણું, શરીર અને મોંઢાના રંગનું બદલાઇ જવું. બે-
દ મોંઢું થવું, આંખોમાં પાણી ભરાઇ આવવું. ટાઢ, તડકો અને
ન એ ઉપર વારંવાર પ્રીતિ થવી અને અણગમો થવો; બગાસાં
વવાં, શરીરની તોડ, આખા શરીરનું જડ થઇ જવું. રૂવાંટા ઉભા
ં, અન્ન ઉપર અરૂચિ, અંધકારમાં પડયા જેવું લાગવું, અસંતોષ
ં અને ઘણી ટાઢ ચઢી આવવી. આ તાવનાં ચિન્હો તાવ આવતાં
માન્ય રીતે દરેક તાવમાં હોય છે. જુદા જુદા દોષથી ઉત્પન્ન થ-
ા જુદા જુદા તાવના પૂર્વ રૂપમાં પ્રથમ **વાત્તજ્વર** આવવાનો
ય ત્યારે ઘણાં બગાસાં આવે છે. **પિત્તજ્વર** આવવાનો હોય
ે બંન્ને આંખમાં દાહ થાય છે. **કફજ્વર** આવવાનો હોય
ે અન્ન ઉપર અભાવ થાય છે. એ પ્રમાણે બબે ભેગા થયેલા

દોષોથી ઉત્પન્ન થયેલા જ્વરમાં મિશ્ર લક્ષણો જોવામાં આવે છે. અને ત્રણે દોષનાં લક્ષણો જ્યારે જોવામાં આવે ત્યારે **ત્રિદોષનું પૂર્વરૂપ** સમજવું. આ પ્રમાણે તાવ આવતાં પહેલાંનાં સામાન્ય લક્ષણો કહેવામાં આવ્યાં છે, હવે તાવ આવ્યા પછી જે જે દોષોમાં જે જે લક્ષણો થાય છે, તે નીચે પ્રમાણે બતાવવામાં આવ્યાં છે.

## વાત જ્વરનાં લક્ષણ.

વાત પ્રકોપ કરનાર આહાર અને વિહારથી વાયુ આમાશયમાં જઇ રસને દુષિત કરીને જઠરાગ્નિની ઉષ્ણુતાને બહાર કાઢે છે. વાત-જ્વરમાં જ્વરનાં સામાન્ય લક્ષણોની સાથે બગાસાં આવવાં, શરીરમાં કંપારો છુટવો, ઘડીકમાં તાવ વધારે આવવો અને ઘડીકમાં ઉતરી જવો; કંઠ, હોઠ અને મ્હોડું સુકાઇ જવું; ઉંઘ ન આવે, છીંક ન આવે, ગાત્રની રૂક્ષતા; માથુ, હ્રદય અને શરીરના સાંધામાં વેદના થવી; મ્હોંડામાં મોળ આવવી, મળનો અટકાવ, પેટમાં દુખાવો અને શરીરમાં શૂળ, વાયુથી પેટ ચઢી આવવું વિગેરે લક્ષણો વાત જ્વરનાં છે.

## પિત્ત જ્વરનાં લક્ષણ.

પિત્તનો પ્રકોપ કરનાર આહાર અને વિહારથી દુષ્ટ થયેલું પિત્ત આમાશયમાં જઇને રસને દુષિત કરી, જઠરાગ્નિની ઉષ્ણુતાને બહાર કાઢે છે. એક દોષ કોપ પામી બીજા દોષને કોપાવે છે. એ નિયમથી પિત્ત કોપ પામીને વાયુને કોપાવે છે અને કોપ પામેલો વાયુ ઉષ્ણુતાને બહાર લઇ જાય છે. જ્વરનાં સામાન્ય લક્ષણુની સાથે પિત્ત જ્વરમાં વિશેષે કરીને તાવનો ઘણો વેગ, ઝાડો, અલ્પ નિદ્રા, ઉલટી, કંઠ, હોઠ મુખ તથા નાક ઉપર ફોલ્લીઓ થવી, પરસેવો, ગડબટાટ, મ્હોંડાનો ફીકો સ્વાદ, મૂર્છા, શરીરમાં બળતરા, તથા ઉન્માદ, વારંવાર તરસ લાગવી, મળ, મૂત્ર, આંખ ને ચામડીનો રંગ પીળો, ભ્રમ વિગેરે લક્ષણો જોવામાં આવે છે. પિત્ત પ્રકૃતિવાળાને શરદ ૠતુમાં ઘણું કરીને પિત્તનો તાવ ઉત્પન્ન થાય છે.

## કફજ્વરનાં લક્ષણો.

કફ પ્રકોપ કરનારા આહાર વિહારથી કફ આમાશયમાં જઇ રસને દુષિત કરી જઠરાગ્નિની ઉષ્ણતાને બહાર કાઢે છે. કફ કોપ પામીને વાયુની ઉષ્ણતાને બહાર લઇ જાય છે. સામાન્ય જ્વરનાં લક્ષણો ઉપરાંત કફ જ્વરમાં વિશેષે કરીને શરીર ઉપર ભીનાશ, તાવની મંદ-ગતિ થવી, શકિત છતાં કામ કરવા ઉપર અપ્રીતિ, મ્હોંડામાં મીઠાસ, મળ, મૂત્ર અને ચામડીનો રંગ ધોળો, શરીરમાં અવયવોનું જકડાઇ જવું, અન્ન ઉપર અરૂચિ, શરીર ભારે થવું, ટાઢ ચડવી, બકારી આવવી, રૂવાંટાં ઉભાં થવાં, અતિ નિદ્રા, સળેખમ, નેત્રની ધોળાસ વિગેરે લક્ષણો જોવામાં આવે છે. કફ પ્રકૃતિવાળાને વસંત રૂતુમાં કફનો પ્રકોપ થાય છે.

## વાતપિત્ત જ્વરનાં લક્ષણો.

વાયુ તથા પિત્તના દોષથી આ જ્વર આવે છે. જ્વરમાં તૃષા, મૂર્છા, ભ્રમ, દાહ, થાય છે. નિદ્રાનાશ, માથામાં શૂળ, કંઠ અને મોંઢામાં શોષ, ઉલટી, રૂવાંટાં ઉભાં થવાં, અન્ન ઉપર અરૂચિ, અંધારામાં રહ્યા જેવું જણાય. શરીરના તમામ સાંધા જુદા થઇ ગયા હોય તેમ જણાય વિગેરે લક્ષણો વાતપિત્ત જ્વરનાં છે.

## કફવાત જ્વરનાં લક્ષણો.

કફ તથા વાયુના પ્રકોપથી આ જ્વર આવે છે. જ્વરનાં સામાન્ય લક્ષણો ઉપરાંત વિશેષે કરીને કફવાયુમિશ્રિત લક્ષણો જોવામાં આવે છે. શરીર ઉપર ભીનાશ, સાંધાઓમાં સંધિવાની પેઠે તીવ્ર વેદના, અતિ નિદ્રા, શરીરની જડતા, માથું ભારે થવું, સળેખમ, ઉધરસ, પરસેવો ન આવવો, શરીરનું તપવું, તાવની મધ્ય ગતિ. આ લક્ષણો કફવાત જ્વરનાં છે.

## કફપિત્ત જ્વરનાં લક્ષણો.

કફ તથા પિત્તના કોપથી આ જ્વર આવે છે. જ્વરમા સામાન્ય

લક્ષણો ઉપરાંત આ તાવમાં વિશેષે કરીને કફ તથા પિત્તના મિશ્રિત લક્ષણો જોવામાં આવે છે. મોઢું કડવું તથા ચિકણું લાગે છે. આંખોમાં ઘેન આવે છે. બેશુદ્ધિ, ઉધરસ, અન્ન ઉપર અરૂચિ, વારંવાર તરસ લાગવી, વારંવાર ટાઢ આવવી, તેમજ ગરમી પણ થાય છે. આ લક્ષણો કફપિત્ત જ્વરનાં છે.

## સંનિપાત જ્વરનાં લક્ષણો.

ક્ષણમાં દાહ અને ક્ષણમાં ઠંડી લાગવી, હાડકાનાં સાંધાઓમાં અને માથામાં દુખાવો, આંખોમાં પાણી આવવું, નેત્રના ડોળા મેલા, લાલ અને ફાટેલા રહે છે. કાનમાં અવાજ, ચસકા આવવા, ગળામાં કાંટા જેવું લાગે, બેશુદ્ધિ, પ્રલાપ, ખાંસી, શ્વાસ, અન્ન ઉપર અરૂચિ, ચકરી આવવી, જીભ બળેલી જેવી અને ખરસટ સુકાયેલા પાંદડા પેઠે સુકી પડે છે. અંગ ઢીલું થઇ જાય છે, રક્તપિત્તથી મિશ્રિત કફના ગળફા પડે છે, માથું ભમે છે અને આમ તેમ હલાવે છે. તૃષા લાગે છે. નિદ્રાનો નાશ થાય છે, હૃદયમાં પીડા, પરસેવો, ઝાડો અને પિસાબ ઘણી વખતે થોડો થોડો થાય છે. ગળામાં હુંકાર જેવો અવાજ થાય છે. કાળાં અને લાલ ચામઠાંઓ અને ઢીમણાંઓ દેખાય છે. જવાબ ન આપવો. નાક, મોઢું વિગેરે પાકી આવવું. પેટ ભારે લાગે, વાતાદિ દોષો લાંબે વખતે પાકે છે. અન્ન ઉપર અરૂચિ, નીસો કર્યા જેવું લાગવું, દાંત કાળા પડે છે, અવાજ બેસી જાય છે. શકિત ઘટી જાય છે, અને ગાવું નાચવું વિગેરે અનેક પ્રકારની ચેષ્ટાઓ થાય છે. ઉપરનાં તમામ લક્ષણો સંનિપાત જ્વરનાં છે.

## સંનિપાત જ્વરનાં મુખ્ય ૧૩ ભેદ.

સંનિપાત જ્વરનાં લક્ષણો ઉપર પ્રમાણે કહ્યા પછી તેર પ્રકારના સંનિપાતનાં નામો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧ સંધિગ, | ૭ કંઠકુબ્જક, |
| ૨ અંતક. | ૮ કર્ણિક, |

| | |
|---|---|
| ૩ રૂગ્દાહ, | ૯ ભુગ્નનેત્ર, |
| ૪ ચિત્ત વિભ્રમ, | ૧૦ રક્તષ્ઠીવી, |
| ૫ શીતાંગ, | ૧૧ પ્રલાપક, |
| ૬ તંદ્રિક, | ૧૨ જીવ્હક. |
| | ૧૩ અભિન્યાસ. |

એક આચાર્યે હારિદ્રક સંનિપાતનો વિશેષ પ્રકાર બતાવ્યો છે.

## સંનિપાત જ્વરોની મુદત.

| | | | |
|---|---|---|---|
| ૧ સંધિગ, | ૭ દિવસ. | ૭ કંઠકુબ્જક | ૧૩ દિવસ. |
| ૨ અંતક | ૧૦ ,, | ૮ કર્ણિક | ૯૦ ,, |
| ૩ રૂગ્દાહ | ૨૦ ,, | ૯ ભુગ્નનેત્ર | ૮ ,, |
| ૪ ચિત્તવિભ્રમ | ૨૪ ,, | ૧૦ રક્તષ્ઠીવી | ૧૪ ,, |
| ૫ શીતાંગ | ૧૫ ,, | ૧૧ પ્રલાપક | ૧૪ ,, |
| ૬ તંદ્રિક | ૨૫ ,, | ૧૨ જીવ્હક | ૧૬ ,, |
| | | ૧૩ અભિન્યાસ | ૧૬ દિવસ. |

એ તેમના આયુષ્યની પરમ અવધિ ગણી છે. ઉપર બતાવેલા દિવસના અંતે રોગી અવશ્ય મરણને શરણ થાય છે, અથવા તો સંનિપાત થયા બાદ તુરતજ મરણ પામે છે.

## સાધ્યાસાધ્ય એટલે કયા કયા સન્નિપાત મટે અને કયા ન મટે તે સંબંધિ વિચાર.

સંધિગ, તંદ્રિક, કર્ણિક, કંઠકુબ્જક, જીવ્હક, ચિત્ત વિભ્રમ એ ૭ સન્નિપાત સાધ્ય એટલે ઉપાયથી મટે તેવા છે. અને બાકીના અસાધ્ય એટલે ઔષધ કરે તો પણ ન મટે તેવા છે.

## સંધિગ.

આ રોગ થતાં પહેલાં રોગીને શૂળ ઉત્પન્ન થાય છે. ઘણી તરસ લાગે છે. વાયુની વેદના થાય છે. કફવિકાર ઉપજે છે. સંતાપ

થાય છે. ઘણી નબળાઇ, ઉંઘ ન આવવી; આ ચિન્હોવાળો સન્નિપાત સંધિગ કહેવાય છે.

## અંતક.

શરીરમાં બળતરા થવી, સંતાપ, બેશુદ્ધિ, માથું કંપવું, હેડકી અને ખાંસી આ લક્ષણો અંતક સન્નિપાતનાં છે; અને તે અસાધ્ય છે.

## રૂગ્દાહ.

લવરી, પરિતાપ થવો, બેભાન, શિથિલતા, મહેનત વગર થાક, ફેર ચઢવા, ગળું, ગરદન તથા હડપચીમાં વેદના થવી, તરસ લાગવી, શ્વાસ, ઉધરસ તથા હેડકી વધારે ઉપડી આવવી. આ લક્ષણોવાળો રૂગ્દાહ સન્નિપાત કહેવાય છે અને તેની ચિકિત્સા ઘણી મહેનતે થઇ શકે છે. અને રોગી ભાગ્યેજ બચે છે.

## ચિત્ત વિભ્રમ.

શરીરે દુઃખાવો થવો, ભાંગ પીધાની પેઠે ભ્રમિત થઇ જવું, સંતાપ, બેભાન, ગાંડપણ, આંખો ચઢી જઇ વિકાળ જણાવું, ઘડીમાં હસે, નાચે, ગાય અને લવારો કરે. આ લક્ષણો ચિત્ત વિભ્રમ સન્નિપાતનાં છે આને કેટલાક અસાધ્ય માને છે.

## શીતાંગ.

શરીરનું ઠંડુ પડવું, કંપારો, શોથ અને હેડકી થઇ આવવી, અંગ લુલું લાગે, અવાજ ખોખરો બને, ઘણી મુજવણ થાય, શ્રમ વગર થાક લાગે, શરીરમાં દાહ થાય, ઉધરસ, ઉલટી, ઝાડો વિગેરે ચિન્હોવાળા સન્નિપાતને શીતાંગ કહે છે. આ રોગ દરદીનો પ્રાણ જલદી લે છે.

## તંદ્રિક.

આ જાતના સન્નિપાતમાં આંખોનાં પોપચાં મીચાએલાં રહે છે. શળ તથા તાવ આવે છે. કફથી અને તરસથી રોગી પીડાય છે.

જીભ ઉપર કાતરા પડે છે, તથા તે કઠણુ અને કાળી પડે છે. ઝાડો, શ્વાસ, ગ્લાનિ, ઝણુઝણાટ, કર્ણુશૂળ, ગળું બેસી જવું અને ચોવિસે કલાક ઉંઘ ઘણી આવે છે. આ રોગ અસાધ્ય છે. અંગ્રેજી વૈદ્યકમાં દર્શાવેલાં ટાઇફાઇડ ફીવરને આ મળતો છે.

## કંઠકુબ્જ.

કપાળ અને ગળું દુખવું, શરીરમાં બળતરા, બેશુદ્ધિ, કંપારો, જ્વર અને રક્તવાત સંબંધિ પીડા થવી, દાઢો ભીડાઇ જવી, સંતાપ થવો, લવારી અને મૂર્છા થવી. આ લક્ષણો કંઠકુબ્જ સન્નિપાતનાં છે તે કષ્ટસાધ્ય છે.

## કર્ણિક.

લવારો, કાને બ્હેરાસ, શરીરે કળતર, અતિશય પીડા, શ્વાસ, ઉધરસ, મોંઢામાંથી લાળ ગળવી, તાવ ચઢવો, સંતાપ, કાન અને ગળામાં દુઃખ થવું. એ લક્ષણોયુક્ત સન્નિપાત કર્ણિક કહેવાય છે. આ રોગને પંડિતાએ કષ્ટ સાધ્ય ગણ્યો છે. સન્નિપાત જ્વર મટી ગયા પછી કાનપટી આગળ જે ભયંકર સોજો ચઢી આવે છે તેનાથી કોઇકજ રોગી સાજો થાય છે, પણ તેની એવી સમજ છે કે, તે સોજો તાવની અગાઉ ચઢે તો તે અસાધ્ય, તાવ દરમિયાન ચઢે તો તે કષ્ટસાધ્ય, અને તાવ પછી ચઢે તો તે સુખ સાધ્ય એટલે થોડા પ્રયાસથી મટે એવો છે. એમ વૈદ્યકશાસ્ત્ર જાણનાર મુનિઓનું કહેવું છે.

## ભુગ્નનેત્ર.

તાવ આવવાને લીધે અશક્ત બની જવું, સ્મૃતિ ન રહે, શ્વાસ, દૃષ્ટિ થરકાવી, બેભાનપણું, લવારો, ભ્રમણા લાગવી, ધ્રુજારી છુટવી, સોજા ચઢવા, આ લક્ષણો ભુગ્નનેત્ર સન્નિપાતનાં છે. આ રોગી જલદીથી મરણને શરણ થાય છે.

## રક્તષ્ઠીવી.

લોહિનો કોગળો પડે, તાવ ચઢવો, ઉલટી થવી, તરસ, મૂર્છા,

શળ, ઝાડા કિંવા મરડો થવો; હેડકી, પેટ ચઢવું, ફેર આવવા, શરીરમાં બળતરા અને ઝણઝણાટ થવો, શ્વાસ, મોઢું ન ઓળખી શકાય; જીભ ઉપર શ્યામતા અથવા તો રતાસ આવવી, તેના પર કુંડાળાં પડવાં, તાવની સાથે થોડી અથવા ઘણી ખાંસી આવે છે અને થોડો કફ પડે છે. છાતીમાં કોઇ ઠેકાણે દુઃખે છે. ફેફસામાં સોજો આવવો. વિશેષ હકીકત ન્યુમોનિયાનું પ્રકરણ વાંચવાથી સમજાશે. આ લક્ષણોવાળાં રોગીને રક્તષ્ઠીવી નામનો સન્નિપાત લાગુ પડયો છે એમ જાણવું. એને અંગ્રેજી વૈદ્યકમાં **ન્યુમોનિઆ** કહે છે. તે પ્રાણઘાતક તરીકે પ્રસિદ્ધ છે.

## પ્રલાપક.

કંપારો, લવરી, સંતાપ, માથું દુખવું, મોટી વાતો, સ્વચ્છતા ઉપર રોગીની બહુ પ્રીતિ થવી, ચિંતા, બુદ્ધિ નાશ થવાથી ગભરામણ, બકવાટ એ લક્ષણો જો રોગીને થયાં હોય તો તે પ્રલાપક સન્નિપાત કહેવાય છે. આ રોગવાળો રોગી જલદી મરે છે. અંગ્રેજી વૈદ્યકમાં આ સન્નિપાતને **ટાઇફ્સફીવર** કહે છે.

## જીહ્વક.

ઉધરસ, દમ, સંતાપથી વિહ્વળ થવું, જીભ પર કાંટા કાંટા થઇ આવવા, બ્હેરાસ, જીભ ટુંકી થવી, શરીર અશક્ત. આ જીહ્વક નામનો સન્નિપાત કષ્ટસાધ્ય છે.

## અભિન્યાસ.

દોષ (વાત–પિત્ત–કફ) ના વિકારોથી મોંઢાપર ચળકાટ મારવો, ઉંઘ, બેચેન થઇ જવું, હાલવું ચાલવું બંધ થઇ અચેત પડી રહેવું. મુશીબતે એકાદ બોલ બોલાય, શક્તિ જતી રહેવી, શ્વાસ બંધ થવો. આ લક્ષણોવાળો રોગ અભિન્યાસ સન્નિપાતના નામથી ઓળખાય છે. તે રોગ બીજું મોતજ છે.

## હારિદ્રક.

દેહ, નખ, નેત્ર, હાથ, પગ, એ પીળાં થઇ જાય છે, તાવ થુંક ઉષરસ, એ લક્ષણોવાળો સન્નિપાત હારિદ્રક સન્નિપાતથી ઓળખાય છે. આ રોગ **મરણ નીપજાવનારો** છે, આ રોગ વૈદ્યથી મટતો નથી અને તેની ગણના સન્નિપાતની સંખ્યા ઉપરાંત છે. તે ક્વચિતજ જોવામાં આવે છે. અંગ્રેજી વૈદ્યકમાં આ સન્નિપાતને **યલોફીવર** કહે છે.

## સન્નિપાતનો અવધિ.

સન્નિપાત થયા પછી તરત ત્રણ, પાંચ, સાત, દશ, બાર દિવસ વીત્યા પછી એકવીસ દિવસ પસાર થયા એટલે શુદ્ધ થઇ સન્નિપાતનો રોગી બચી જાય છે.

## ત્રિદોષની સાધારણ મર્યાદા.

ત્રિદોષજ્વર આવ્યા પછી ૭ કિંવા ૧૪, ૯ કિંવા ૧૮, ૧૧ કિંવા ૨૨ દિવસ સુધીની ત્રિદોષ જ્વરની મર્યાદા સમજવી, તે પછી તાવ ક્યાંતો ઉતરી જાય અથવા તો માણસ મરણ પામે. ૭ દિવસની મર્યાદા વાતાધિકની છે. ૯ દિવસની પિત્તાધિકની છે ને ૧૧ દિવસની કફાધિકની છે. વાતાદિ દોષની શુદ્ધિ અશુદ્ધિના કારણથી ત્રિદોષની મર્યાદા કરતાં પણ વધારે વખત તાવ રહે છે. ત્રિદોષથી આવેલા તાવમાં પિત્ત, કફ, અને વાયુની વૃદ્ધિ થવાથી શરીરના ધાતુઓ કદાચ પાકી જાય તો રોગી ૧૦, ૧૨, અને ૭ અનુક્રમ દિવસમાં મરે છે અને જો મળ પાકી જાય તો તે તેટલાજ દિવસમાં જીવે છે.

## ધાતુપાક લક્ષણ.

નિદ્રા નાશ, છાતી જકડાઇ જવી, મળ તથા મુત્રનું બંધ થવું. શરીરનું જડ થવું, અન્ન ઉપર અભાવ થવો. બેચેની, અશક્તિ, આ લક્ષણો ધાતુપાક થયાનાં છે, ધાતુપાક એટલે રોગની વૃદ્ધિ અને બળનો ક્ષય થઇ શુક્રાદિ (વીર્ય) ધાતુ સહિત મુત્રાદિકનો જે પાક થાય તે.

## મલપાક લક્ષણ.

દોષની પ્રકૃતિ એટલે ગુણ બદલાઇ જવો, તાવ ઉતરવો, શરીર હલકું પડવું, નિર્મળ ઇન્દ્રિયો થવી. આ લક્ષણો મળપાકનાં છે. મળપાક અને ધાતુપાક થવો એ ઇશ્વરઇચ્છાની વાત છે.

## સન્નિપાતનાં અસાધ્ય લક્ષણો.

મળ તથા પિત્તાદિક વિકારો એકઠા થઈ બંધાઇ જવાથી અગ્નિ મંદ થતાં અને વાતાદિ દોષો પ્રગટ થતાં સન્નિપાત જ્વર અસાધ્ય બને છે. અને દોષોની પ્રવૃતિ થતાં અને અગ્નિ પ્રદિપ્ત થતાં અને બધાં લક્ષણો શાંત થતાં સન્નિપાત કષ્ટ સાધ્ય થાય છે.

## અભિન્યાસ જ્વરની સંપ્રાપ્તિ.

વાયુ, પિત્ત અને કફ કોપીને છાતીમાંના સ્રોત (પોકળશિરા) માં જાય છે તથા તેઓ પરિપકવતા ન પામેલાં છતાં ગંઠાઇ જઇ બુદ્ધિ તથા મન ઇન્દ્રિયના સ્થાનમાં જઇ મહા ભયંકર જ્વર ઉત્પન્ન કરે છે તે જ્વર અભિન્યાસજ્વર એ નામથી ઓળખાય છે.

## અભિન્યાસ જ્વરનું લક્ષણ.

અભિન્યાસ જ્વરવાળા રોગીના નેત્રમાંથી આંસુ આવે છે. તે દરિદ્રીની પેઠે પડયો રહે છે. કોઇ પણ પ્રકારનું કામકાજ કરવાની શક્તિ રહેતી નથી. તેની આંખે બરાબર જોઈ શકાતું નથી. એ પ્રમાણે સુગંધ લેવાની, સ્પર્શ કરવાની, શ્રવણ કરવાની શક્તિઓ નાશ પામી જાય છે. આમ તેમ માથું ફેરવ્યા કરે છે, ખાધા ઉપર અરૂચિ, ગળામાં હુંકાર, હાથે પગે તોડ હંમેશાં થયા કરે છે. બોલવા જાય તો તોતડું બોલાય છે. અને વળી કોઇ વખત બોલાતું પણ નથી. આ બધાં લક્ષણો અભિન્યાસ જ્વરનાં છે. આ રોગની ચિકિત્સા ઘણું કરી થઇ શકતી નથી, કારણ કે તેમાંથી કોઇ ભાગ્યેજ બચે છે.

## આગંતુક જ્વર.

આગંતુક જ્વરના ચાર ભેદ છે. અભિઘાત, અભિષંગ, અભિચાર અને અભિશાપ એ ચારથી આગંતુક જ્વરની ઉત્પત્તિ થાય છે

## આગંતુક જ્વરનાં લક્ષણો.

(૧) શસ્ત્ર, લાકડી, ચાબક, નખ, દાંત, વિગેરેનો અભિઘાત ા ત્યારે વાયુ લોહિને દુષિત કરીને અભિઘાત સ્થાનમાં સોજો, ાસ, અને વેદના સાથે જ્વર ઉત્પન્ન કરે છે. (૨) કામ, ક્રોધ ભય ને શોકનો અભિષંગ થવાથી, ભૂતાભિષંગથી અને વિષ વૃક્ષ (ઝેરી ) ના વાયુના સ્પર્શથી કે બીજા વિષોથી જે જ્વર આવે તેને અ- ાંગ જ્વર કહે છે. (૩) શ્યેનાદિક યજ્ઞ શાસ્ત્રથી ઉલટી રીતે વિપરીત ાથી કરવામાં આવે, તથા શાસ્ત્રથી ઉલટી રીતે પોતાની ઇચ્છા ા થવા યજ્ઞમાં ભુતોના કે દેવતાના મંત્રો જપવાથી તેનો કોપ ાથી અભિચાર જ્વર ઉત્પન્ન થાય છે. (૪) બ્રાહ્મણ, ગુરૂ, સિદ્ધ ા, વૃદ્ધ માતા પિતા વીગેરેના શાપથી અભિશાપજ્વર ઉત્પન્ન થાય કામ, ક્રોધ, શોક અને ભયથી થનારા જ્વરો માનસિક જ્વરો છે. પણ તેમાં પાછળથી કામ, ક્રોધ, શોક, અને ભયજ્વરમાં વાયુનો ા ક્રોધના જ્વરમાં પિત્તનો પ્રકોપ થાય છે.

## વિષજન્ય આગંતુક જ્વર.

સ્થાવર જંગમ ઝેરના સંયોગથી જે જ્વર થાય છે તેમાં ું કાળું થઇ જાય છે. શરીરમાં દાહ થાય છે. ઝાડો થાય છે. ાચિ તૃષા અને સોયો ધોચ્યા જેવી તીવ્ર પીડા મૂર્છા સાથે થાય છે.

## ઔષધના વાસથી આવેલો તાવ.

કડવું અને વાસ મારે એવું સખત ઔષધ સેવન કરવાથી જે ર આવે છે તેમાં મૂર્છા, કપાળમાં દુખાવો, ઉલટી અને છીંક ે છે.

## કામજ્વર.

કામજ્વર એટલે મન પ્રમાણે સ્ત્રી કે પુરૂષ નહિ મળવાથી જે ર આવે છે તેને કામજ્વર કહે છે તેનાથી મન ભમે છે. તંદ્રા આવે અરૂચિ, મનમાં પીડા થાય છે અને દિવસે દિવસે શરીર ગળાતું છે.

## ભય, શોક અને ક્રોધથી ઉત્પન્ન થતો જ્વર.

ભયથી ઉત્પન્ન થયેલા તાવમાં રોગી લવારો ઘણો કરે છે. એ પ્રમાણે સતત જ્વરમાં થાય છે. ક્રોધથી ઉત્પન્ન થયેલા તાવમાં શરીરે ધ્રુજારો છુટે છે.

## અભિચાર અને અભિઘાત જ્વર.

અભિચાર અને અભિઘાત એ બેથી જે તાવ આવે છે તેમાં રોગીની બેભાન અવસ્થા માલમ પડે છે, અને તૃષા વધારે લાગે છે.

## ભૂતાભિષંગ જ્વર.

ભૂતના વિકારથી જે તાવ આવે છે તેમાં રોગી હસે, રડે છે, અને તેનું આખું શરીર ધ્રુજે છે.

## આગંતુક જ્વરમાં વાતપિત્તાદિક દોષોનો સંબંધ.

કામ, શોક અને ભય જ્વરમાં વાત દોષ કોપ પામે છે. ક્રોધમાં પિત્ત કોપ પામે છે. અને ભૂતાદિકની અસરથી વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષ વિકાર પામે છે અને તેમાં ભૂતવ્યાધિમાં પિત્ત કફાદિનાં લક્ષણો થાય છે. ઉન્માદ રોગ પ્રકરણમાં હસવું રડવું વિગેરે લક્ષણો બતાવ્યાં છે તે થઇને પિત્ત કફાદિ લક્ષણો પણ થાય છે.

## વિષમ જ્વર.

**કારણ**—આયુર્વેદ શાસ્ત્ર પ્રમાણે માધવ નિદાનમાં જ્વરના આઠ પ્રકાર બતાવ્યા પછી વિષમ જ્વરનું વર્ણન વિશેષ પ્રકારના જ્વર તરીકે કરેલું છે. વિષમ જ્વર ઘણું કરીને શરદ્ ઋતુમાં જોવામાં આવે છે. એક વખત જ્વર આવી ગયા પછી તે જ્વરનો શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ઔષધોપચાર કર્યા વિના જ્વરને રોકવાથી તે જ્વર શરીરના ધાતુઓમાં અંતર્ગત રહી જવાથી, દોષ ફરિને આહાર વિહારથી કોપ પામી તાવ પેદા કરે છે, અને એ ઉથલો ખાધેલો જ્વર તે **વિષમ જ્વર** છે. અંગ્રેજી વૈદક પ્રમાણે "**મેલેરીયા**" નામની ઝેરી હવાથી આ

વર ઉત્પન્ન થાય છે. અને તે ટાઢીયા તાવ સાથે નિયમિત વખતે આવીને ઉભો રહે છે. જમીનમાં પાણી એકઠું થવાથી કાદવમાં સડો ાય છે. તેમ ખાડામાં પાણી ભરાઇ રહેવાથી તેમાં ઝાડ પાલો પડ- ાથી તે સડે છે અને મેલેરીયાના જંતુઓ મચ્છરના ડંખ મારફતે ાણસોના શરીરમાં પ્રવેશ કરે છે. મેલેરીયાનું ઝેર અને જંતુઓ લો- ેમાં મળવાથી તે લોહિ વિષમય થાય છે અને મેલેરીયા તાવમાં ંતુઓ લોહિનું શોષણ કરે છે. મેલેરીયાના સબંધમાં વિશેષ હકીકત ગ્રેજી વૈદક શાસ્ત્ર પ્રકરણમાં આપેલી છે, તે જોવાથી ખાત્રી થશે.

**લક્ષણ**—વિષમ જ્વરમાં તાવ અનિયમિતપણે ચઢે ઉતરે છે. માટે માધવાચાર્યે* વિષમ જ્વરની નિરૂક્તિ નીચે પ્રમાણે બતાવી ં. વિષમજ્વરમાં તાવ અનિયમિત પણે ટાઢ વાઇને આવે છે. અને તરવાનો પણ તેજ પ્રકાર છે. અને તેનો વેગ પણ નિયમિત રહેતો થી. આ તાવ કોઇ વખત લાંબો વખત રહે છે અને કોઇ વખત ડો વખત આવીને ઉતરી જાય છે. કોઇ વખત ટાઢ વાઇને આવે અને કોઇ વખત ગરમીથી તાવ ભરાય છે, અને કોઇ વખત ઘણા તેસથી આવે છે અને કોઇ વખત થોડા જોસથી આવે છે. આ માણે વિષમ કાળ હોવાથી તે જ્વરને વિષમજ્વર કહેવામાં આવે છે. ને આ તાવનું પિત્ત પ્રકોપ **સબળ** કારણ છે. કેટલીક વખતે નહિ ાણેલા વૈદ્યો વિષમજ્વર એ પદમાં વિષમ શબ્દ જોઇનેજ તેનો મહા ાયંકર જ્વર એવો ખોટો અર્થ કરે છે. વિ—સમ એટલે સમ સરખો ને સરખો નહિ પણ ચડ ઉતરનો જે જ્વર તે વિષમ જ્વર એવો ેરો અર્થ છે. આપણા શાસ્ત્રકારોએ એ વિષમજ્વરના જે જુદા જુદા ેદો બતાવ્યા છે ( તેનો વિચારે કરતાં જણાય છે ) કે જે જ્વર ડો વખત આવીને ઉતરી જાય છે અને પાછો આવે છે એટલે રખો નહિ તેને વિષમજ્વર કહેવામાં આવે છે. આ ઉપરથી સિદ્ધ

---

* યઃસ્યાદનિયતઃ કાલાત્ શીતોષ્ણાભ્યાંતથૈવચ ।
वेगतश्चाऽपि विषमोज्वरः स विषमः स्मृतः ॥ मा॰ नि ॥

થાય છે કે આપણા વ્યવહારમાં જે જ્વરને **પાળીનો તાવ** અથવા ટાઢીઓ તાવ કહેવામાં આવે છે તેજ વિષમ જ્વર છે.

**પ્રકાર**—મહર્ષિ ચરકાચાર્યે વિષમજ્વરના પાંચ પ્રકાર બતાવ્યા છે.

૧. સંતત, ૨. સતત, ૩. અન્યેદ્યુષ્ક, ૪. તૃતીયક, ૫. ચતુર્થક એ પ્રમાણે છે.

## વિષમજ્વરના ભેદો માટે સુશ્રુતાચાર્ય વિગેરેનો મત.

મહર્ષિ સુશ્રુતાચાર્યે સંતત જ્વરને વિષમજ્વર ન ગણતાં બાકીના ચાર ભેદો ગણેલા છે.

વિષમ જ્વરમાં થોડો વખત જ્વરનો વેગ રહીને ઉતરી જાય છે. અને સમયે આવે છે. આ પ્રમાણે તાવનું આવવું, ઉતરી જવું અને ફરી આવવું એ લક્ષણો કેવી રીતે બને છે? તાવ ઉતરી ગયા પછી તે સંબંધી દોષ ક્યાં રહે છે અને વળી પાછો ચોકસ સમયે જ્વરના વેગને કેમ ઉત્પન્ન કરે છે? ત્રીજે દિવસે અને ચોથે જ દિવસે શામાટે આવે છે? આ બાબતનો પ્રશ્ન આર્ય વૈદ્યોને મોટો ગંભીર થઇ પડેલો છે. આ બાબત આર્ય વૈદ્યકમાં ત્રણ મતો જોવામાં આવે છે. મહર્ષિ ચરકાચાર્યનો પ્રથમ મત એવો છે કે, રસમાં રહેલો દોષ સંતત જ્વરને, રક્ત અને માંસમાં રહેલો દોષ સતત જ્વરને, મેદમાં રહેલો દોષ અન્યેદ્યુષ્ક જ્વરને અસ્થિમાં રહેલો દોષ તૃતીયક જ્વરને તથા મજ્જામાં રહેલો દોષ ચાતુર્થક જ્વરને ઉત્પન્ન કરે છે. આ મતમાં સતતાદિ જ્વરોની સંપ્રાપ્તિ કેવી રીતે થાય છે તે જણાવતાં મહર્ષિ વાગ્ભટ્ટાચાર્ય અષ્ટાંગ સંગ્રહમાં કહે છે કે,

**सूक्ष्म सूक्ष्म तरास्येषुदूरदूरतरेषुच। दोषोरक्तादिमार्गेषु शनैरल्पंचिरेणच॥ याति[illegible]दोषं भूयिष्ठंप्रतिपद्यते। क्रमाद्यत्नेन विच्छिन्नसंतापोलक्ष्यतेज्वरः ॥**

રક્તાદિ ધાતુઓના માર્ગો ઘણા સુક્ષ્મ મુખવાળા અને દૂરદૂર હોવાથી માંસ મેદ વિગેરે ઉત્તરોત્તર ધાતુઓમાં રહેલો દોષ પ્રતિલોમ

ાથી, ધીમે ધીમે થઇને લાંબે વખતે રસમાં જાય છે. તેથી સતતાદિ
ારો ઉત્તરોત્તર લાંબે વખતે આવે છે અને વચલા સમયમાં રોગી
ાર વગરની અવસ્થામાં રહે છે.

આર્ય વૈદ્યક સિદ્ધાંત એવો છે કે દોષ જ્યારે રસ ( રક્ત ) ધા-
ાં આવે છે ત્યારે જ્વર ઉત્પન્ન કરી શકે છે. તે વિના શરીરમાં
ેલો હોય તો પણ જ્વર ઉત્પન્ન કરતો નથી. સંતત જ્વરમાં દોષ
ામાં રહેલો હોય છે તેથી સંતત જ્વર નિરંતર રહે છે. સતત
ારનો દોષ રક્ત અને માંસમાં રહેલો હોય છે તેના માર્ગો રસથી
ાક દૂર અને સૂક્ષ્મમુખવાળા હોવાને લીધે સતત જ્વરમાં દોષને
ામાં આવતાં થોડો વિલંબ થાય છે તેથી સતત જ્વર ચોવીસ
ાકમાં બે વખત આવી ઉતરી જાય છે. ને વચલી અવસ્થામાં રોગી
વર વિનાનો રહે છે. મેદના માર્ગો માંસથી પણ ઘણા સૂક્ષ્મમુખ-
ળા અને દૂર છે. તેથી મેદમાં રહેલો દોષ સતત કરતાં વધારે લાંબે
ખતે રસમાં જાય છે તેથી અન્યેદ્યુષ્ક જ્વર કે જે મેદમાં રહેલા
ષથી આવે છે તે ચોવીસ કલાકમાં એક વાર આવે છે. આ પ્રમાણે
સ્થિ અને મજ્જાના માર્ગો ઉત્તરોત્તર દૂર અને સૂક્ષ્મમુખવાળા
વાથી તેમાં રહેલો દોષ લાંબે વખતે રસમાં જઇને તૃતીયક જ્વર
ને ચાતુર્થક જ્વર ઉત્પન્ન કરે છે, જ્વરનો વેગ થઇ રહ્યા પછી
ષ કેવી અવસ્થામાં રહે છે તે વિષે મહર્ષિ ચરકાચાર્ય કહે છે કે
ષો વેગ કર્યા પછી ક્ષીણ બળવાળા થઇ જાય છે અને માંસ મેદ
ગેરે જે પોત પોતાના ધાતુઓ તેના માર્ગમાં આવીને રહે છે.
યારે પછી વૃદ્ધિ પામે છે ત્યારે પોત પોતાના બળકાળમાં જ્વરના
ગ ઉત્પન્ન કરે છે. મહર્ષિ સુશ્રુતાચાર્ય આ બાબતમાં જણાવે છે કે
યારે જ્વરનો વેગ થઇ રહે છે ત્યારે તે ગયો જણાય છે. પરંતુ દોષ
વખતના ધાતુઓમાં લીન થઇ છુપાઇ રહેલો હોય છે. તેથી સૂક્ષ્મ-
ણાને લીધે જણાતો નથી. પરંતુ વિષમ જ્વરમાં તાવ ઉપરથી ન
ય તો પણ અંદરથી શરીરમાં રહે છે અને શરીર કૃશ કરી

નાંખે છે. આ બાબતમાં મહર્ષિ સુશ્રુતાચાર્યે એક દૃષ્ટાંત આપ્યું છે કે જેવી રીતે સમુદ્રમાં ભરતીની વખતે સમુદ્રનું પાણી કીનારા સુધી આવી જાય છે અને ભરતી ઉતરી એટલે તે જળ સમુદ્રમાં સમાઇ જાય છે તેમ જ્યારે દોષનો પ્રકોપ થાય છે ત્યારે જ્વર આવે છે અને પછી શાંત થાય છે એટલે જ્વર શરીરમાં સમાઇ જાય છે.

## વિષમજ્વરની સંપ્રાપ્તિ.

રોગીને તાવ ગયા પછી લગાર પોતે સાજો થયો માની લઇને અનિયમિત ખાધા પીધામાં આવવાથી વાતાદિ દોષો વિકાર પામી આખા શરીરમાં પ્રસરી રસ, લોહિ વિગેરે ધાતુમાંથી કોઇ ધાતુ સાથે મળી કરીને વિષમજ્વર ઉત્પન્ન કરે છે. માધવાચાર્યે વિષમ જ્વરની સંપ્રાપ્તિ માટે ઉપર પ્રમાણે જણાવ્યા પછી વિશેષમાં કહ્યું છે કે મૂળ વિકાર બળવાન હોવાથી તે ફરીને બળવાન થઇ જ્વર ઉત્પન્ન કરે છે. સુશ્રુતાચાર્ય તે સંબંધમાં પોતાનો બીજો મત જણાવે છે કે, આમાશય, છાતી, કંઠ, માથું અને સાંધા એ પાંચ કફનાં સ્થાનો છે. તેમાં આગલા ચાર સ્થાનોમાં રહેલા દોષોથી વિષમજ્વરો ઉત્પન્ન થાય છે. આ મત પ્રમાણે એમ માનવામાં આવે છે કે દોષ જ્યારે આમાશયમાં આવે ત્યારે રસ સાથે મળી જ્વર ઉત્પન્ન કરે છે. તેથી આમાશયમાં રહેલો દોષ પોતાના પ્રકોપ કાળની અપેક્ષાએ ચોવીસ કલાકમાં બે વાર જ્વર લાવે છે. એને સતત જ્વર કહેવામાં આવે છે. છાતીમાં રહેલો દોષ ૨૪ કલાકમાં છાતીમાંથી આમાશયમાં આવીને અન્યેદ્યુષ્ક જ્વર ઉત્પન્ન કરે છે. કંઠમાં રહેલો દોષ ૪૮ કલાકમાં આમાશયમાં આવી તૃતીયક જ્વરને ઉત્પન્ન કરે છે. માથામાં રહેલો દોષ ૭૨ કલાકમાં આમાશયમાં આવીને ચાતુર્થક જ્વરને ઉત્પન્ન કરે છે, દોષને એક સ્થાનથી બીજા સ્થાનમાં જતાં સાધારણ રીતે ૨૪ કલાક લાગે છે. વિષમજ્વરની સંપ્રાપ્તિના સંબંધમાં ત્રીજો મત એવો છે કે વિષમજ્વરમાં આગન્તુક કારણનો પણ સંબંધ હોય છે,

## સંતતજ્વરની સંપ્રાપ્તિ.

રસ વહન કરનારી શિરાઓમાંથી ભારે એવા પિત્ત કફાદિ દોષો નીકળીને આખા શરીરમાં પ્રસરે છે અને તે સર્વે મળીને **સંતત** નામનો વિષમજ્વર ઉત્પન્ન કરે છે. અંગ્રેજીમાં આને " Remittent રિમિટન્ટ ફીવર " કહે છે.

## સતત જ્વરની સંપ્રાપ્તિ.

સંતત જ્વરમાંથી ઉત્પન્ન થયેલો દોષ રસમાં રહેલા સંતત જ્વરને રક્તમાં આણે છે અને એવી રીતે રક્તમાં આવેલો દોષ સતત જ્વરને ઉત્પન્ન કરે છે. અંગ્રેજીમાં આ જ્વરને " ડબલ ક્વોટિડિઅન ફીવર " કહે છે.

## અન્યેદ્યુષ્ક જ્વરની સંપ્રાપ્તિ.

રસના વિકારથી સંતત અને રક્તના વિકારથી સતત અને તે વિકારો માંસનો આશ્રય કરે ત્યારે અન્યેદ્યુષ્ક જ્વર કરે છે. એટલે રાતદિવસના ૨૪ કલાકને અંતરે આવનારો તાવ લાગુ પડે છે. આ જ્વરને ઈંગ્રેજીમાં " ક્વોટિડિયન ફીવર " કહે છે.

## તૃતીયક જ્વરની સંપ્રાપ્તિ.

એ દોષ જ્યારે મેદ ધાતુમાં પ્રવેશ કરે છે ત્યારે તરીઓ તાવ એટલે ત્રીજે દિવસે આવનારો એકાંતરીયો તાવ લાગુ પડે છે. એને ઈંગ્રેજી વૈદ્યો " ટર્શિયન ફીવર " કહે છે.

## ચાતુર્થિક જ્વરની સંપ્રાપ્તિ.

અને તે વિકારો જ્યારે હાડકાં અને મજ્જાનો આશ્રય કરે છે ત્યારે મહાભયંકર મૃત્યુરૂપી ચોથીઓ તાવ લાગુ પડે છે. આ તાવને ઈંગ્રેજીમાં " ક્વોર્ટન ફીવર " કહે છે.

## સંતત જ્વરનાં લક્ષણો.

સાત, દશ, અને બાર દિવસ સુધી એક સરખી રીતે જે તાવ આવે છે અને ઉતરતો નથી અને જ્યારે ઉતરે ત્યારે પોતાની

મેળે ઉતરી જાય છે કે પ્રાણ લે છે તેને સંતત જ્વર કહે છે. વાત પિત્ત અને કફ દોષોના ક્રમે સાત, દશ અને બાર દિવસની ગણના કરી છે. એટલે વાત દોષથી સંતત જ્વરની મુદત સાત દિવસની છે. પિત્ત દોષથી દશ દિવસની છે અને કફ દોષથી બાર દિવસની છે. એ પ્રમાણે સંતત જ્વરની મુદત છે.

## સતતાદિક જ્વરનાં લક્ષણો.

સતતજ્વર દિવસ રાત્રિમાં બે વખત એટલે દરેક બાર કલાકને અંતરે આવી જાય છે. એટલે દિવસમાં એક વખત અને રાત્રિમાં એક વખત આવે છે. અન્યેદ્યુષ્ક એટલે દિવસ રાત્રિ બેમાંથી એક વખત એટલે દિવસે અગર રાત્રિએ જ્વર આવે છે. તૃતીયક જ્વર એટલે ત્રીજે દિવસે જ્વર આવે છે અને ચાતુર્થિક એટલે ચોથે દિવસે જ્વર આવે છે, એટલે તાવ આવી ગયા પછી બે દિવસો વચમાં પડતા મુકીને જે તાવ આવે તેને ચોથીઓ તાવ કહે છે.

## વાતબલાસકજ્વર.

જે માણસને આ તાવ આવે છે તેનું શરીર હંમેશાં તપ્યા કરે છે અને શરીર લુખું પડે છે અને શરીર જડ થઇ જાય છે અને હાથે પગે સોજા ચઢે છે. આ જ્વરમાં વાયુ અને કફનું જોર વધારે હોય છે.

## પ્રલેપક જ્વર.

આ તાવવાળા માણસનું શરીર હંમેશાં પરસેવાવાળુ રહે છે. પણ અંદર તાવ ભરેલો હોય છે. અને શરીર જડ થઇ ચિકણું રહે છે. તાવ ટાઢ ચઢીને આવે છે આ તાવ પિત્ત અને કફમાંથી ઉત્પન્ન થાય છે. અને કેટલાક કહે છે કે વાત પિત્ત અને કફમાંથી પણ થાય છે.

## વિષમ જ્વરનાં વિશેષ લક્ષણો.

અન્નનો રસ શરીરમાં બિગાડ પામવાથી કફ અને પિત્તની

અવ્યવસ્થા થાય છે. તેથી અડધું અંગ કફથી ઠંડું રહે છે. અને અડધું અંગ પિત્તથી ઉનું રહે છે. શરીરના ઉદર વિગેરે ભાગોમાં જ્યારે પિત્ત વિકાર કરે છે અને કફ હાથ પગમાં વિકાર કરે છે ત્યારે ઉદરનો ભાગ ગરમ રહે છે અને હાથ પગમાં પિત્તનું જોર વધે અને હાથ પગમાં પિત્તનું જોર વિકાર પામે ત્યારે શરીર ઠંડું અને હાથ પગ ઉનાં રહે છે.

## શીતપૂર્વ જ્વર અને ઉષ્ણપૂર્વ જ્વર.

ત્વચામાં રહેલા કફ અને વાયુ, ધાતુનો આશ્રય કરી શીતજ્વર ઉત્પન્ન કરે છે, અને શીત થયા પછી અંતે પિત્ત બળત્રા કરે છે; તે પ્રમાણે ત્વચામાં રહેલું પિત્ત પ્રથમ ધાતુનો આશ્રય કરી **પિત્ત** દાહ કરે છે અને છેવટે વાયુ અને કફ ટાઢ લાવે છે. આ પ્રમાણે શીતજ્વર અને ઉષ્ણ જ્વરની સ્થિતિ છે.

## સાત ધાતુમાં રહેલો જ્વર.

રસ, **લોહિ**, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુનો આશ્રય કરીને જ્યારે જ્વર રહે છે, ત્યારે તેમની સ્થિતિમાં ઘણો ફેરફાર ઉત્પન્ન કરે છે. માટે સાત ધાતુમાં રહેલા જ્વરનાં લક્ષણો નીચે બતાવવામાં આવે છે.

**રસમાં** રહેલા જ્વરમાં શરીર ભારે લાગે છે, અને છાતીમાં કાંઇ ભરાઇ રહ્યું હોય તેવું લાગે છે. ગ્લાનિ લાગે છે, ઉલટી, અરૂચિ લાગે છે અને મન ઘણુંજ **લીન** થઇ ગયલું જણાય છે.

**લોહિમાં** રહેલા જ્વરમાં લોહિના ગલફા પડે છે. બેશુદ્ધિ, ઉલટી, ભ્રમણા અને લવારો થાય છે. તૃષા લાગે છે અને શરીર ઉપર ગાંઠો જણાય છે.

**માંસમાં** રહેલા જ્વરમાં ઘુંટણની નીચેની પીંડીમાં ગોટલા ચઢે છે, ઝાડો પિસાબ છુટી જાય છે. તૃષા લાગે છે અને **બલત્રા** થાય છે. આખા શરીરે કળતર થાય છે.

**મેદમાં** રહેલા જ્વરમાં અતિશય પરસેવો થાય છે અને તરસ બહુ લાગે છે, બેશુદ્ધિ, લવારો અને ઉલટી થાય છે. અન્ન ઉપર અરૂચિ અને ઉલટી થાય છે અને વેદના બીલકુલ સહન થતી નથી.

**હાડકામાં** રહેલા જ્વરમાં શરીરના તમામ હાડકાં ભાગી ગયાં હોય તેવું લાગે છે. શ્વાસ ઉલટી અને ઝાડો થાય છે. હાથ પગ ખેંચાય છે.

**મજ્જામાં** રહેલા જ્વરમાં અંધારામાં પડી રહ્યા જેવું જણાય છે, ઉધરસ, ઉલટી, હેડકી અને છાતીમાં દાહ થાય છે. અને મહા-શ્વાસ ચાલે છે અને હૃદય ફાટી જતું હોય તેવી તીવ્ર વેદના થાય છે.

**વીર્યમાં**—રહેલા જ્વરમાં રોગી મૃત્યુને શરણ થાય છે અને હંમેશાં ગુહ્યેન્દ્રિય અક્કડ થઇને વીર્ય વહ્યાં કરે છે અને તે સાથે લોહિ વિગેરેનો પણ સ્રાવ થાય છે.

આ પ્રમાણે સાત ધાતુમાં રહેલા જ્વરનાં લક્ષણો જણાવ્યા પછી

## પ્રાકૃત અને વૈકૃત જ્વર.

એ બંને જ્વરની હકિકત ઉપર આવું છું. વર્ષાઋતુ, શરદૃઋતુ, અને વસંતઋતુ એ ત્રણ ઋતુમાં ત્રણ વાતાદિ દોષોના વિકારોથી જે જ્વર ઉત્પન્ન થાય છે તે **પ્રાકૃતજ્વર** કહેવાય છે. એટલે વર્ષાઋ-તુમાં વાત જ્વર, શરદ ઋતુમાં પિત્ત જ્વર અને વસંત ઋતુમાં કફ જ્વરો આ વિનાના બીજા જ્વરો જેવા કે વર્ષા ઋતુમાં પૈત્તિક જ્વર, શરદ ઋતુમાં કફ જ્વર અને વસંત ઋતુમાં વાત જ્વર આ વૈકૃત જ્વર કહેવાય છે.

**પ્રાકૃત જ્વરોની પરીક્ષા નીચે પ્રમાણે છે**—ગ્રીષ્મ ઋતુ-માં એકઠો થયેલો વાયુ વર્ષા ઋતુમાં કોપે તો તે કફપિત્ત યુક્ત થઇ તાવ ઉત્પન્ન કરે છે. તેવી રીતે વર્ષા ઋતુમાં સંચિત થયલું પિત્ત, શરદ ઋતુમાં વિકાર પામી જે તાવ લાવે છે તેમાં પણ કફનો ઉપદ્રવ થાય છે. કફ પિત્તના સ્વભાવથી તેવા તાવોમાં રોગી ખોરાક મુકી દે

તો ધાસ્તીનું કારણ કાંઇ રહેતું નથી. તેવી જ રીતે હેમંત ઋતુમાં સંચિત થયલો કફ, વસંત ઋતુમાં તાવ લાવે છે અને તેને વાયુ અને પિત્ત મદદ કરે છે. વાત પિત્તાદિ દોષોના વિકારોની પોતપોતાના સમયમાં ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે. રોગપરીક્ષાનું એક લક્ષણ જેમ કાળ છે તેમ ઉપશયાનુપશય પણ છે. ઉપર કહેવામાં આવેલા **પ્રાકૃત અને વૈકૃત જ્વરના** લક્ષણો નીચે પ્રમાણે છે. (૧) પ્રાકૃત જ્વરમાં શરીરની અંદર દાહ થાય છે, તરસ લાગે છે, લવારો, શ્વાસ, ભ્રમણા, સાંધા અને હાડકામાં શૂળ, પરસેવો બંધ, ઝાડો અને વાછુટ બંધ થાય છે. (૨) વૈકૃત જ્વરમાં શરીરની બહાર તાપ વધારે લાગે છે, તૃષા, શરીરે દુખાવો વિગેરે થાય છે.

## આમજ્વરનાં લક્ષણો.

મોંઢામાંથી લાળ ગળે છે, બકારી આવે તેમ થાય છે, છાતીમાં ડચુરાની પેઠે જણાય છે, અરૂચિ, આંખોનાં પોપચાં ઉઘડતાં નથી, આળસ, અજીર્ણ, મોંઢું બે સ્વાદ, શરીરની જડતા, ભૂખ મરી જાય છે. પિશાબ વારંવાર થાય છે, શરીરમાં તાવ વધારે આવેલો જણાય છે. આ લક્ષણો અપક્વ એટલે તરતના તાવનાં છે.

## પચ્યમાનજ્વરનાં લક્ષણ.

ટાઢ આવીને તાવ આવે છે, તૃષા ઘણી લાગે છે. પ્રલાપ, શ્વાસ, મન ભમે છે, ઝાડો થાય છે, ઉલટી જેવા ઉબકા આવે છે. આ લક્ષણો પાકેલા તાવનાં છે.

## જીર્ણજ્વરનાં લક્ષણો.

એકવીસ દિવસ ગયા પછી જે તાવ શરીરમાં થોડો થોડો રહેતો હોય અને એવા જીર્ણ થયેલા જે જ્વરને લીધે બરોળ વધીને જઠરાગ્નિ મંદ કરે છે તેને જીર્ણજ્વર કહે છે.

## પુષ્ટદેશ જ્વર.

વર્ષાઋતુ (ચોમાસા) માં પહાડ પર્વતમાંથી પાણીનાં ઝરણોનો

પ્રવાહ નીકળે છે, તેની સાથે ઝેરી પદાર્થો, પાંદડાં, અને પેટે ચાલનારા પ્રાણીઓ પણ વહી આવે છે તેથી તે પાણી ઝેરી બને છે. એ ઝેરી પાણીનો ઉપયોગ કરવાથી શરીરમાંના વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો પ્રકોપ પામીને જ્વર ઉત્પન્ન કરે છે તેનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

તે જ્વરમાં ઝાડો, મરડો, અરૂચિ, મૂર્છા, તૃષા, જીભ જડ થવી, છાતીમાં દુઃખાવો, છાતીના બન્ને પડખામાં શૂળ, ટાઢ આવવી, શરીરે દુઃખાવો થવો એ વિગેરે ચિન્હો થાય છે એને **ઔપલ્યકજ્વર** એટલે પાણીના બીગાડથી ઉત્પન્ન થયલો જ્વર કહે છે.

## ગંભીર જ્વરનાં લક્ષણો.

હૃદયમાં દાહ, તૃષા, શ્વાસ, ઉધરસ, શરીરનો આક્ષેપ, એ ગંભીર જ્વરનાં લક્ષણો છે.

## જ્વરના ઉપદ્રવો.

શ્વાસ, મૂર્છા, અરૂચિ, ઉલટી, તૃષા, ઝાડો, કબજીઆત, હેડકી, ઉધરસ, શરીરમાં બળત્રા, તાંણ, સોજો, યકૃતની વૃદ્ધિ, બરોલ, મુત્રાવરોધ, પ્રલાપ, મરડો, બેશુદ્ધિ એ પ્રમાણે જ્વરના મુખ્ય ઉપદ્રવો છે.

## જ્વરનાં અસાધ્ય લક્ષણો.

૧. જ્વર આવતાં જે રોગીની આંખો ઉંડી પેસી જાય અને કાને સંભળાય નહિ, આંખે દેખાય નહિ, તે રોગી મરી જાય છે. ૨. શરીરની અંદરના ભાગમાં બળત્રા થાય છે, બહાર ઠંડી, અત્યંત તૃષા, બકારી, શ્વાસ લેવામાં મુસ્કેલી, શરીરના તમામ સાંધામાં દુઃખાવો, પરસેવો ન થવો, જીભ ખડબચડી થવી; આ લક્ષણો અસાધ્ય જ્વરનાં છે. ૩. શરીર સુકાઇને હાડપિંજર થઈ જઇ સોજા આવવા, શક્તિ હીન શરીર થઇ જવું, દિવસે દિવસે શરીરનો રંગ શ્યામ થવો, આ લક્ષણો પણ અસાધ્ય જ્વરનાં છે. ૪. લાંબા વખતના જ્વરથી રોગી બેભાન થઇ જાય છે. આ રોગી મરણને શરણ થાય છે. ૫. જે

તાવથી રોગીનાં રોમાંચ ઉભાં થતાં હોય, આંખો લાલચોળ જેવી હોય, છાતીમાં ગાંઠ થયા જેવું લાગતું હોય તેવી પીડા થાય, શ્વાસ મોંઢેથી બરાબર લઇ શકાતો ન હોય તેવા તાવવાળા રોગીને જીવવાની આશા બીલકુલ નથી. આ પ્રમાણે જ્વરનાં અસાધ્ય લક્ષણો કહ્યાં છે.

## જ્વર મુકિત પૂર્વરૂપ.

### (તાવ જવાનું પૂર્વરૂપ).

દાહ, પરસેવો, ભ્રમણા, તૃષા, કંપારો, પાતળો ઝાડો, બેશુદ્ધિ, બકવું, શરીરની દુર્ગંધ, આ લક્ષણો તાવ જતાં પહેલાં થાય છે. કેટલાક શંકા કરે છે કે દોષના વિકારો નાશ પામ્યા વિના રોગ કેમ જશે; એ બાબતમાં જણાવવું જોઇએ કે જેમ તેલ બળી ગયા પછી દીવો ઓલવાઇ જતાં તેનું તેજ જેમ બે ત્રણ ઘણું જણાય છે તે પ્રમાણે રોગનો નાશ થતાં વાર લાગતી નથી.

## જ્વર મુકિતનું લક્ષણ.

તાવ ગયા પછી પરસેવો થાય છે, શરીર હલકું થાય છે. માથામાં ચળ આવે છે, મોંઢાની બહાર ઓઠ પાકી જાય છે, છીંકો આવે છે, અન્ન પર રૂચિ થાય છે વિગેરે લક્ષણો તાવ ગયાનાં સમજવાનાં છે.

## જ્વરરહિતનું લક્ષણ.

જે માણસને થાક અને સંતાપ ન લાગે અને જેની ઈન્દ્રિયો અતિશય નિર્મળ લાગે, અને તાવ આવતાં પહેલાં પોતાના શરીરમાં જે બળ હતું તે બળ પાછું આવેલું હોય એમ લાગે અને સ્વસ્થ પ્રકૃતિ થઇ લાગે, તે જ્વર વિનાનો રોગી જાણવો.

## દેશી વૈદ્યક પ્રમાણે નાડી પરીક્ષા.

હૃદયમાંથી લોહી બહાર ધોરી નસોમાં ધકેલાય છે તેથી તે ધોરીનસોમાં ધબકારા થાય છે. અને તે ધબકારા વડે લોહીનું ઓછું વત્તું ફરવું માલમ પડે છે, એ પ્રમાણે લોહી ફરવાના ધબકારાના જ્ઞાનને નાડીજ્ઞાન કહે છે. અને તે નાડીજ્ઞાનથી રોગોની પરીક્ષા થાય

છે. રોગીના હાથના અંગુઠાના મૂળ પાસે કાંડાના છેડાપર ચાલતી નાડી ઉપર પરીક્ષક વૈદ્યે હાથના અંગુઠા પાસેની ત્રણ આંગળીઓ રાખીને જોવું. એ આંગળીઓના ટેરવાથી અનુક્રમે વાત, પિત્ત, અને કફ એ ત્રણ દોષની પરીક્ષા કરવી, અંગુઠાની પાસેની પહેલી આંગળી નીચે વાતની નાડી અને બીજી આંગળી નીચે પિત્તની નાડી અને ત્રીજી આંગળી નીચે કફની નાડી એ પ્રમાણે આંગળીઓ રાખવાથી નાડીનું જ્ઞાન થાય છે. આયુર્વેદના ચરક, સુશ્રુત, વાગ્ભટ વિગેરે પ્રાચીન સંહિતાના ગ્રંથોમાં નાડી પરીક્ષા માટે દિગદર્શન કાંઈ કર્યું નથી પણ ત્યાર પછી થયલા ગ્રંથોમાં નાડી પરીક્ષાની વાત લખેલી છે. નાડી પરીક્ષાના સંબંધમાં;-

(૧) વાયુની નાડી—સર્પ તથા જળોની પેઠે વાંકી તથા ત્રાંસી ચાલથી ચાલે છે.

(૨) પિત્તની નાડી—કાગડા તથા દેડકાની પેઠે ઉતાવળી કૂદતી ચાલથી ચાલે છે.

(૩) કફની નાડી—હંસ, પારેવા, મોર વિગેરે પક્ષીની પેઠે મંદ મંદ ચાલથી ચાલે છે.

(૪) વાતપિત્તની નાડી—સરપની પેઠે વાંકી તેમજ દેડકા પેઠે કુદતી નાડી ચાલે છે.

(૫) વાત કફની નાડી—સરપની પેઠે વાંકી તેમજ હંસની પેઠે મંદ મંદ નાડી ચાલે છે.

(૬) પિત્ત કફની નાડી—કાગડાની પેઠે કુદતી પણ હંસની પેઠે મંદ મંદ નાડી ચાલે છે.

(૭) સન્નિપાત નાડી—કાષ્ટને વહેરવાના કરવતની પેઠે અથવા તિત્તિર -પક્ષીની પેઠે જે નાડી ચાલતાં ચાલતાં અટકે, પાછી ચાલે, વળી અટકે, અથવા બે ત્રણ ઠુંકા મારીને પાછી અટકે તે સન્નિપાતની એટલે ત્રણ દોષવાળી નાડી સમજવી.

(૮) વિશેષ વિગત—(૧) નાડી ધીમી પડીને પાછી સરસર ચાલે તે બે દોષની નાડી સમજવી. જે નાડી પોતાનું સ્થાન છોડે, જે

નાડી રહી રહીને ચાલે તથા જે નાડી ઘણી ક્ષીણ થઇ ઠંડી પડે છે તે પ્રાણનાશક છે. (૨) તાવની નાડી ઘણી ગરમ અને ઉતાવળી ચાલે છે. (૩) ચિંતા તથા ભ્રમની નાડી મંદ પડી જાય છે. (૪) કામાતુર અને ક્રોધી માણસની નાડી ઉતાવળી ચાલે છે. (૫) જેનું લોહી કોપ પામ્યું હોય તેની નાડી ગરમ તથા પત્થર જેવી જડ-ભારે થાય છે. (૫) આમના દોષવાળી નાડી અતિ ભારે ચાલે છે. (૭) ગર્ભિણીની નાડી ગંભીર, પુષ્ટ અને હલકી ચાલે છે. (૮) મંદાગ્નિ, ધાતુક્ષય, ઉંઘેલ, ઉંઘી ઉઠેલ, આળસુ, સુખી એ બધાની નાડી સ્થિર ચાલે છે. (૯) ઘણી ભૂખ લાગી હોય તેની નાડી ચંચળ ચાલે છે. (૧૦) જવર સાથે ઝાડાવાળાની નાડી ઘણી ઉતાવળી ચાલે છે. (૧૧) જમ્યા પછીની નાડી ધીમી ચાલે છે. (૧૨) જે નાડી ત્રુટક ત્રુટક ચાલે, ક્ષણમાં ધીમી અને ક્ષણમાં ઉતાવળી ચાલે, કાષ્ટ જેવી કઠણ સ્થિર અને વાંકી ચાલે, ઘણી ગરમ ચાલે થોડી વારમાં પોતાના સ્થાનપર ચાલે, અને ક્ષણમાં દેખાતી બંધ થાય એ સર્વ જાતની નાડી પ્રાણનાશ સૂચવનાર છે. પુરૂષની નાડી જમણે હાથે અને સ્ત્રીની નાડી ડાબે હાથે જોવાની છે.

**ડાકટરી નાડી પરીક્ષા**—ડાક્ટર લોકો નાડી ઉપર ધ્યાન નથી આપતાં એ વાત તદન ખોટી છે. ડાકટરો પણ નાડી તપાસે છે અને તેના ઉપર આધાર રાખે છે. કેટલાક વિદ્વાન ડાકટરો નાડીની પરીક્ષા કરવામાં ઘણા ઉંડા ઉતરે છે; અને આપણા આર્ય વૈદકમાં જેમ વાત, પિત્ત અને કફની અથવા મિશ્રિત યોગવાળી નાડી, એવાં જૂદાં જૂદાં નામ આપે છે તેમ ડાકટરો પણ ઉતાવળી, ધીમી ભરેલી, નાની, સખત, અનિયમિત, આંતરીયાં એવા નામ આપે છે અને જૂદા જૂદા રોગોમાં જુદી જુદી નાડી ચાલે છે તેની પરીક્ષા કરે છે તે નીચેની વિગત પરથી જણાશે.

**ઉતાવળી નાડી**—તંદુરસ્ત માણસની નાડીની ચાલ એક મી-

નિટમાં ૭૫ થી ૮૫ સુધી હોય છે. પણ માંદગી વખતે તે ચાલ વધીને ૧૦૦ થી ૧૫૦ સુધી વધી જાય છે. આવી રીતે નાડી વધી જાય છે, તેને ઉતાવળી નાડી કહે છે. તાવ, આંતરીઆ તાવ, સન્નિ-પાત જ્વર વિગેરે દરદોમાં નાડીની ગતિ ઉતાવળી ચાલે છે.

**થરમોમિટર**—તાવ જોવાનું યંત્ર આવે છે. તેનાથી તાવ માલુમ પડે છે. આ યંત્રમાં પારાવાળો ભાગ દરદીની બગલમાં કે મોઢામાં રાખવાથી તાવની ડીગ્રી પાંચ મીનીટમાં જણાઇ આવશે. **ટાઇફોઇડ ફીવરમાં** તાવ ૧૦૪ તથા ૧૦૫ થાય છે. અને નાડીની ગતિ ૧ મીનીટમાં ૧૨૦ થી ૧૪૦ વાર ધબકે છે. **ટાઇફ્સ ફીવરમાં** પણ ઉપર પ્રમાણે તાવની ડીગ્રી તથા નાડીની ગતિ થાય છે. **રીમીટંટ ફીવરમાં** તાવની ગરમી ૧૦૪ થી ૧૦૫ અથવા ૧૦૭ સુધી વધી જાય છે. નાડીના ધબકારા ૧૦૦ થી ૧૨૦ સુધી થાય છે. **સાદા જારી તાવમાં** નાડીના ધબકારા ૧૨૦ થી ૧૨૫ થાય છે. તાવ વ-ધારે આવે છે તો તેથી પણ ધબકારા વધે છે.

## પાશ્ચિમાત્ય વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે તાવના ભેદો નીચે પ્રમાણે છે.

**૧ જારી તાવ**—(૧) સાદો તાવ. (૨) ટાઇફ્સ (૩) ટાઇ-ફોઇડ (૪) ઉલટતાવ.

**૨ આંતરીઓ ટાઢીઓ તાવ**—(૧) રોજીંદો ટાઢીઓ તાવ (૨) એકાંતરીઓ તાવ (૩) તરીઓ તાવ (૪) ચોથીઓ તાવ.

**૩ રિમિટંટ ફીવર**—આર્ય વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે વિષમ જ્વ-રનો એક પ્રકાર (સંતત જ્વર.)

**૪ ફૂટી નીકળતા તાવ**—(૧) શીળી (૨) ઓરી (૩) અછબડા (૪) રાતો તાવ (૫) રંગીલું (૬) રતવા (૭) મરકી (૮) ઇન્ફલ્યુએન્ઝા.

# ૧. જારી આવનાર સાદો તાવ.

( Simple Fever–સિમ્પલ ફીવર )

આ તાવ કોઇ વખત જોરથી અને કોઇ વખત હલકો આવે છે.

**કારણ**—ઋતુઓનો એકદમ ફેરફાર થવાથી શરદી, ગરમી, ઘણો શ્રમ, તડકામાં રખડવું વિગેરે અનેક કારણોથી સાદો તાવ આવે છે. પ્રથમ કહેવામાં આવેલું છે તે પ્રમાણે વાત, પિત્ત અને કફ એ દોષોના બગડવાથી તાવ આવે છે. પણ સામાન્ય વર્ગ વાત પિત્ત અને કફ દોષથી ગુંચવાય છે. માટે સાદા તાવ તરીકે ગણના કરવામાં આવી છે.

**લક્ષણ**—તાવ આવવાનો હોય ત્યારે શરીર ઠંડું પડી જાય છે, શરીરના તમામ સાંધામાં દુ:ખાવો થાય છે. વાંસો ફાટે છે. મનમાં અણગમો થાય છે. કામ કરવું ગમતું નથી. જરા જરા ટાઢની કમકમી આવે છે, માથું દુ:ખે છે અને કપડું ઓઢી સુઇ જવાની ઇચ્છા થાય છે. અને થોડી વારમાં તાવ ભરાઇ આખું શરીર તપી આવે છે. આંખોમાં દાહ, મોઢું લાલચોળ જેવું થઇ જાય છે, મ્હોં સુકાઇ જાય છે. તૃષા બહુ લાગે છે. આંખોમાંથી પાણી ઝરે છે, જીભ ધોળી સફેદ થઇ જાય છે, નાડીનો વેગ જોસથી ચાલે છે; અને એક મીનીટમાં નાડીના ધબકારા ૧૨૦ થી ૧૨૫ સુધી થાય છે. અને તાવની ગરમી ૧૦૩ થી ૧૦૪ સુધી થાય છે. ઝાડો થતો નથી, ઉંઘ આવતી નથી, જેમ જેમ વખત થતો જાય છે તેમ તેમ તાવ વધતો જાય છે. ઉઠવા જાય તો ચક્કર આવી જાય છે, આંખે અંધારાં આવે છે, ઉબકા અને ઉલટી થાય છે, રાતમાં બકવા કરે છે, વિગેરે તાવનાં લક્ષણો થાય છે. આ પ્રમાણે આખી રાત રહેતાં સવારના પહોરમાં તાવ જ્યારે હલકો પડે છે ત્યારે નિદ્રા આવે છે. આવી રીતે ત્રણ ચાર દિવસે પરસેવો વળી તાવ ઉતરી જાય છે. તાવ જ્યારે ઉતરવાનો હોય ત્યારે પરસેવો બહુ આવે છે. માથું હલકું પડે છે.

અને હોઠ ઉપર ઝીણી ઝીણી ફોડકીઓ નીકળે છે, જેને લોકો બરો મુતરી ગયો કહે છે.

## ટાઈફોઈડ ફીવર.

## ( Typhoid Fever. )

યુરોપ દેશનો આ તાવ છે.

આ દેશમાં આ તાવે થોડાક સમયથી પ્રવેશ કર્યો છે, આર્ય વૈદક શાસ્ત્રમા તેને **તંદ્રિક સન્નિપાત જ્વર** કહે છે. આ તાવ રાત દિવસનો છે. નાના તથા મોટા બંને વયનાંમાણસોને થતો જોવામાં આવે છે. આ ભયંકર વ્યાધિથી ઘણાઓનું મૃત્યુ નીપજે છે.

**કારણ**—આ તાવ એક પ્રકારની ઝેરી હવામાંથી ઉત્પન્ન થાય છે. તે હવા ગંદકીમાંથી અને ગટરોમાંથી પેદા થાય છે. જે સ્થાનમાં મળ મૂત્રાદિકને વહેવાનું હોય ત્યાં તથા રહેવાના ઘરની ગંદકી જવાનાં ઠેકાણાં તથા જ્યાં ઘણા માણસોનો જમાવ થતો હોય ત્યાં તથા હવા બગડેલી હોય ત્યાં આ રોગની ઉત્પત્તિ થાય છે. આ રોગ ગરીબ તથા શ્રીમંત બન્નેને થાય છે. આ રોગ ચેપી છે.

**લક્ષણ**—આ તાવ શરૂ થતાં ટાઢ બહુ આવે છે. કોઈ વખતે ઝાડો અને ઉલટી થઈને તાવની શરૂઆત થાય છે. મન બેચેન રહે છે, મસ્તકમાં પીડા, જીભ ઉપર ધોળી છારી, નાડી ઉતાવળી ચાલે છે અને એક મીનીટમાં ૧૨૦ થી ૧૪૦ સુધી નાડીના ધબકારા થાય છે. આ તાવમાં નિયમ પ્રમાણે તાવની ગરમી વધે છે. અને તે ૧૦૨ થી ૧૦૫ ડીગ્રી સુધી વધે છે. સવાર કરતાં સાંજરે બે ડીગ્રી તાવ વધે છે. અને બીજે દિવસે એકાદ ડીગ્રી કમી થાય છે. કોઈ વખતે ઝાડો પાતળો ઉતરે છે અને પિસાબ બંધ થઈ જાય છે. આ તાવમાં દિવસે દિવસે નબળાઈ વધે છે, ઉંઘ આવતી નથી. તૃષા બહુ લાગે છે, જીભ તથા હોઠ સુકાય છે, વાંસો ફાટે છે, આંખો ઉંડી જાય છે. અને ચ્હેરો વિચિત્ર થઈ જાય છે. સન્નિપાત જ્વરનાં

ઘણાં ખરાં લક્ષણો જેવાં કે ગાંડછા, લવારો, આંખે અંધારાં આવવાં વિગેરેને મળતાં આવે છે. આ પ્રમાણે બીજા અઠવાડીઆમાં શરૂ થયા પછી આઠમેથી દશમે દીવસે પેટ તથા છાતી ઉપર ગુલાબી રંગના ગોળ દાણા દેખાય છે. અને એકાદ બે દીવસ પછી તે અદૃશ્ય થઇ જાય છે. અને બીજે ઠેકાણે દેખાય છે. કોઇ વખતે આ ડાઘ લગારે જોવામાં આવતાં નથી. બીજું અઠવાડીયું પુરૂં થયા પછી ઝાડા, દાળના છોતરા જેવા લોહી સાથેના શરૂ થાય છે. અને તેથી રોગી ઘણો અશક્ત થઇ જાય છે. આ તાવમાં આંતરડાંમાં કેટલીક વખતે ચાંદા પડવાથી લોહી સાથે ઝાડો થાય છે. આ તાવનું ત્રીજું અઠવાડીયું પુરૂં થાય તો રોગીના બચવાનો સંભવ રહે છે, નહિ તો મૃત્યુ નીપજે છે. ત્રીજું અઠવાડીયું થયા પછી કેટલાંક ચિન્હો ઓછાં થવાં માંડે છે. અને કોઈ વખતે મહિના સુધી કાયમ રહે છે.

## ટાઇફસ ફીવર.

### ( Typhus Fever ).

આ ચૌદ દિવસનો તાવ આપણા દેશમાં થોડો જોવામાં આવે છે. તેનાં ઘણાં ચિન્હો તથા લક્ષણો ટાઇફોઇડ ફીવરને મળતાંજ છે. અને તેથી તે બન્ને તાવો એકજ ગણવામાં આવે છે. પણ તેમાં ફેરફાર છે તે નીચે પ્રમાણે છે.

૧. ટાઇફિસ તાવની મુદત ૨ થી ૩ અઠવાડીઆની છે અને ટાઈફોઇડમાં ૩ થીં ૪ અઠવાડીઆની મુદત છે.

૨. ટાઇફસ તાવમાં સવારે તાવની ગરમી વધારે હોય છે. અને ટાઇફોઇડ તાવમાં સાંજના ગરમી વધારે હોય છે.

૩. ટાઇફસમાં ઝાડો થતો નથી, તેમ લોહી પડતું નથી, તેમ પેટ હલકું રહે છે. અન ટાઇફોઇડ તાવવાળાને ઝાડા પીળા થાય છે. અને તેમાં ઘણીવાર લોહી પડે છે.

૪. ટાઇફસ ફીવરમાં શરીર ઉપર ચાર પાંચ દિવસે ઓરી

જેવા દાણા ફુટી નીકળે છે, અને તે નીકળ્યા પછી તાવ ઉતરે ત્યાં સુધી તેવાને તેવા કાયમ રહે છે, અને ચામડી કાળી પડી જાય છે. ટાઇફોઇડ તાવમાં ગુલાબી રંગના દાણા આઠ દશ દિવસે દેખાય છે અને તે ઠેકાણે દાબવાથી શમી જાય છે, અને બીજે ઠેકાણે દેખાવ આપે છે.

૫. ટાઇફસ તાવ ભૂખે મરનારા ગરીબ લોકોનો જ્યાં જમાવ થયો હોય ત્યાં થાય છે. તેમ ઘણા લોકોના જમાવ થવાના કારણથી થાય છે. અને ટાઇફોઈડ તાવ મળ મૂત્રાદિકના ગંદવાડના લીધે તેમ ગટરોના ગંદવાડોના લીધે થાય છે.

૬. ટાઇફસ તાવ પ્રથમથીજ જોરમાં આવે છે અને ટાઇફોઇડ તાવ ધીમે ધીમે વધે છે.

ટાઇપસ તાવમાં રોગીનું શરીર ગળી જાય છે, અને અશક્તિ એટલી બધી આવે છે કે પાસું પણ ફેરવી શકાતું નથી.

## રીમીટંટ ફીવર.

## ( Remittent Fever. )

આ તાવને આર્ય વૈદ્યક શાસ્ત્રમાં સંતત જ્વર કહે છે, અને તે વિષમ જ્વરનો એક પ્રકાર છે. રીમીટંટ ફીવર એ આંતરીયા તાવનો ભેદ છે, કારણ કે બીજા જ્વરોની પેઠે આ તાવ પણ મેલેરીયાની ઝેરી હવામાંથી ઉત્પન્ન થાય છે, એમ કેટલાકનું માનવું છે. બંગાળા દેશમાં તાવનું ઘણું જોર છે અને ત્યાં **બેંગોલ ફીવર** એ નામથી ઓળખાય છે.

**લક્ષણો**—આ તાવનાં લક્ષણો પિત્તજ્વરને તેમ આંતરિયા તાવનાં લક્ષણોને મળતાં છે; ફેર એટલો છે કે આંતરીયો તાવ વારાને દિવસે આવીને ઉતરી જાય છે, અને પાછો મુદતે ચઢી આવે છે. અને આ તાવ જ્યારથી શરૂ થાય છે ત્યારથી અણઉતાર રહે છે. આ તાવ ક્યારે ઓછો થશે, તે નક્કી કહી શકાતું નથી. તાવ ક્યારે

વધ્યો અને ઘટ્યો તે નક્કી કરવાને માટે **થરમોમીટર** મુકવાની જરૂર પડે છે. આ તાવ ટાઢ વાઇને આવે છે. ને આશરે આઠ દસ કલાક સુધી સખત તાવ રહે છે, પછી ધીમો પડવા માંડે છે. શરીર ઘણું ગરમ થાય છે. નાડી ઘણી જલદ ચાલે છે. મનમાં બેચેની રહે છે, માથું દુઃખે છે, નિંદ્રા આવતી નથી, તંદ્રા રહે છે. આ તાવ એક સરખી રીતે ૮-૧૦-૧૨ દિવસ સુધી અણુ ઉતાર રહે છે એટલે છેક ઉતરતો નથી. પણુ ચડ ઉતરનો થાય છે. તાવ ભરાય છે. ત્યારે ૧૦૪ થી ૧૦૫-૬ ડીગ્રી સુધી ગરમી વધે છે; અને નાડીના ધબકારા ૧૦૦ થી ૧૨૦ સુધી થાય છે. મોંઢાનો ચ્હેરો લાલ અને આંખો પણુ લાલ થાય છે, પિત્તની ઉલટી થઇને ચક્કર આવે છે. અને લીલુ પીળું દેખાય છે. તાવ લગાર ધીમો પડી, ફરીને પાછો તાવ આવે છે. આને લોકોમાં મુદતીઓ તાવ કહે છે-તાવ સવારમાં હલકો પડે છે અને દશ વાગ્યા પછી વધવા માંડે છે. અને સાંજનો સહજ ઓછો થાય છે. અને રાત્રે વધે છે. આ પ્રમાણે તાવનાં જૂદાં જૂદાં ચિન્હો માલુમ પડે છે. આ તાવમાં કેટલીક વખત બીજા તાવોનાં ચિન્હો જણાયાથી **રીમીટંટ ફીવર** નક્કી કરવામાં ગુંચવાડો થાય છે. એટલા માટે તાવ શરૂ થયો ત્યારથી તેની નોંધ રાખવાની ખાસ જરૂર છે. આ તાવ ટાઢ વાઇને આવે છે. અને ૨૪ કલાક એક સરખી રીતે રહે છે ઘણી વખત ૨૧ દિવસ સુધી રહે છે. આ તાવનો ૭-૧૦ કે ૧૨ મો દિવસ તથા ૧૪ કે ૨૧ મો દિવસ બહુ ભારે હોય છે. કારણુ કે તે દિવસે તાવ એકદમ ઉતરી જવો જોઇએ અ-થવા તો મૃત્યુ થવું જોઈએ. તાવ ઉતરીને સુધારો થવાનો હોય તો ધીમે ધીમે પરસેવો થાય છે. નાડી ધીમી પડે છે. અને તાવ ઉતર-વાનો ન હોય તો શરીરની નબળાઇ વધતી જાય છે, ઝાડા પિસાબમાં લોહી પડે છે, શરીર ઠંડું પડે છે, લવારો થાય છે, તંદ્રા, અને સં-ન્નિપાતના ચિન્હો ઉપરા ઉપરી થવા માંડે છે. આ તાવમાં મગજને બહુ ઇજા પહોંચે છે. તાવ ઉતરવાના સમયમાં દરદીને બેઠો કરવામાં

આવે તો એકદમ મૂર્છા આવે છે. કલેજામાં સોજો આવે છે, તેમ ખાંસી અને ફેફસામાં સોજો આવવાથી ન્યુમોનિઆની ભ્રાંતિ થાય છે. આ પ્રમાણે હોવાથી દરદીની સારવાર કરવામાં ઘણી કાળજી રાખવાની જરૂર છે અને આ બાબતમાં વિદ્વાન વૈદ્ય, ડોકટરોની સલાહથી ચિકિત્સા સારવાર વિગેરે ઉચિત કરવું.

---

# ન્યુમોનિયા.

## ( Pneumonia ).

છાતીની એક બાજુએ તથા બન્ને બાજુએ વરમ થયાથી ઘણો ભયંકર ત્રિદોષ સંબંધી સંનિપાત જ્વર થાય છે. આર્ય વૈદક શાસ્ત્રમાં તેને **રકતષ્ટાવી સંનિપાત** જ્વર કહે છે. અંગ્રેજીમાં ફેફસાના વરમમાં તેનો સમાવેશ કર્યો છે.

**કારણ**—સળેખમ તથા લોહીનો જમાવટ ન્યુમોનિઆના રોગનું મુખ્ય કારણ છે.

**લક્ષણ**—આ રોગની શરૂઆતમાં સળેખમ થઇ ફેફસા સુજી આવી વરમ પડે છે, અને એકાદ દિવસ ટાઢીયો તાવ જોસમાં ચઢી આવે છે. તેની સાથે ખાંસી આવીને કફ થાય છે. શ્વાસ બરાબર લેવાતો નથી અને છાતીમાં અત્યંત દરદ થાય છે. નાડી ઘણી જલદ ચાલે છે. અરૂચિ, મસ્તકમાં દુઃખાવો, પિસાબ લાલ અને થોડો થોડો ઉતરે છે, ઝાડાનો કબજો, અશકિત, બકવા, ફેર અને કેટલીક વાર ખાંસી આવતાં ગળામાં કફ બોલે છે. તાવ ૧૦૪ થી ૧૦૫ ડીગ્રી સુધી વધે છે. આ પ્રમાણે પાંચ સાત દિવસ સુધી રહે છે. પ્રસ્વેદ આવતો નથી, જીભ સુકાય છે અને જીભ ઉપર સફેદ છારી બાઝે છે, અને કાંટા પડે છે. નાડીના ૧૨૦ થી ૧૪૦ સુધી ધબકારા થાય છે. અને શ્વાસોશ્વાસ ક્રિયા ૩૦ થી ૪૦ સુધી થાય છે. ઉપર પ્રમાણે ત્રિદોષ તાવના સખ્ત ચિન્હો રહી ધીમે ધીમે તાવ ઓછો થવા માંડે છે,

રસેવો આવે છે, અને ઝાડો પિસાબ છુટથી થાય છે, અને ફેફસાંનો
ાળો દિવસે દિવસે ઓછો થઇ વરમ સુધરી જાય છે, અને જો દરદ
ધવા માંડે છે તો સન્નિપાતનાં તમામ ચિન્હો થવા માંડે છે, દર-
ની નાડી ક્ષીણ થાય છે, બેભાન થતો જાય છે, ગળામાં કફની તાંત
લે છે, કફ છુટી શકતો નથી, તેમજ ગળામાંથી કફ કાઢવાની
ક્તિ રહેતી નથી. આ રોગની મુદત દિવસ ૧૨ થી ૩૦ દિવસની
, ટુંકામાં આ દરદથી સારાં થતાં એક મહિનો થાય છે.

## રીલેપ્સીંગ ફીવર. (ઉલટો તાવ.)

### ( Relapsing Fever )

**કારણ**—દુકાળના સમયમાં ગરીબ લોકોમાંથી આ તાવ ઉત્પન્ન
ય છે. આ તાવની ઉત્પત્તિનું ખાસ કારણ જંતુ છે. આ તાવ ચેપી
લોકોના મેળાવડાથી આ તાવ ફેલાવાનો વધારે સંભવ રહે છે.
રીલમ્ નામના જંતુ ઉપર આ તાવનો આધાર રાખવામાં આવ્યો
આ તાવ બાળકથી તે ૩૦ વર્ષની ઉમ્મરના માણસોને થતો
વામાં આવે છે. ઘરડા માણસોમાં આ તાવ જણાતો નથી.

**લક્ષણ**—આ તાવ ટાઢ વાઇને શરૂ થાય છે. અને તે સાથે
ી તરસ લાગે છે, ઉલટી, ઉબકા, માથાનું દુઃખવું, ચકરી, કલે-
માં દુઃખાવો, જીભ ઉપર સફેદ તથા પીળી છારી, ગળું આવી
નું, આંખોની આગળ પાછળ કાળા ડાઘ, ચહેરાનો વિચિત્ર દેખાવ,
ની કબજીયાત, પરસેવો આવ્યા છતાં બીલકુલ ઉતરતો નથી.
વખત પાંચ સાત દિવસ તાવ આવીને એકદમ તાવ ઉતરી જાય
અને પંદર સોળ દિવસ પછી ફરીને ઉથલો મારે છે. તેમાં સ-
પાતના લક્ષણો થઇને દરદી મૃત્યુને શરણ થાય છે. આ તાવમાં
રની ચામડી કાળી પડે છે. અને જ્યારે તાવ વધે છે ત્યારે ૧૦૪
૧૦૫ ડીગ્રી સુધી થાય છે, અને નાડી ઘણી જલદ થાય છે,

તેમાં ૧૦૦ થી ૧૪૦ સુધી ધબકારા થાય છે. આ તાવમાં પિસાબ પીળો થાય અને લાલ ઉતરે છે અને બરોળ વધીને કમળો થયાના ચિન્હો થાય છે. અને કોઇ વખતે યકૃત (લ્હીવર) સાથે મૂત્ર પિંડના વરમના ચિન્હો જોવામાં આવે છે, આ તાવ ઉતરતી વખતે બહુ પરસેવો છુટે છે. અને નાકમાંથી લોહી પણ પડે છે. આ પ્રમાણે ફરીને ઉથલો મારીને ૨૫ દિવસે ઉપરના તમામ ચિન્હોનો વધારો થાય છે. અને દરદીનું મરણ નીપજે છે.

## બ્યુબૉનિકપ્લેગ.

( Bubonic Plague ).

પ્લેગે આજકાલ આપણા દેશના લોકોના હૃદયને ભયભીત કરી નાંખ્યા છે. આ શબ્દ **આંગ્લ ભાષાનો છે.** અને તેનું મૂળ ગ્રીક અને લેટીન ભાષામાંથી મળી આવે છે. એ બે ભાષામાં એનો અર્થ "**ફટકો**" અથવા "**દૈવીઘાત**" (A Stroke or blow from heaven) એમ થાય છે. ગ્રીક અને લેટીન ભાષા શિવાય જર્મન, ડેનીશ, સ્વીડીશ વિગેરે ભાષામાં પણ એ શબ્દનો મૂળ શબ્દ દૃશ્ય થાય છે. પરંતુ પ્લેગ એ મહાન ભયંકર, કાળરૂપ, પ્રાણનાશક, દુષ્ટ રોગ છે કે જેને **'મરકી' 'ગાંઠીયો તાવ' 'મહામારી' 'અગ્નિ રોહિણી' 'સંનિપાત ગ્રંથી'** વિગેરે નામથી કહેવામાં આવે છે. પ્લેગને માટે આર્ય વૈદકમાં '**અગ્નિરોહિણી**' એવું નામ આપ્યું છે.

આ દુષ્ટ રોગે યુરોપ, અમેરિકા, અને સૃષ્ટિના દરેક દેશમાં અતિશય ત્રાસ વર્તાવ્યો છે. હિંદુસ્તાનમાં આ રોગનું નામ સાંભળતાં જ લોકો ગભરાઇ જાય છે. તેનો પ્રાચીન ઇતિહાસ નીચે પ્રમાણે છે.

આ રોગ નવીન નથી એમ પાછલી નોંધો પરથી જણાય છે. ઘણા કાળથી ઘણા દેશોમાં આ દુષ્ટ રોગે ત્રાસ વર્તાવી ઘણા દેશોને પાયમાલ કરી મુકયા છે. આ રોગનું મિસર દેશમાં પ્રથમના વખતમાં બહુ જોર હતું એમ જણાય છે. ત્યારે તેને ઇશ્વરી કોપ

માનવામાં આવતો હતો. અને તે દોષરૂપ ગણાતો હતો. એ દેશના લોકોમાં પ્રખ્યાત થઇ ગયેલા મોઝીઝ અને ડેવિડસનના વખતમાં પ્લેગ ઘણું જોરમાં ફેલાયો હતો અને તેઓએ તેને શાંત પાડવા કેટલાક સખ્ત ધારા બાંધ્યા હતા. પરંતુ તે વ્યર્થ હતું; હજારો માણસો મૃત્યુને આધીન થયા અને તેથી તેઓને તે દેશ છોડી બીજે જવાની ફરજ પડી હતી. પ્રથમ એથેન્સ, રોમ, અને **કોન્સ્ટેન્ટિનોપલ** આદિ ઘણા દેશોમાં ગાંઠીયો તાવ પુર્ણ જોરમાં પ્રચલિત હતો. અને ઝાહોઝલાલીમાં ઝુલતાં તે દેશનાં શહેરોને ઉજ્જડ કરી નાંખ્યાં હતાં.

સને ૫૪૨ અને પછીના વર્ષમાં યુરોપ તેમજ એ શીવાયના કેટલાક દેશોમાં ગાંઠીયો તાવ અતિશય વ્યાપ્યો હતો. મિસરમાં શરૂ થયા પછી થોડે સમયે સીરીયા, ઇરાન, અને હિંદુસ્થાન તરફ તે ફેલાયો અને બીજી તરફથી ગ્રીસ અને ઇટાલીમાં તે પ્રસર્યો. એમ કહેવાય છે કે થોડા સમય પછી તો તેણે અર્ધી વસ્તીનો સંહાર કરી નાખ્યો હતો. આ વિષયમાં પ્રખ્યાત ઇતિહાસકાર ગિબન કહે છે કે "એકી વખતે લડાઇ, મરકી અને દુકાળના સામટા મારથી જસ્ટીયન રાજાની પ્રજાને ઘણાં સંકટો વેઠવાં પડયાં હતાં અને તેના વખતથી દુનીયામાંના કેટલાક સુંદરમાં સુંદર પ્રદેશની પ્રજાની સંખ્યામાં જે ઘટાડો થયો છે તે હજુપણ પુરાયો નથી.

ઇ. સ. ૧૩૧૬ અને ૧૩૬૮ માં ઇગ્લાંડમાં ઘણી ભયાનક મરકી ચાલતી હતી. પશ્ચાત્ ૧૫૬૩ અને ૧૫૬૪ માં તે પુનઃ પ્રચલિત હતી. ૧૫૬૪ માં લન્ડનના એક કબ્રસ્થાનમાં લગભગ ૫૦૦૦૦ માણુસ દાટવામાં આવ્યાં હતાં જેમાંનો મોટો ભાગ મરકીનો ભોગ થયો હતો ! આપણા દેશોમાં પ્રથમ આ રોગનો પ્રચાર હતો, પરંતુ તે વિષે જાણુવા જેવા હેવાલ થોડાજ મળી આવે છે.

**સર જેમ્સ** કેમ્પ્બેલ, મુંબાઇના માજી કમીશનર, અમદાવાદ ગેઝેટિયરમાં અમદાવાદ સંબંધી કહે છે કે તે રોગ અમદાવાદમાં ઇ. સ. ૧૬૧૮ માં ચાલ્યો હતો; અને તે આગ્રા અને દીલ્હી

તરફથી દાખલ થયો હતો. પ્રથમ શરૂઆત તો ઇ. સ. ૧૬૧૧ માં પંજાબમાં થઇ હતી. અને ત્યાંથી એક બાજુ કાશ્મીર અને બીજી બાજુ દીલ્હી અને ઉત્તર હિંદુસ્તાનમાં પ્રસર્યો હતો; અને જ્યાં મરકીનું જોર વધારે ત્યાં ઉંદરની સંખ્યા પણ વધતી હતી, આથી જણાય છે કે મરકીના ઉપદ્રવ સાથે ઉંદરનો ગાઢો સંબંધ છે. ઇ. સ. ૧૬૮૯ માં ઔરંગઝેબનો મુકામ વિજાપુર હતો ત્યારે પણ એ રોગે પુનઃ અમદાવાદમાં દેખાવ દીધો હતો. સુરતમાં તે રોગ ૧૬૮૪ થી ૧૬૯૦ સુધી ચાલ્યો હતો અને શહેર લગભગ ઉજડ થઇ ગયું હતું. મુમ્બાપુરીમાં (મુંબઇ) ઈ. સ. ૧૬૮૯ અને ૧૬૯૦ માં તેમજ ૧૭૦૨ માં તે દુષ્ટ રોગે વાસ કર્યો હતો. સર જેમ્સ કૅમ્પબેલ બોમ્બે ગેઝેટીયરમાં લખે છે કે તે શહેરની ૮૦૦ યુરોપીયન વસ્તીમાંથી ફક્ત ૫૦ માણસ રોગના પંજામાંથી બચવા પામ્યાં હતાં. જે મુંબાઇ શહેર એક વખતે ઘણું રમણીય હતું તે આ રોગની ઉત્પત્તિ પછી લગભગ વેરાન જેવું થઈ પડયું હતું. તે સમયની મરકીથી વસાઇ, દમણ, સુરત, અમદાવાદ, વગેરે ઘણાં શહેરો લગભગ પાયમાલી પર આવી ગયાં હતાં. જેને આ રોગ થતો તેને ઘણું ખરૂં બગલમાં, જાંઘમાં, અથવા કાનની નીચે ગાંઠ થતી હતી અને આંખની કીકીની આસપાસ સોજો આવતો. સને ૧૮૧૨-૧૩ માં ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમાં ઘણો મોટો દુષ્કાળ પડયો હતો; તેજ સમયમાં અમદાવાદમાં મરકીનો ઉપદ્રવ શરૂ થયો હતો. ટુંક સમયમાં પોળોમાં કુટુંબના કુટુંબ આ રોગના ભોગ થઈ પડયા હતા અને કેટલીક વખતતો એક કુટુંબના માણસને બાળીને શ્મશાનેથી પાછા ફરે કે તરત બીજા કુટુંબના કે તેના સગાને તરત શ્મશાને બાળવા જવું પડતું હતું. આ શોકજનક બનાવ એટલો વધી પડયો કે બાળવાની ક્રિયા કરવાનો વખત સ્ત્રીઓને આવવા લાગ્યો. અને મરણની સંખ્યા એટલી બધી વધી ગઇ હતી કે તેને દહન કરવાને સાધનો પણ પુરૂં ન મળી શકવાથી છાપરાઓની વળીઓનો ઉપયોગ કરવો પડયો હતો.

આ પ્રમાણે આ દુષ્ટ રોગે કુટુંબના કુટુંબ, દેશના દેશ અને અનેક શહેરોનો નાશ કરી ભૂતકાળમાં અતિશય ત્રાસ વર્તાવ્યો છે. અને હાલમાં પણ વરતાવી રહ્યો છે. આ રોગનો ઇતિહાસ જોતાં હિંદુસ્થાન, ચીન, ઈંગ્લાંડ આદિ દેશોમાં આ વિનાશકારક ઉપદ્રવ અમુક ઋતુમાં થાય છે એમ ખાત્રીથી કહી શકાતું નથી, પરંતુ ઘણા ભાગે ઠંડી ઋતુમાં અને વરસાદના દિવસોમાં તેનો ઉત્પન્ન થવાનો વધારે સંભવ રહે છે.

જ્યારે દેશમાં વાયુ (હવા), જળ, કાળ, તથા ખાનપાનાદિક વસ્તુઓમાં ફેરફાર થાય છે ત્યારે આવા દુષ્ટ મહામારી જેવા વ્યાધિઓ દેશને પાયમાલ કરે છે.

## પ્લેગની ઉત્પત્તિનાં કારણો.

આ દુષ્ટ ઉપદ્રવને ઉપસ્થિત કરનાર અનેક કારણોમાં મુખ્યત્વે કરીને (૧) ગંદકી, (૨) અસ્વચ્છ હવા, (૩) ખરાબ પાણી, (૪) ભેજવાળું ઘર, (૫) મચ્છર અને ચાંચડ, (૬) ઉંદર, (૭) **મળમૂત્ર**નો જમાવ, (૮) શરદી, (૯) બહુ વરસાદ, (૧૦) ગંદા પાણીનો જમાવ અને સૂર્યનો તાપ લાગીને તેમાંથી થતો કોહવાડ જેમાંથી જુદી જુદી જાતની ઝેરી હવા ઉત્પન્ન થાય છે તે (૧૧) પ્લેગ ચેપી રોગ હોવાથી તે જેને થયો હોય તેનો ખોરાક, પાણી, લુગડાં વીગેરે **વાપરનાર માણસનો સ્પર્શ** (૧૨) મરકીપીડિત દેશમાં જવું. (૧૩) સાફસુફ ન થયેલી ગંદી ગટરો. (૧૪) મરકીના જંતુનું શ્વાસોચ્છ્વાસમાં વાયુ માર્ગે જવું. (૧૫) કોહી ગયેલાં શાકભાજીનું ખાવું. (૧૬) કૃમી. (૧૭) ટાઢો અને ઉબવાળો ખોરાક તથા ભારે ખોરાક, વિગેરે છે. આ રોગ ચેપી છે એ વાત નિઃસંશય છે. બીજા પ્રદેશમાં આ વ્યાધિ પ્રચલિત હોય અને ત્યાંના જન, ખોરાક, ફળ, તેલ, ઘી, વિગેરે અન્ય પદાર્થો તે રોગયુક્ત પ્રદેશમાં જવાથી તે પ્રદેશમાં તરત આ દૈવીકોપરૂપ રોગ શરૂ થાય છે. ઇ. સ. ૧૮૯૬ ના ઓગસ્ટ માસમાં મુંબાઇમાં મરકી અતિશય ચાલતી હતી, ત્યારે

પાસ કરતાં જણાયું હતું કે યાત્રાળુનો મોટો મેળો હતો ત્યાંથી ાત્રાળુ લોકોની આવજાવ **મુંબાઇમાં** થઇ તેથી ત્યાં રોગ શરૂ થયો. થમ તો ફક્ત માંડવી બંદરમાં શરૂ થયો. ત્યાં અનાજની મોટી બારો છે અને તેથી ઉંદરો તેની આસપાસ ઘણા મરણ પામ્યા હતા, ને અનાજ પણ સડી ગયાં હતાં, પછી તે રોગ આખા મુંબાઇમાં ાવજાવથી અને હવાના તથા જંતુના પ્રસરવાથી જામ્યો હતો.

આ રોગ માણસના શરીરને અને ઉંદરના શરીરને તરતજ ાસર કરે છે. જ્યાં હવા આ રોગથી દુષિત થાય છે, ત્યાં પ્રથમ દરો ઘણા મરવા પામે છે. ઘરમાં ઉંદરો આમ તેમ ફરતાં ચક્કરી ાઇને પાણીના નળની પાસે અગર પાણીઆરા પાસે અથવા ઘરની ચ્ચે તરફડી મરણ પામે છે. **આ મરકીનું મુખ્ય ચિન્હ છે.** ા રોગનો ચેપ જેટલે **દરજ્જે અસર** કરે છે તેના કરતાં તે ગનાં સંસર્ગે વાળા તેમજ ઉંદર કે જે પ્લેગનાં મૂળ નિમિત્ત ભૂત , તે ઉંદરો અનાજમાં રહેવાથી તે અનાજ ઝેરી થયેલું હોય છે વિશેષ રોગને ફેલાવનાર છે. યાત્રાળુ લોકો યાત્રાર્થે અમુક સ્થળે ાય છે અને ત્યાં પ્લેગ શરૂ થતાં પાછા પોતાના સ્વદેશ તરફ ફરે પરંતુ તેમની સાથે તે સ્થળની દુષ્ટ હવા, ખોરાક, પાણી વિગેરેથી ત્પન્ન થયેલાં પ્લેગનાં જંતુઓ લઇ જાય છે, અને પોતાના દેશોમાં લેગ પ્રસરાવે છે.

બીજું આ દેશમાં ચોમાસું અને ઠંડી પડતાં અનેક જાતના ાવ પ્રજાને લાગુ પડે છે, મુખ્યત્વે-કરીને તે તાવમાં ઘણે ભાગે મેલેરીયલ હવા હોય છે. ભાદરવા આસોમાં વરસાદના પાણીથી કાદવ ગેરે ગંદકીમાં ઝાડ પાલવના પત્રો કોહીને જે હવા ઉત્પન્ન થાય તે **મેલેરીયાની હવા કહેવાય છે.** આ હવા પ્રાણીઓના શ્વાસો- ્સમાં જઇ લોહી સાથે મળી એક જાતના ઝેરી જંતુ ઉત્પન્ન કરે કે જે સૂક્ષ્મદર્શક યંત્રથી સ્પષ્ટ જણાય છે. મરકીનો એ પણ ક જાતનો ચેપી અને ઝેરી તાવ છે, તેની શરૂઆત પણ મેલેરીયલ

ઋતુમાં જોવામાં આવે છે; અને તે હવા એક ઘરથી બીજે, અને બીજેથી ત્રીજે એમ પ્રસરી આખું શહેર રોગમય કરી મુકે છે.

ઉપર પ્રમાણે દર્શાવેલાં અનેક કારણોથી અને અનેક રીતે મરકીનાં જંતુ, કોલેરાના જંતુની માફક એકદમ શરીરમાં અસર કરે છે; માટે બનતી સર્વ સાવચેતી લેવી જોઇએ, અને મરકીને ભોગ થઇ પડેલા જનથી, ઘરથી, ખોરાકથી, અર્થાત્ એવી દુષ્ટ હવામાં રહેલા સર્વ પદાર્થોનો બનતો ત્યાગ કરી હમેશાં સ્વચ્છ **રહેવું**, અને ગૃહમાં પણ **સ્વચ્છતા** રાખવી અને પૂર્ણ હવા અને પ્રકાશનો સંચાર થાય એમ પ્રયાસ કરવો.

વિશેષ **કેરલ દેશમાં પ્રચલિત हरमेखला** નામના ગ્રંથમાં **विषचिकित्सा** પ્રકરણમાં **आखुविषप्रतिषेध** એટલે ઉંદરના વિષ નિવારણના સંબંધમાં જે હકીકત દર્શાવી છે તે અને પ્લેગ વિષના વ્યાધિમાં થતાં લક્ષણો મળતાં આવે છે. તે વિષયમાં પુના ખાતે મળેલાં અષ્ટમ વૈદ્ય સંમેલનના પ્રમુખ કોચીનના નામદાર મહારાજા શ્રી રામવર્માએ પોતાના સંસ્કૃત ભાષણમાં ઉદાહરણ તરીકે નીચેની હકીકત બતાવી છે:—

ભાવાર્થ—દાખલા તરીકે કેરલ દેશના વિષ ચિકિત્સકોએ પ્રમાણ માટે ઘણા ગ્રંથોની શોધ કરતાં હરમેખલા નામના ગ્રંથમાં ઉંદરોના વિષનિષેધની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે જણાવ્યું છે.

ઉંદરોનું ઝેર વ્રણ સડયાની મારફતે અગર ઉંદરોનું વીર્ય, લીંડીઓ, પિસાબ, લાળ, ડાઢો, નખ, વિગેરેના સંસર્ગથી માણસના શરીરના લોહી સાથે મળવાથી, શરીરમાં સુસ્તી, આળસ, શરીરનું ભારે થવું, મોંઢામાં કડવાશ, અરૂચિ, બગાસાં આવવાં, માથું ચઢવું, આંખ લાલચોળ થવી, મોંઢાંમાં શોષ પડે, બંને ઓઠ એકઠા થાય નહિ, **શ્વાસોચ્છવાસ** કોઇ વખતે વધારે અને કોઇ વખતે ઓછો લેવાય, શરીરના સાંધા અકડાઇ જાય, કંપારો થાય, બગલ અને જાંગમાં ગાંઠોની તળે સોજો આવે, દાહ થાય, કળતર થાય, ટાઢ વાઇને તાવ

આવે, મીણો ચઢે, વિગેરે ઉપર પ્રમાણે લક્ષણો થાય છે, તેનો એકદમ ઉપચાર કરવામાં આવે તો તે સાધ્ય છે. અને ઉપેક્ષા કરવામાં આવે તો ત્રણ રાત, સાત રાત, અને પંદર રાતની અંદર માણસ મરી જાય છે. સને ૧૯૧૭ માં ચાલતા પ્લેગ નામના વ્યાધિમાં ઘણું કરીને આ લક્ષણો જોવામાં આવતાં હતાં. પ્લેગ અને ઉંદરોનો સામાન્ય રીતે નિકટ સંબંધ છે. પ્લેગ થવાનું પૂર્વ રૂપ ઉંદર પડવાનું છે. ઉંદરોના વિષનિષેધની જે દવાઓ છે તે આ રોગ ઉપર પણ ઘણું કરી લાગુ પડે છે, એ હમારા સંપૂર્ણ અનુભવથી કહીએ છીએ. મહર્ષિ સુશ્રુતાચાર્યે સુશ્રુત ગ્રંથમાં કલ્પસ્થાનના અધ્યાય ૬ માં "**मूषिककल्पं**" એટલે ઉંદરોની જાતો, ઉંદરોના વિષસંસર્ગોથી થતા દરદોની ચિકિત્સા બતાવી છે તેમ "**कीटकल्पं**" એટલે જંતુઓથી થતાં દરદોની હકીકત સાથે ચિકિત્સા બતાવી છે.

**લક્ષણો**—(૧) ટાઢીયો તાવ આવે છે. (૨) કોઈ વખતે ઉનો પણ આવે છે. (૩) માથું બહુ દુખે છે. (૪) શરીરમાં સુસ્તી વધારે રહે છે કે જેથી આંખો પણ ઉઘડી શકતી નથી. (૫) શરીરના તમામ સાંધાઓમાં કળતર થાય છે. (૬) હાથે પગે અને આંખોમાં દાહ થાય છે. (૭) ડાબી બાજુએ હૃદયમાં ધબકારા મારે છે. (૮) આંખોમાં ખાડા પડે છે (૯) બગલમાં, જાંગમાં, ગળામાં, અગર કોઇપણ સાંધાના વલણમાં ગાંઠ નીકળે છે. (૧૦) અને તે કોઇ વખતે તાવ આવતાં પહેલાં અગર પછી દેખાય છે. (૧૧) ગાંઠો રાતી અને કાળી હોય છે. (૧૨) ગાંઠોમાં બળતરા ને વેદના ઘણી થાય છે. (૧૩) ફેફસાંમાં સોજો આવે છે. (૧૪) લોહી પણ પડે છે. (૧૫) પ્રથમ બગલ, જાંગ અગર ગળામાં સોજો આવીને થોડા વખત પછી ટાઢ વાઈને તાવ આવે છે. (૧૬) તાવ એકદમ-૧૦૪-૫-૬ ધી ચઢે છે. (૧૭) બોલ્યાનું ભાન રહેતું નથી. (૧૮) નાડી નરમ અને અતિશય ચાલે છે. (૧૯) ઉધરસ આવે છે. (૨૦) અને બલગમમાં લોહી પડે છે. (૨૧)

શ્વાસ ચઢે છે. ( ૨૨ ) જીભ, હોઠ સૂકાય છે. ( ૨૩ ) શોષ બહુ પડે છે. ( ૨૪ ) હેડકી ઉપડે છે. ( ૨૫ ) ઝાડો, પિસાબ બંધ થાય છે, ( ૨૬ ) સંનિપાતનાં ઘણાં ચિન્હો જોવામાં આવે છે. ( ૨૭ ) હૃદય નબળું પડી જાય છે. ( ૨૮ ) મોંઢામાં કડવાસ રહે છે. ( ૨૯ ) ઉઠતાં બેસતાં ચકરી આવે છે; ( ૩૦ ) મૂર્છા આવે છે. ( ૩૧ ) આંખો લાલ રહે છે. ( ૩૨ ) જીભ કાળી પડે છે. ઇત્યાદિ લક્ષણોમાંના ઘણા ખરાં ચિન્હો એકી વખતે અગર આગળ પાછળ જોવામાં આવે છે. જૂદી જૂદી જગા ઉપર નરમ અગર સખત હુમલો થાય છે. મરકીના દરદમાં મુખ્યત્વે કરીને બગલમાં અને સાંથળમાં ગાંઠ જોવામાં આવે છે. ઘણી વખતે તાવને ગાંઠ એકી વખતે થાય છે, અને તાવ આવ્યા પછી, એક બે દિવસે પણ ગાંઠ જણાય છે.

પાશ્ચિમાત્ય વિદ્વાનો આ રોગને **બ્યુબોનીક** પ્લેગ કહે છે. એના પાંચ પ્રકાર છે. ( ૧ ) બ્યુબોનીક પ્લેગ ( ૨ ) ન્યુમોનીક પ્લેગ. ( ૩ ) સૅરીબ્રલ પ્લેગ. ( ૪ ) સેપ્ટીસીમી પ્લેગ. ( ૫ ) ગેસ્ટ્રો-ઇન્ટેસ્ટાઇન પ્લેગ.

પ્લેગમાં જે જે વખતે જે જે કારણો જ્યાંથી ઉત્પન્ન થયેલાં માલુમ પડયાં, કે તુરતજ તે બાબતનો વિચાર કરી તેનું જૂદુ નામ આપવામાં આવે છે. પ્રથમનો પ્રકાર જે **બ્યુબૅાનીક પ્લેગ** તે બગલમાં, જાંગમાં અને ગળામાં વીગેરે શરીરના કોઇ ભાગોમાં આવેલી **લિમ્ફેટીક ગ્લેન્ડ** નામની થેલીઓમાં સોજો થઇ ગાંઠ નીકળી આવે છે. બીજો ન્યુમૅાનીક પ્લેગ ન્યુમોનીઆ ફેફસાંના પડના વરમમાં થાય છે. ત્રીજો સૅરીબ્રલ પ્લેગ જેમાં તંદ્રા તથા બ્રેનફીવરનાં લક્ષણો હોય છે પણ ગાંઠ દેખાતી નથી, ચોથો **સેપ્ટીસીમી પ્લેગ** આ જાતના પ્લેગમાં તાવ સખત હોય છે પણ ગાંઠ થતી નથી. પાંચમો **ગેસ્ટ્રો-ઇન્ટેસ્ટાઇન પ્લેગ** જેમાં આંતરડામાં વિકાર થઇ ઝાડો ઉલટી વગેરે થાય છે.

આપણા આર્ય વૈદકમાં જેમ દરેક રોગ વાત, પિત્ત, કફ, દ્વન્દ્વ

અને સંનિપાત જન્ય હોય છે, અને તેથી કરીને તેના જૂદા જૂદા પ્રકાર બતાવ્યા છે, તેવી રીતે તેમનામાં પણ જૂદા જૂદા પ્રકાર છે. સંનિપાતના આપણામાં તેર પ્રકાર બતાવ્યાછે તેમાંના કેટલાક રોગનાં ચિન્હો આ રોગને મળતા આવે છે તેથી કરીને **સંનિપાત ગ્રંથી** નામ કહેવામાં આવે છે. આ રોગ **વિદારિકાના** નામથી પણ ઓળખાય છે.

## યલોફીવર.

( Yellow Fever. )

આ જાતના તાવમાં શરીર પીળું પડી જાય છે. ઉલટી પ્રથમ પીળી અને પછીથી કાળી થાય છે. આ તાવની મુદત ત્રણથી નવ દિવસની હોય છે. ઘણું કરીને દેશવ્યાપી (epidemic) રૂપે પ્રકાશ પામે છે. આ લક્ષણો આર્ય વૈદ્યકના **હારિદ્રક સંનિપાતને** મળતાં આવે છે.

## ડેન્ગ્યુ ફીવર.

( Dengue Fever. )

આ રોગ ટુંટીયું એ નામથી ઓળખાય છે. આ રોગને આર્ય વૈદ્યકમાં સંધિક સંનિપાત જ્વર કહે છે. સને ૧૮૭૨ માં ગુજરાતના શહેરો અને ગામડાઓમાં એકદમ આ રોગ ઉભરાઈ નીકળ્યો હતો. અદ્યાપિ એની પીડાના ત્રાસની અને ઉંડણ સપાટાની ઘરડા માણસો વાત કરે છે. આ રોગ એક જાતનો ચેપી તાવ છે. ગરમીમાં તેનું જોર વધારે રહે છે. પાશ્ચિમાત્ય વૈદ્યકમાં તેને '**ડેંગ્યુફીવર**' અને હાડકાં ભાગી નાખતો હોવાથી 'બ્રેક-બોન ફીવર (Break Bone)' પણ કહેવામાં આવે છે. ઠંડા દેશોમાં અને પર્વતોની ઉંચાઇ હોય ત્યાં આ રોગ જણાતો નથી. આ રોગની ઉત્પત્તિ શા કારણથી થાય છે એનો નિર્ણય હજુ સુધી થઈ શકયો નથી, પણ તેનો નિર્ણય કરવા માટે દરદીના લોહીમાંથી એક જાતના જંતુ મળી આવે છે. આ રોગ ઘણીખરી જગ્યાએ જણાય છે. તે ચેપી હોવાને લીધે એકથી

બીજી જગ્યાએ ફેલાય છે, ચેપ લાગ્યા પછી આ રોગ ત્રણથી પાંચ દીવસે, કદાચ વહેલામાં વહેલો ૨૪ કલાકે અને મોડામાં મોડો દશ દિવસે દેખાય છે. આ રોગ ચાલીસેક વર્ષ પહેલાં ગુજરાતમાં ફેલાયો હતો. આ રોગ જેને થઇ ગયો હોય તેને બીજીવાર થતો નથી. પણ બહુ ચેપી છે, એ ખાસ લક્ષમાં રાખવું.

## નિદાન ચિન્હો.

ડુંટીઆમાં પહેલાં સખત ટાઢ વાઇ તાવ આવે છે. અને તે એકસો ત્રણથી એકસો પાંચ સુધી ચઢે છે. સાંધામાં તોડ, દુખાવો અને સખત પીડા થાય છે. સંધિવાની પેઠે ઉઠી બેસી શકાતું નથી, ઉલટી થાય છે. માથું દુખે છે. કાનની નીચે અગર બોંચીમાં શળ આવે છે, આંખો દુખે છે. છાતી, પેટ, અને કમ્મરમાં પુષ્કળ દુઃખાવો થાય છે. સોજો ચઢી આવે છે. માણસ ડુંટીઆં વાળી પડી રહે છે. અતિ અશક્ત થઇ જાય છે, ને હાલતું નથી. શરીર ઉપર રતાશ થઇ આવે છે (તેથી એને રંગીલું કહે છે.) છોકરાંને આંચકી આવે છે. ત્રણ દિવસ પછી એની મેળે ઉતાર થઇ જાય છે. શરીરમાં અછ-બડા જેવું દેખાય છે; તેમાં ચટકા મારે છે, અને ખણુજ આવે છે, અને ઝીણી ફોતરીઓ ઉખડી જઇ મટી જાય છે.

આ રોગ ઘણો ખરો બધાને મટીજાય છે. જ્યારે તે સખત રૂપ લઇ બીજા વ્યાધિમાં પરિણામ પામે છે, અથવા તાવ એકદમ વધી જાય છે ત્યારે મૃત્યુ થાય છે. તેવે વખતે લોહી પડે છે. ફેફસાં બગડી જાય છે. હૃદય બંધ થાય છે. અને તાણ તથા સન્નિપાત થઇ છેલ્લે ઘેન આવી રોગી મરણ પામે છે.

## મેનીંજાઇટિસ.

## ( Meninjitis )

મેનીંજાઇટિસ કે જેમાં **મસ્તિષ્કાચ્છાદક** ગલામાં સોજો આવીને ભયંકર તાવ આવે છે, તેનો પણ આર્યવૈદ્યકના સંનિપાત જ્વરોમાં અન્તર્ભાવ થાય છે.

તે ઉપરાંત નીચે દર્શાવેલા રોગો પણ પાશ્ચિમાત્ય લોકોએ જ્વર પ્રકરણમાં લીધેલા છે.

## ઇરિસિપેલસ.

**Erysipelas**

અંગ્રેજી ભાષામાં ઇરિસિપેલસ, આર્યવૈદ્યક પ્રમાણે સંસ્કૃતમાં **વિસર્પ** અને ગુજરાતિમાં **રતવા** જેને કહે છે તે ત્રણે સરખાં છે.

## ઇરિપ્ટીવ ફીવર.

**( Eruptive Fever. )**

આ ફૂટી નીકળતા તાવમાં મુખ્યત્વે શીળી, ઓરી અને અછબડા આવે છે. આ તાવમાં મરકી, રંગીલું તથા રતવાનો સમાવેશ થઇ શકે છે ! આ રોગ ઘણો ખરો યૂરોપમાં જોવામાં આવે છે. આપણા દેશમાં પણ તે ક્વચિત જોવામાં આવે છે.

શીળી, ઓરી, અને અછબડાના કેટલાક ખાસ ગુણ એ છે કે તે બચ્ચાંને થાય છે. તે મોટી ઉંમરના મનુષ્યને થયો જોવામાં આવતો નથી. કેટલાંક દરદોમાં એવી ખાશીયત હોય છે કે તે એકદમ ઉત્પંન્ન થઇ તેનો ઘણો ફેલાવો થઇને જથાબંધ લોકોમાં પ્રસરે છે. અને એક જગ્યાએથી બીજી જગ્યાએ એ રીતે દેશ પરદેશમાં ફરે છે. તેને **પ્રસરિત** રોગ કહેવામાં આવે છે. કોલેરા અને મરકીના પુરાવા આ જગ્યાએ બસ છે.

સને ૧૮૭૩–૭૪ માં આ દેશમાં રંગીલું આવ્યું હતું. ગામે ગામ ને ઘેરે ઘેર પ્રસરી લોકોને હેરાન કર્યાં હતા. ઇ. સ. ૧૮૮૯ માં ‘ઇન્ફ્લ્યુએન્ઝા ’ના તાવે પણ તેજ પ્રમાણે કરેલું. શીળી, ઓરી અને અછબડાનો પણ પ્રસરિત રોગમાં સમાવેશ થાય છે. જોકે ઉપર કહેલા એ રોગથી તે તદ્દન જુદા પડે છે પણ તેની ઉત્પત્તિ ઘણે ભાગે મળતી આવે છે. કોઇક વખત એક રોગ અમુકજ જગ્યાએ જોવામાં આવે છે અને લાંબ તેનું જોર વધારે જામે છે, અને બીજી

જમાએ જતો નથી. આવા રોગને 'સ્થાનિક રોગ' થી ઓળખવામાં આવે છે.

રોગ ફેલાવાનું મુખ્ય કારણ હવા છે. શીળી વિગેરે વિષે એમ ધારવામાં આવે છે કે તે એક વિષ છે. આ વિષનાં પરમાણું જોઇ-શકાતાં નથી, માટે એક શીળીવાળા બચ્ચાંની પાસે બીજું શીળી વિનાનું બચ્ચું ફરે તો તેને તે રોગ થયા વિના રહેતો નથી. આપણામાં જેને શીળી નીકળે છે તેને ઘણું ખરૂં પડદામાં રાખવામાં આવે છે; તથા માણસનો **પડછાયો** પડે એવો વહેમ ધરાવે છે. પણ તેનું મૂળ કારણ આવા રોગનો ફેલાવો ઓછો થવાનો હશે. પણ હવે, તે હેતુ માણસના ચિત્તમાં નહિ રહેતાં માત્ર વહેમજ રહ્યો છે. વાસ્તવિક રીતે તો શીળી વિનાના માણસે શીળીવાળા રોગીની પાસે જવુંજ ન જોઇએ. તેમજ સુવાવડી સ્ત્રી અને સારાં (શીળી–મુક્ત) બચ્ચાંએ તો તે રોગીનો સંગજ ન કરવો. આવા સ્પર્શથી ફેલાતા રોગને 'ચેપી રોગ' કહે છે. તે ચેપ ઉપર કહ્યા મુજબ વાયુ મારફતે અથવા તો સ્પર્શરૂપે ફેલાય છે.

ઉપર કહ્યા મુજબ શીળી, ઓરી અને અછબડા બચ્ચાંનેજ થાય છે. તેનો બીજો ગુણ એ છે કે એકજ માણસને તેની આખી જીંદગીમાં એકજવાર તે રોગ થાય છે.

આ બાબતમાં કોઇ અપવાદ જોવામાં આવશે પણ તે કવચિત જ. આ ત્રણે રોગમાં તાવ આવે છે તથા શરીર ઉપર દાણા ફૂટી નીકળે છે. તે તાવ તથા દાણા ચોક્સ મુદત રહી ઉતરીને મટી જાય છે.

ઓરીમાં તાવ આવ્યા પછી ચોથે દિવસે (૭૨ કલાકે) રોગીના શરીરપર દાણા દેખાય છે. ત્યારબાદ તાવને સાતમે દિવસે કરમાવા માંડે છે.

શીળીમાં તાવ આવ્યા પછી ત્રીજે દિવસે (૪૮ કલાકે) રોગીના શરીર પર દાણા દેખાય છે અને નવથી દશમે દિવસે કરમાવા માંડે છે અને ૧૪–૧૫ દિવસે તેનાં ભીંગડાં ખરવા માંડે છે.

અછબડામાં તાવને બીજે દિવસે (૨૪ કલાકે) રોગીના શરીર પર દાણા નજરે પડે છે અને તે ચોથે દિવસથીજ સુકાવા માંડે છે.

## સ્મૉલ પૉકસ

(Small–Pox)

આપણા લોકો આને '**શીળી**' એ નામથી ઓળખે છે. શીળી, ઓરી, અને અછબડા એ ત્રણનો દંડ આખી દુનીઆ આપે છે; તેમાં શીળી મુખ્ય છે કારણ કે તે ઘણો જોરાવર અને ભયંકર વ્યાધિ છે. આર્ય વૈદ્યકમાં એને **મસૂરિકા** કહે છે અને ગુજરાતીમાં શીતળા કે માતા કહે છે.

**ચિન્હ**—શીતળામાં પ્રથમ તાવ આવે છે, પછી તે શરીર ઉપર ફૂટી નીકળે છે. અને પાછો ફરી તાવ આવીને તે કરમાઇ જાય છે.

શીળીમાં એ રોગે પ્રવેશ કર્યા બાદ ૧૦–૧૨ દિવસે તાવ શરૂ થાય છે. તાવ ટાઢ વાઇને આવે છે. તેમાં અંગ ગરમ થાય છે. માથું દુખે છે. નાડી જલદ ચાલે છે. અને તાવનાં બીજાં લક્ષણો પણ થાય છે. તેમાં ઘણું કરીને કમર અને પીઠપર દુખાવો થઇ આવે છે. જ્યારે આ ચિન્હોનું પ્રમાણ વિશેષ હોય ત્યારે માતાનું જોર વધુ થશે એમ સમજવું. તાવ બે દિવસ સખત આવ્યા પછી ત્રીજે દિવસે શીળીના દાણા દેખાય છે. દાણા દેખાયા બાદ તાવ નરમ પડે છે. શીળીના દાણા કેટલીક વાર ગળામાં, નાકમાં અને આંખમાં પણ નીકળે છે. ગર્ભિણી સ્ત્રીને શીળી નીકળે તો ગર્ભપાત થયા વગર રહેતો નથી.

શીળી પ્રથમ ચહેરા અને ગરદન ઉપર પછી હાથ, છાતી, પેટ અને છેલ્લે પગ ઉપર નીકળતા નજરે પડે છે. જેમ દાણા વધારે તેમ દરદ પણ વધારે અને જેમ દાણા ઓછા તેમ દરદ પણ ઓછું. દાણા છુટા તેમ સારા. અથવા પાસે પાસે હોય તો ભય ભરેલું સમજવું.

તાવને ત્રીજે દિવસે શીળીનો પહેલો દાણો દેખાય છે, ત્યારે

તે જીણો, કઠણ અને રંગે લાલ હોય છે. પછી ત્રીજે દિવસે તે ઉપર મોતી બંધાય છે, તેમાં પાણી હોય છે. તેના શિખર ઉપર સૂક્ષ્મ ખાડો હોય છે, અને આસપાસની ચામડી લાલ રંગ ધારણ કરે છે. ત્યાર પછી તેમાં પરૂ થાય છે. અને મોતીને બદલે ફોલ્લાનું રૂપ ધારણ કરે છે. બીજા બે દિવસ પછી આ ફોલ્લાઓનો ભાગ શ્યામ પડી કરમાવા માંડે છે. કોઇક ફૂટે છે અને ચાર પાંચ દિવસમાં ભીંગડાં વળે છે, અને પછી ખરી પડે છે. ભીંગડું વળ્યા પછી તેનો ડાઘ મરણ સુધી રહે છે. તેથી કેટલાકનાં શરીર અને ચહેરા કદરૂપા અને કુબડા થઇ જાય છે. આંખમાં ફોલ્લા થવાથી તેમાં ફૂલાં પડી જાય છે. તેમજ કેટલીક વખત બચ્ચાંની આંખો ફૂટી જાય છે.

કોઇ વખત તેના દાણા છુટાછવાયા નીકળે છે અને શરીરે તેનો ડાઘ પણ રહેતો નથી. આ **છુટક શિતળા**ના નામથી ઓળખાય છે.

બીજા **સંયુક્ત શિતળા** એટલે જ્યારે ફોલ્લાઓ પાસે પાસે નીકળે છે, ત્યારે તેમાં પ્રથમથી તાવનાં ચિન્હ પણ સખત હોય છે. મોઢું અને આંખો સુજી આવે છે. ગળાની અંદર તથા જીભ ઉપર ફોલ્લા પડી આવે છે. ખોરાક લેવો પણ મુસ્કેલ થઇ પડે છે. ખાંસી થાય છે, નાડી ક્ષીણ થઇ જાય છે. અને નબળાઇ વધી પડે છે.

## વેકસીનેશન.

(Vaccination).

ડાક્ટર જેનરે ઈ. સ. ૧૭૯૬માં ગૌશીતળાની શોધ બહાર પાડી.

શીળી બે પ્રકારે કાઢવામાં આવે છે. ૧. બચ્ચાનો ચેપ લઇને તથા ૨ વાછરડાનો ચેપ લઇને, વાછરડાના પેટ પરના કેશ કાઢી તેને ત્યાં પેટપર છૂટો છૂટો ચેપ લગાડવામાં આવે છે. પછી સાતમે દિવસે તે દાણા ઉપડી આવે છે. તે દરેકને ચીપીઆવડે પકડી તેમાંથી "લાનસેટ" નામના શસ્ત્ર ઉપર ચેપ લઇ છોકરાંઓને શીળી કાઢવામાં આવે છે.

શીળી હાથ ઉપર કાઢવામાં આવે છે. તેનું કારણ એકે શરીરના બીજા ભાગો કરતાં હાથ વધારે સગવડવાળો છે. દરેક હાથપર ત્રણ છેદ મૂકવામાં આવે છે. ત્યાર બાદ ત્રીજે ચોથે દિવસે તે જગ્યાએ બારીક ફોલ્લીઓ થઈ આવે છે. પાંચમે દિવસે એ જરા મોટી ફોલ્લી થાય છે. અને તેનો પ્રદેશ તાવ આવી લાલ થઈ જાય છે. સાતમે દિવસે તેનું 'મોતી' બંધાય છે. આ વખતે તેની અંદર સ્વચ્છ પાણીથી કિંચિત્ જાડો એવો રસ એટલે બી અથવા ચેપ હોય છે. તેનું કદ મગના દાણાથી તે વાલ જેવડું હોય છે.

## મીઝલ્સ.

### ( Measles ).

ઓરી પણ શીળીની માફક નાનાં બચ્ચાંને જથાબંધ નીકળે છે. આ રોગ ઘણું કરીને ગરમ ઋતુમાં ઉઠે છે. ઓરી પણ ચેપી છે. આર્ય વૈદ્યક શાસ્ત્રમાં તેને **રોમાન્તિકા** કહે છે.

**ચિન્હ:**—આ રોગમાં પ્રથમ તાવનાં બધાં ચિન્હો જણાય છે. તે સાથે સળેખમ, તથા આંખને નાકમાંથી પાણી નીકળવું, આંખનાં પોપચાં સુજી આવવાં, છીંક તથા સૂકી ખાંસી આવે છે. અવાજ ખોખરો થવો, ગળું આવવું, શ્વાસ જલદ ચાલે છે, તાવ કડક આવે છે, મસ્તક દુખે છે, ઝાડો થાય છે અને પસીનો વળે છે. અને કોઇ વાર આંચકી આવે છે.

તાવ આવ્યા પછી ચોથે દિવસે શરીર ઉપર ઓરી નીકળે છે. ઓરીના દાણા ઝીણા અળાઈ જેવા છે. આવા દાણા પહેલાં કપાળ અને મોંઢા પર નીકળે છે. અને પછી આખા શરીર ઉપર ફેલાય છે. કેટલાક અર્ધ ચંદ્રાકાર જેવા નીકળે છે. દાણા નીકળ્યા પછી શીળીની પેઠે ઓરીમાં તાવ કમી થતો નથી, તેમજ દાણા પ્રમાણે રોગનું જોર પણ હોતું નથી. ઓરી સાતમે દિવસે કરમાવા માંડે છે.
ઓરીમાં વખતે રોગ એકદમ વધી જાય છે, અને તે સાથે

નબળાઇ પણ આવે છે. ખાંસી, સળેખમ ને તાવ વધીને બચ્ચું લેવાઇ જાય છે, અને સસણી તથા ફેફસાંનો વરમ પણ થઇ આવે છે. તેથી વારંવાર નુકશાન પહોંચે છે. કોઇવાર તેના દાણા પાછા સમાઇ જાય છે. અને વખતે ઝાડો પણ થઈ આવે છે. કેટલાંક બચ્ચાંઓને વિશેષે કરીને કાન વહેવાનું દરદ ઓરીમાંથી ઉત્પન્ન થાય છે. ઓરીમાં પણ કેટલાંક બચ્ચાં બગડે છે; પણ શીળી કરતાં ઓરીનું જોર કમી હોય છે. ઓરી તો કોઇવાર મોટા આદમીને પણ થાય છે.

## ચીકન-પોકસ.

( Chicken-Pox ).

અછબડામાં એક દિવસ સહેજસાજ તાવ આવ્યા પછી બીજે દિવસે છાતી, ખભા અને પીઠ ઉપર બારિક લાલ દાણા દેખાય છે. એકાદ બે દિવસમાં મોટા થઇ પાણી ભરાઇને મોતી જેવા થાય છે. આ દાણા ચહેરા ઉપર હોતા નથી. અછબડાને શીળી માનવાની ભૂલ થાય છે. આ દાણા છુટા હોય છે. આમાં તાવ ઘણો થોડો હોય છે. સાત દિવસે કરમાઇ ભીંગડાં વળી ઉખડી જાય છે. અને ખાડા પણ રહેતા નથી. બચ્ચાંને કોઇવાર અછબડા નીકળી જાય છે તે વખતે તેના માબાપને ખબર પણ પડતી નથી. આમાં દવાની જરૂર રહેતી નથી.

## મેલેરીઆ ફીવર.

( Malarial Fever. )

### વિષમ જ્વર.

તાવનો બીજો મુખ્ય વર્ગ વિષમજ્વરનો છે.

આપણા શાસ્ત્રકારોનો આ વિષે શો મત છે, તે આપણે પ્રથમ જણાવી ગયા છીએ. હવે તે જ્વર ઉપર પાશ્ચિમાત્ય વૈદ્યો શું કહે છે તે જોઇએ.

વિષમ જ્વરને **મેલેરીયલ ફીવર** કહે છે. **મેલેરીયા** શબ્દનો અર્થ 'દૂષિત વાયુ' એમ થાય છે. પ્રથમ એમ માનવામાં આવતું

હતું કે તે જ્વર ભેજવાળી જમીનપર રહેવાથી ઉત્પન્ન થાય છે. આ ખરાબ હવા, પાણી વાળી જમીન, તેમાં સડનારી લીલોતરી, અને સૂર્યનો તાપ, એ ત્રણે એકત્ર થવાથી થાય છે. પરંતુ ઇ. સ. ૧૮૯૫ માં સુપ્રસિદ્ધ ડૉ. રોલૅંડરોએ આ તાવના કારણોની શોધ કરી અને તે એકે **એનોફિલિસ** જાતના મચ્છરના કરડવાથીજ આ તાવ ઉત્પન્ન થાય છે. જેમ આંતરડાના કૃમીઓ જીવતા શરીરમાં પોતાનો આહાર મેળવી વૃદ્ધિ પામે છે, તેમજ બીજાં પ્રાણીઓ પણ જીવતા શરીરમાંથી આહાર મેળવી વૃદ્ધિ પામતા હોય તેઓને **પુરાંગ પુષ્ટ** કહેવામાં આવે છે. મૅલેરીયાના જન્તુઓ પણ જીવતા શરીરમાંથી પોતાનો આહાર મેળવે છે, માટે તેને **મૅલેરિયલ પેરેસાઇટ** કહેવામાં આવે છે. આ જંતુઓ આહાર કરે છે વૃદ્ધિ પામે છે, અને એને ગતિ પણ હોય છે. આ જંતુઓની વંશ વૃદ્ધિ સાધારણ બે પ્રકારની છે. ૧. આ જંતુ સંપૂર્ણ વૃદ્ધિને પ્રાપ્ત થયા પછી ખંડ ખંડ રૂપે વિભક્ત થાય છે અને તે પ્રત્યેક ખંડ એ સ્વતંત્ર જંતુના રૂપમાં ફેરવાઇ જાય છે. ૨ સ્ત્રી અને પુરૂષ બંનેના સમાગમથી નવા જંતુઓની ઉત્પત્તિ થાય છે.

**વ્યાખ્યાઃ**—મેલેરીયા એટલે શું? આપણે જે હવા શ્વાસમાં લઇએ છીએ, અને જેથી આપણું વાતાવરણ ભરપુર છે તેમાં મુખ્યત્વે કરીને ખરાબ પાણીમાં, તથા ખુલ્લી પાણીની જગ્યામાં, તળાવ ખાબોચીયાંમાં એક જાતના મચ્છર ઉછરે છે; અને તેના પેટમાં મેલેરીયાનાં જન્તુઓ ઉછરી શકે છે, અને તે મચ્છર કરડવાથી માણસના શરીરમાં એ જંતુ દાખલ થાય છે. એવી રીતે જે જન્તુ દાખલ થાય છે, તે માણસના રૂધિરમાં ઉછરીને લોહીનો વિકાર કરે છે, ને ટાઢીયા વગેરે જાતના તાવ લાવે છે, બરોળ વધારે છે, અને એક જાતની ગ્લાનિ રૂધિર દ્વારા શરીર અને ચહેરા ઉપર લાવે છે, તેને મેલેરીયા કહે છે. અસલના વખતમાં એવી માન્યતા હતી કે જ્યાં ભેજ હોય, ગંદકી હોય, તડકો બરાબર ન પડતો હોય, અને જ્યાં જંગલ અને સડતી વનસ્પતિ હોય, ત્યાં મેલેરીયા થાય છે. અને મેલેરીયાનો અર્થ

ઝેરી હવા એટલેજ માત્ર થતો હતો. અને ટાઢીઆ, ચોથીઆ, એકાં-
તરીઆ વગેરે તાવ એથીજ ઉત્પન્ન થતા હતા એવું માનવામાં
આવતું હતું, પરંતુ સને ૧૮૯૭ ના અરસામાં ડૉકટર રેનોલ્ડરોસની
શોધોને પરિણામે એવું સિદ્ધ થાય છે કે મેલેરીયાનું ઝેર હવામાં તેમજ
પાણીમાં નથી, પરંતુ એ દરદના ખાસ જન્તુ થાય છે, તે એક
જાતના મચ્છરના પેટમાં રહે છે, અને તે મચ્છર માણસને કરડવાથી
માણસના રૂધિરમાં આ એકાંતરીઆ વગેરે જાતના તાવ આવે છે.
મેલેરીઆની આ તાજી વ્યાખ્યા ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે જ્યાં એ અમુક જાતના
મચ્છરો ઓછા ત્યાં મેલેરીઆનો વ્યાધિ ઓછો હોય છે, અને કેટલેક
સ્થળે સફાઇના બંદોબસ્તથી મચ્છરો ઓછા કરી મેલેરીઆ તદન
નાબુદ કરી શકાય છે.

## ઉત્પત્તિ.

માણસના શરીરમાં મચ્છરના કરડવાથી મેલેરીયાના જંતુ
દાખલ થાય છે. શ્વાસદ્વારા અથવા પાણીદ્વારા દાખલ થતાં નથી.
રૂધિરમાં દાખલ થયા પછી લોહીનાં રજકણોને તે જન્તુ અસર કરે
છે, અને ક્વીનાઇન અથવા સુદર્શન વધતા ઓછા પ્રમાણમાં લેવાથી
અને રેચક અને જંતુઘ્ન ઔષધોથી એ જંતુઓનો નાશ થાય છે.
આ દેશ કરતાં આફ્રીકાના પ્રદેશમાં મેલેરીઆનો વ્યાધિ વધારે મસ્ત
થાય છે. હવાની ગરમીની ડીગ્રી ૬૦ થી ઓછી હોય ત્યાં મેલેરીઆ
થોડો હોય છે. મુખ્યત્વે કરીને વરસાદની ઋતુ દરમ્યાન અને વર-
સાદ પછીના વખતમાં આગષ્ટથી નવેમ્બર સુધીમાં એ મચ્છરો વધારે
થાય છે. અને તેથી તાવ ફેલાય છે. જ્યારે ગરમી વધારે હોય ત્યારે
તેમજ સખ્ત ઠંડીના સમયમાં તે મચ્છરો ઉછરી શકતાં નથી. તેથી
તેવા વખતમાં મેલેરીઆ કમતી હોય છે.

**સમજુતી**—એક માણસના શરીરમાં મચ્છરના કરડવાથી

જંતુઓ દાખલ થાય છે, તેથી મેલેરીયાની ઉત્પત્તિ થાય છે. તેજ માણસમાંથી બીજા માણસને મચ્છર દ્વારા (બીમારીમાં કરડેલાં મચ્છર બીજાં સાજા માણસને) કરડવાથી તેને તાવ લાગુ થાય છે. ખરાબ પાણીમાં મચ્છરો ઉછરે, વિષ્ટામાં વૃદ્ધિ થાય, એ રીતે ઉત્તરોત્તર ઉચિત સ્થિતિ મળવાથી મેલેરીઆની ઉત્પત્તિ થાય છે, અને તે વૃદ્ધિ પામે છે.

## મેલેરીઆના જંતુઓને સંઘરનાર મચ્છરો.

તેની ઓળખાણ વિષે કહેવામાં આવે છે કે એ મચ્છરોને પેટ હોય છે, છ પગ હોય છે, આંખો ચટાપટાવાળી હોય છે, તેને લાળ હોય છે. એ લાળદ્વારા જ્યારે તે કરડે છે, ત્યારે માણસના રૂધિરમાં તે જંતુ દાખલ કરે છે. અને પછી તેની મુદત બાદ તાવ આવે છે. રાતે વધારે કરડે છે. નીચાણના ભાગમાં વધારે રહે છે. ઉંચે મજલે સુવાથી કરડતો ભાગ ઓછો હોય છે. કારણ કે એ મચ્છરો બહુ ઉંચે ઉડી શકતા નથી. નાની ઉંમરનાં તેમજ નવાં માણસોને અને યુરોપીયનોને વધારે અસર કરે છે.

મેલેરીઆના પ્રદેશનું પાણી ઉકાળીને પીવું. કેટલાક એમ કહે છે કે એ પ્રદેશના પાણીએ ન્હાવાથી તાવ આવે છે. પરંતુ એ પાણીમાં મેલેરીઆ કારક જન્તુઓ નથી, કારણ કે તે માણસના રૂધિરમાં રહે છે, તેનું કારણ કે તેની ગરમી ખુલ્લી જગ્યાનાં તળાવ કે નદીનાં પાણી કરતા વધારે હોય છે. આ કારણથી, તેમાં ન્હાવાથી તુરત કદી તાવ આવતો નથી. અને આવે તો ઠંડીની અસરથી આવતો હોય એમ જણાય છે. તેમજ મેલેરીયાના ભાગની હવા એકંદર સાફ ના હોય અને એ ભાગનું પાણી ગંદકી વાળું હોય તેથી શરીરમાં બગાડ કરે તે સ્વાભાવિક છે. પરંતુ મેલેરીયાના જંતુઓ એ પાણી અગર હવામાં સ્વતંત્રપણે રહેતા નથી, તેમજ ઉછરી શકતાં નથી. એ જંતુઓ મચ્છરના શરીરમાં અગર માણસના રૂધિરમાં રહી શકે

છે. પ્રયોગથી જણાયું છે કે જેમચ્છરમાં મેલેરીયાના જન્તુઓ હોય તે મચ્છરોને બીજે ગામ લઇ જઇને તે સાજા માણસને કરડાવવાથી તાવ આવે છે એવું સિદ્ધ કરેલું છે.

મચ્છર એક જાતના હોતાં નથી પણ આશરે ૮૦૦ જાતના છે. તેમાંથી ફક્ત ચાર જાતના મેલેરીયા પ્રેરક છે. એ અમુક જાતના મચ્છરો જે મેલેરીયાના જંતુ સંઘરે છે તેને **એનૉફિલિસ** કહે છે.

મેલેરીઆના જંતુને સંઘરનાર મચ્છરોની ૧૨૦ જાત છે તેમાંથી અમુક ચાર જાતનાં કરડે છે.

મચ્છરોનાં ઇંડાં થઇ તેમાંથી મોટાં મચ્છરો થતાં આશરે ૩ અઠવાડીઆં થાય છે. પાણી ઉપર મચ્છરનાં ઇંડાં ધૂમાડાની કીટી સરખાં દેખાય છે, તેમાંથી નાના મચ્છર થાય છે. માણસના શરીરની બહાર તેમજ એનોફિલિસ જાતના મચ્છરના શરીરની બહાર સ્વતંત્રપણે એ જંતુઓ ઉછરી કે રહી શકે છે.

**મેલેરીઆની અસર**—રોજીંદા, એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ એ જાતના તાવ મેલેરીઆથી થાય છે. મચ્છરના કરડયા પછી પછી ૬ થી ૧૦ દિવસમાં અસર જણાય છે. દરેક કેસમાં તેની સાબીતી મળવી મુશ્કેલ છે. તેમજ દરેક માણસને કરડવાથી તાવ આવતો નથી, એ પણ ખરૂં છે. પણ એથી કરીને મેલેરીઆના જન્તુવાળા મચ્છરો એ જાતના તાવ લાવવામાં સાધન ભૂત નથી એમ માનવું ભૂલભરેલું છે.

તાવ સાથે ટાઢ આવે છે. વમન થાય છે, પરસેવો પણ આવે છે. મેલેરીઆના જન્તુઓમાં પણ જાતજાતના જંતુઓ હોય છે. તેથી કરીને તાવ પણ રોજીંદો, એકાંતરીઓ, ચોથીઓ છિન્નભિન્ન અથવા અવિછિન્ન રીતે એક અગર વધારે દિવસ સુધિ રહે છે. મેલેરીઆની લાંબી મુદતની અસરથી બરોળ વધે છે, તેમજ કેટલીક વખત મરડો, દાંતમાંથી વારંવાર લોહી નીકળવાનો વ્યાધી થાય છે. લોહીનો વિકાર થાય છે. તેને પાંડુરોગ કહે છે.

માણુસના રૂધિરમાંના રાતા રજકણોમાં મેલેરીઆના જં
ઉછરે છે. અને લોહીના સફેદ રજકણો મેલેરીઆના જંતુઓનો નાશ
કરે છે. મચ્છરદાની રાખવાથી પણ થોડો ઘણો બચાવ થાય છે, તે
જ પંખો રાખવાથી પણ ઠીક રક્ષણ મળે છે. આયુર્વેદિક શાસ્ત્ર પ્રમાણે
સૂક્ષ્મ જંતુના સંબંધમાંની ઉપરની હકીકતો કેટલેક ભાગે મળતી
છે. અને તે બાબત કીટકલ્પ નામનું પ્રકરણ વાંચવાથી તે
જાણવામાં આવશે.

## ટ્રોમાટિક ફિવર.

## ( Tromatic Fever. )

આર્યવૈદ્યક શાસ્ત્રમાં આ ગન્તુક જ્વરોમાં જેને **અભિઘાત**
**જ્વર** કહેવામાં આવે છે તેને આ મળતો છે.

## ઇન્ફ્લેમેટરી ફિવર.

## ( Inflammatory Fever. )

સુશ્રુતાચાર્યે રોગોત્થાનથી-વિદ્રધિ-વ્રણશોથ વિગેરે રોગોની
ઉત્પત્તિ જે જ્વરમાં કહેલી છે. તે આ જાતના તાવને મળતી છે.

## પાઇમિયા.

## ( Peœmia Fever. )

પ્રપાક ( પૂય ભવન ) થી જે તાવ કહેવામાં આવે છે, તે
આ તાવ છે.

## પ્યુરપિરલ.

## ( Puerperal. )

આ આર્ય વૈદ્યકમાં **સુતિકાજ્વરથી** ઓળખાય છે.

## મિલ્ક ફિવર.

## ( Milk Fever. )

આપણા આર્ય વૈદ્યકમાં તે **સ્તન્યપ્રાણજ્વરના** નામથી
ઓળખાય છે.

પેટમાં કૃમિ થવાથી પણ તાવ આવે છે. આને આર્યવૈદ્યકમાં કૃમિના લક્ષણ તરીકે લખેલ છે.

આ શિવાય આમવાત ( રૂમેટિઝમ ) પ્લીહોદર, યકૃદુદર શ્લીપદ, શિતપીત્ત, શીળસ; વિસ્ફોટક, અગ્નિરોહિણી, અધ્રુષ ( તાળવાનો વરમ ) કંઠરોહિણી, વિગેરે રોગોનાં લક્ષણોમાં જે જ્વર આવે છે તે આર્ય વૈદ્યકમાં લક્ષણ તરીકે ગણાવેલ છે. જ્વરને આમાંના ઘણાખરા તાવો પાશ્ચિમાત્ય પ્રમાણે **ઇન્ફ્લેમેટરી ફિવરો–શોથજન્ય જવરો છે.**

ઉપલા બધા વિકારોની સાથે જે તાવ આવે છે. તે ઘણું કરીને સંતત અવિરામ જ્વર હોય છે.

## ઇન્ફ્લ્યુએન્ઝા.

( Influenza )

**( કફોલ્બણ સંનિપાત જ્વર. )**

આ જાતનો તાવ યૂરોપ દેશમાં વખતો વખત થઇ આવે છે. કેટલાક વખતથી આ દેશમાં આ મહાન, ભયંકર કાળ રૂપ પ્રાણનાશક દુષ્ટરોગે ત્રાસ વર્તાવી દીધો હતો. આ રોગ પ્રથમ આ દેશમાં ૧૮૮૯ માં ફૂટી નીકળ્યો હતો. તેજ પ્રમાણે આ દુષ્ટ ચેપી રોગ ફરીથી ૧૯૧૭માં લાગુ પડયો હતો, કે જેનાથી લાખો માણસો મૃત્યુના પાસમાં સપડાયા હતા ને સપડાય છે. આ રોગ પ્લેગનો બીજો ભાઇ છે, આયુર્વેદ શાસ્ત્રમાં તેને કફોલ્બણ સંનિપાતજ્વર અથવા મરકી સંનિપાતજ્વર કહે છે. સંનિપાત ( ત્રિદોષ ) જ્વરનાં ઘણાં ખરાં લક્ષણો આ રોગની સાથે મળતાં આવે છે. તે ઉપરાંત આ તાવમાં કફ અને પિત્તનું પ્રાધાન્યપણું વધારે જોવામાં આવે છે. તે બાબત માધવ નિદાનના જ્વર પ્રકરણની મધુકોશ વ્યાખ્યામાં જણાવી છે. મહર્ષિ ચરકાદિ મુનીઓએ ચરક સંહિતાના વિમાન સ્થાનના જનપદોધ્વંસનીય નામના અધ્યાયમાં જણાવ્યું છે કે જ્યારે દેશ ઉપર આપ્દત હોય છે ત્યારે વાયુ ( હવા ) જળ, કાળ, તથા ખાન પાનાદિક વસ્તુઓમાં ફેરફાર થઇને આવા દુષ્ટ ચેપી રોગો દેશને

પાયમાલ કરે છે. આ રોગ દુનીઆના બીજા ભાગોમાં ચાલતા રોગો જેવોજ છે. યુરોપના દરેક દેશની તેણે મુલાકાત લીધેલી છે. આ દેશમાં સને ૧૯૧૭ માં ઘણા જોસથી ચાલ્યો હતો, તે વખતે હજારો માણસોનો સંહાર થયો હતો.

## તેની ઉત્પત્તિનાં કારણો.

આ ચેપી રોગને ઉપસ્થિત કરનાર અનેક કારણોમાં મુખ્યત્વે કરીને (૧) ગંદકી (૨) અસ્વચ્છ હવા (૩) ખરાબપાણી (૪) મચ્છર અને ચાંચડ (૫) મળમુત્રનો જમાવ (૬) રસ્તામાં ઉડતી રજનું ગળામાં જવું. (૭) ચોમાસાનો ઝેરી વરસાદ. (૮) ઋતુ વિપર્યય, આ વખતને માટે અનુકુળ જણાય છે. (૯) માણસોની ગીરદી વિગેરે.

આ ફાટી નીકળેલા વ્યાધિ માટે પાશ્ચિમાત્ય વિદ્વાનો પણ એક નિશ્ચય ઉપર આવ્યા નથી. તે લોકો પણ આ રોગનું સબળ કારણ મેળવવા પુષ્કળ શોધ ખોળ ચલાવ્યા કરે છે.

ઇન્ફ્લુએન્ઝા થયાનાં લક્ષણો નીચે પ્રમાણે છેઃ—

(૧) સળેખમ થાય છે. (૨) ઉધરસ આવે છે. (૩) તે સાથે ટાઢીઓ તાવ આવે છે. (૪) કેટલાકને ઉનો પણ આવે છે. (૫) તાવ એકદમ ૧૦૪–૫–૬ સુધી ચઢે છે. (૬) બોલ્યાનું ભાન રહેતું નથી. (૭) નાડી નરમ અને અતિશય ચાલે છે. (૮) ઉધરસ લુખી આવે છે. (૯) ગળામાં સોજો આવે છે. (૧૦) ગળામાં ગરમી આવી જાય છે. (૧૧) પાણી ઉતરી શકતું નથી. (૧૨) આગળ અને પાછળના ફેફસાંમાં સોજો આવે છે. (૧૩) ફેફસાંની અંદર શરદી થઈ કફની શરૂઆત થાય છે. (૧૪) તેમાંથી ત્રિદોષ (ન્યુમોનીયા) નાં ચિન્હો થાય છે. (૧૫) જીભ, હોઠ, સુકાય છે. (૧૬) જીભ ખરબચડી થાય છે. (૧૭) છાતીમાંથી લોહી પડે છે અગર કફ સાથે લોહી પડે છે. (૧૮) નાકમાંથી અગર ઝાડેથી લોહી પડે છે (૧૯) શોષ

બહુ પડે છે. (૨૦) માથે ઘેન બહુ રહે છે જેથી આંખો ઉઘાડી શકાતી નથી. (૨૧) શરીરના તમામ સાંધાઓમાં કળતર થાય છે. (૨૨) છાતીએ દાહ થાય છે. (૨૩) ઉઠતાં બેસતાં ચકરી આવે છે. (૨૪) આંખો લાલ થાય છે. (૨૫) હૃદય નબળું પડી જાય છે. (૨૬) કેટલીક વખત ઝાડો પિસાબ બંધ થાય છે; ને કેટલીક વખત ઝાડો પિસાબ છુટી જાય છે. (૨૭) દમ ઉપડે છે. (૨૮) માથું અને બરડામાં દુઃખાવો થાય છે. ટુંકામાં સખત સળેખમના ઉપદ્રવથી આ રોગની શરૂઆત થાય છે અને સળેખમની સાથે થોડો તાવ પણ આવી જાય છે. બે ત્રણ દિવસ બરાબર દવા સાથે પથ્ય પાળવામાં આવે છે તો રોગનું જોર આગળ ન વધતાં શાંત પડી જાય છે અને તે પ્રમાણે ન કરવામાં આવે તો છાતીમાં કફ થઇને ત્રિદોષ થઇ જાય છે. ત્રણ રાત સુધી સળેખમ, ઉધરસ અને તાવનું જોર વધારે રહે છે, ત્યાર પછી સારૂં થઇ જાય છે.

## પ્રકૃતિ પરીક્ષા.

આયુર્વેદ શાસ્ત્રમાં વાત, પિત્ત અને કફ ઉપર વિશેષ આધાર રાખવામાં આવ્યો છે. અને નાડી પરીક્ષામાં પણ વાત નાડી છે કે કફ નાડી છે કે પિત્ત નાડી છે એમ કહેવામાં આવેલું છે. તેજ પ્રમાણે વાતપ્રકૃતિ, પિત્તપ્રકૃતિ અને કફપ્રકૃતિ વાળાં મનુષ્યો હોય છે, માટે તે તે પ્રકૃતિનાં સ્વરૂપો જાણવાની વધ રે જરૂર છે. દરેક માણસે પોતાની પ્રકૃતિ વાયુની છે, પિત્તની છે, કફની છે, લોહીની છે કે મિશ્ર છે, તેનું સામાન્ય જ્ઞાન અવસ્ય મેળવવું જોઇએ, તેમ પ્રકૃતિપરીક્ષામાં વાત્ત પ્રધાન, પિત પ્રધાન, કફ પ્રધાન, કે રક્ત પ્રધાન છે તે પણ જાણવું જોઇએ. માણસ પોતાની સ્વાભાવિક પ્રકૃતિ જાણતો હોય, અને ખાનપાન પદાર્થોના સામાન્ય ગુણદોષ તથા ધર્મો જાણતો હોય, તો તે પોતાની પ્રકૃતિ સાચવી શકે છે. એટલે તે પોતાના શરીરની તંદુરસ્તી કેવી રીતે સચવાઇ રહે તે જાણી શકે છે, અને તે સમજણને અનુસરી આહાર વિહારનું ધોરણ રાખી શકે છે.

દરેક માણસમાં "વાત, પિત્ત, કફ," તેમજ લોહી જોવામાં આવે છે, પરંતુ સમાનપણું જોવામાં આવતું નથી.

પ્રકૃતિના ચાર વર્ગ પાડવામાં આવ્યા છે. (૧) વાત પ્રધાન પ્રકૃતિ (૨) પિત્તપ્રધાન પ્રકૃતિ (૩) કફપ્રધાન પ્રકૃતિ (૪) રક્તપ્રધાન પ્રકૃતિ. એ પ્રકૃતિનાં બબે લક્ષણો મળતાં હોય ત્યાં મિશ્ર પ્રકૃતિ સમજવી. નીચે પ્રકૃતિઓના સામાન્ય લક્ષણો બતાવવામાં આવે છે.

(૧) વાતપ્રધાનપ્રકૃતિવાળાં માણસોના અવયવો નાના, મોટા, બેડોળ; શરીરના પ્રમાણ કરતાં માથું નાનું કે મોટું, મોઢાના પ્રમાણમાં કપાળ નાનું, શરીર સુકું અને લુખું, શરીરનો રંગ ફીકો, ઝાંખો અને લોહી વિનાનો; આંખો ઘેરા કાળા રંગની, ઉતાવળી ગતિ, લોહીનું ફરવું અનિયમિત હોવાથી કોઇનું માથું ગરમ તો હાથ પગ ઠંડા અને કોઇનું માથું ઠંડુ તો હાથ પગ ગરમ; કામ કરવાની પ્રબળ પ્રવૃત્તિ, પણ મન ચંચળ અને કોઇનું અસ્થિર; પ્રીતિ, અપ્રીતિ, ભ્રમ ઉત્પન્ન થતાં વાર લાગે નહિ; વાયુ પ્રકૃતિની પ્રબળતાવાળા માણસોમાં ન્યાય અન્યાયનો વિચાર કરવાની સૂક્ષ્મદષ્ટિ હોય છે, પણ પોતાના ઇન્સાફી વિચારને અમલમાં આણવાનું તેને મુસ્કેલ લાગે છે. વાયુપ્રધાન પ્રકૃતિવાળા માણસો આખી જીંદગી ચંચળ અને અસ્થિર વૃત્તિમાં ગુજારે છે. તથા સર્વ કાર્યમાં ઉતાવળ કરે છે. તેને શરીરની પીડા વિશેષ લાગી આવે છે, અને તેનું નિવારણ કરવામાં કે સહન કરવામાં તેને ઘણું કષ્ટ પડે છે. બીજી પ્રકૃતિના માણસો જેમ જેમ ઉમ્મરે વધે છે તેમ તેમ તેમનું શરીર તથા મન મંદ પડે છે, પણ વાતપ્રધાનપ્રકૃતિવાળા માણસનું શરીર તથા મન ઉમર વધ્યાની સાથે ઉલટા વિશેષ કઠણ અને મજબુત બને છે. આ પ્રકૃતિવાળા માણસોને અજીર્ણ રોગ, બંધકુષ્ટ, ઝાડો, પેટનાં રોગ, માથાની પીડા, ચસકા, રતવા, ફેફસાંનો વરમ, ક્ષય, ઉન્માદ, વગેરે વ્યાધિ થવાનો વિશેષ સંભવ છે. આ પ્રકૃતિના માણસોને આયુષ્ય, બળ તથા ધન અલ્પ હોય છે. આ વાતપ્રધાનપ્રકૃતિનાં માણસોને તીખા, તમતમા,

ગરમાગરમ તથા ખારા પદાર્થો ઉપર વિશેષ પ્રીતિ હોય છે, અને ખાટા, મીઠા તથા ઠંડા પદાર્થો ઉપર ઓછો ભાવ હોય છે કે અરૂચિ હોય છે.

૨. પિત્તપ્રધાનપ્રકૃતિવાળાં માણસોના શરીરનાં અંગ-ઉપાંગ સુંદર અને સારા બાંધાના તથા માંસના લોચા ઢીલા હોય છે; શરીરનો વર્ણ બહુધા પીંગળો; વાળ થોડા પીંગળા તથા જલદી ધોળા થાય એવા, શરીરપર ઝીણી ઝીણી ફોલ્લીઓ થયા કરે; ભૂખ તરસ જલદી લાગે, મોં માથું તથા બગલમાંથી ખરાબ વાસ છુટે; બુદ્ધિમાન પણ ક્રોધી અને રિસાળ, આંખ, પિસાબ તથા ઝાડાનો રંગ પીળાશપર; પરાક્રમી, સાહસિક, ઉત્સાહી તથા કલેશ સહન કરવાની શક્તિવાળા; તેમનું બળ, આયુષ્ય, દ્રવ્ય તથા જ્ઞાન મધ્યમ હોય છે. આ પ્રકૃતિવાળા માણસોને અજીર્ણ, પિત્ત, હરસ વગેરે વ્યાધિ થવાનો વિશેષ સંભવ છે. પિત્તપ્રકૃતિના માણસોને મધુર એટલે મીઠા તેમ જ ખટમધુરાં રસો ઉપર વિશેષ પ્રીતિ અને તીખા તથા ખારા પદાર્થો ઉપર ઓછી રૂચિ હોય છે.

૩. કફપ્રધાનપ્રકૃતિના માણસોનું શરીર સુંવાળું, ભરાવવાળું અને મજબૂત; અવયવો સંપૂર્ણ; શરીરનો વર્ણ સુંદર, ચામડી કોમળ, વાળ સુંવાળા અને રંગસ્વચ્છ; આંખો ચળકતી, સફેત અથવા ધુસર રંગની, દાંતમેલા અને સફેદ; સ્વભાવ ગંભીર; બળ તથા ઉંઘ વધારે અને આહાર થોડો, વિચાર શક્તિ કોમળ તથા બોલવાની શક્તિ થોડી, યાદ શક્તિ ઉત્તમ અને વિવેક શક્તિ વિશેષ, વિચાર ન્યાયયુક્ત, વહેવાર ચોખ્ખો, કફપ્રકૃતિવાળા મનુષ્યોનો માનસિક ભાવ શારીરિક ભાવ કરતાં ચઢીઆતો હોય છે. આ પ્રકૃતિના માણસોની શરીરની ગતિ મંદ પણ દ્રઢ હોય છે. આ પ્રકૃતિના માણસો ઘણું કરીને ધનવાન, બળવાન અને આયુષ્યવાન હોય છે. કફ પ્રકૃતિવાળા માણસોને સાધારણ કારણથી રોગ થાય છે. શરીર ભારે મેદવાળું થાય છે, અને શક્તિ વધે છે. શરીર જેવું જાડું દેખાય છે, તે પ્રમાણે શક્તિ હોતી નથી.

નબળાઈ, સોજા, સસણી વિગેરે એ પ્રકૃતિવાળાના ખાસ વ્યાધિ હોય છે. કફ પ્રકૃતિવાળા માણસોને, ખારા, તીખા પદાર્થો ઉપર ઘણી પ્રીતિ અને મધુર પદાર્થો ઉપર અભાવ હોય છે.

૪. **રક્તપ્રધાનપ્રકૃતિના માણસો**—વાત, પિત્ત અને કફ એ ત્રણ પ્રકૃતિ સિવાય જે માણસોનો લોહીનો ભાગ વધારે હોય છે, તેના લક્ષણ નીચે પ્રમાણે છે—

શરીર કરતાં માથાનું પ્રમાણ નાનું, કપાળ મોટું, છાતી પહોળી, ગંભીર અને લાંબી હોય છે, ચરબી થોડી, પુષ્ટ શરીર, લોહીથી પૂર્ણ અને સુંદર વાળ, સૂક્ષ્મ અને વળેલા, ચામડી કઠણ, નાડી પૂર્ણ અને બળવાન હોય છે. દાંત મજબુત તથા પીળા હોય છે. મહેનત કરવાની ઘણી શક્તિ, સહનશીલ સ્વભાવ, સંતોષી, લોકોપકારક, પ્રિય બોલનાર, સત્યવાદી અને હીમતવાન, લોહીવાળા માણસો ઘરમાં બેસી વખત ગાળવા ચાહતાં નથી; લોહી પ્રધાન માણસોને ફેફસાંનાં પડનો સોજો, દાહજ્વર; કલેજાનું દરદ, ફેફસાંનાં દરદ, સન્નિપાતનું દરદ વિગેરે થવા વિશેષ સંભવ હોય છે.

૫. રોગીની પ્રકૃતિ વાયુ પ્રધાનવાળી હોય તો તેને તાવ વિગેરે જે કોઈ દરદ થઈ આવે તે દરદ વાયુના દોષ સાથે સબંધ રાખે છે. તેવી રીતે તે પિત્ત, કફ તથા રક્તપ્રકૃતિના દરદો માટે પણ સમજી લેવું.

રોગની પરીક્ષા આઠ પ્રકારે થાય છે.

**દોહરો.**

નાડી, મળ, મુત્રો અને જીભ નેત્ર ને રૂપ;
શબ્દ, સ્પર્શ એ આઠથી જાણો રોગ સ્વરૂપ.

(૧) નાડી પરીક્ષાના સંબંધમાં પ્રથમ કહેવામાં આવેલું છે.

## (૨) મળ પરીક્ષા.

જ્યારે વાયુનો કોપ થયો હોય છે ત્યારે મળ ફીણવાળો, રૂક્ષ, ધુમ્રવર્ણ અને થોડો આમ પાણી જેવો હોય છે. પિત્ત કોપ પામે

ત્યારે મળ લીલો, પીળો, ગંધવાળો, શિથિલ અને ઉષ્ણ હોય છે. કફ પ્રકોપ પામે ત્યારે મળ શ્વેતવર્ણ, કંઇક શુદ્ધ, કંઇક આર્દ્ર અને કંઇક સ્નિગ્ધ હોય છે; વાત કફમાં આર્દ્ર અને શ્યામવર્ણ પરપોટા એ યુક્ત હોય છે. વાતપિત્તમાં પીળો અને કાળો તથા આર્દ્ર અને અંદર ગાંઠોવાળો હોય છે. પિત્તકફમાં પીળો, શ્વેતવર્ણ હોય છે. ત્રિદોષમાં સફેત, પીળો, કાળો, શિથિલ અને અંદર ગાંઠોવાળો હોય છે. અજીર્ણમાં દુર્ગંધયુક્ત હોઇ શિથિલ હોય છે. જીર્ણજ્વરમાં છીતડો હોય છે. જળોદરમાં બહુ દુર્ગંધવાળો અને શ્વેત વર્ણ હોય છે. પ્રાણાંતનો રાતો અને દુર્ગંધવાળો તથા કિંચિત શ્વેતવર્ણ અને માંસ જેવો તથા શ્યામ વર્ણનો મળ હોય છે.

## (૩) મૂત્ર પરીક્ષા.

મલસકામાં રોગીની પહેલી અને છેવટની ધાર છોડી મધ્યધાર કાચના કે કાંસાના વાસણમાં ઝીલવી. તેમાં ઘાસની સળીથી તેલનું બિંદુ નાંખવું. બિંદુ નાખતાંજ પ્રસરે તો સાધ્ય; બિંદુ તેમજ રહેતો કષ્ટ સાધ્ય; તેમજ તળે જઇ ઉપર આવે અને વચમાં છિદ્ર દેખાય, કિંવા મૂત્ર કાળું કે રાતું હોય, અથવા, બિંદુ તળેજ બેસે, કિંવા પ્રસરી મૂત્ર સાથે મળી જાય તો રોગ અસાધ્ય છે, એમ જાણવું. વાતનું અધિકપણું હોય તો બિંદુ નાંખતાંજ પ્રસરે અને મૂત્ર પીળું તથા ગરમ હોય છે. કફ અધિક હોય તો મૂત્ર ધોળું દેખાય છે. સન્નિપાતમાં મિશ્રવર્ણ, ધાતુ અને ઇંદ્રિયરોગમાં તેલ જેવું, ત્રિદોષમાં કાળાશ ઉપર અને મિશ્રવર્ણનું હોય છે. તેલનું બિંદુ નાખતાં જ તેમાં માણસ, સર્પ, વાનર, વીંછી કે બિલાડીના જેવી આકૃતી થાય; કિંવા દક્ષિણ, અગ્નિ, નૈઋત્ય. વાયવ્ય અને ઇશાન એ દિશાઓ તરફ બિંદુ વધે તો રોગ અસાધ્ય જાણવો. પૂર્વ, પશ્ચિમ અને ઉતર દિશામાં બિંદુ વધે તો રોગી બચશે. પશ્ચિમ દિશાએ વધી સર્પાકૃતિ થાય તો ઉદરરોગ જાણવો. મૂત્ર ઘીની કણીઓ જેવું થયું હોય તો જળોદર જાણવો.

## (૪) જીભ પરીક્ષા.

જો વાયુ કોપ પામેલો હોય તો જીભ ખરખરી, ફાટેલી અને પીળી દેખાય છે. પિત્તમાં આરક્ત હોઇ કિંચિત્ શ્યામ હોય છે. કફમાં શ્વેતવર્ણુ, આર્દ્ર અને મૃદુ હોય છે. ત્રિદોષની કાળી, કાંટા પડેલી, શુષ્ક હોય છે. અરૂચિ અને અતિસારની મધુર વર્ણુ; પ્રમેહ અને સંગ્રહણીમાં ધૂમ્રવર્ણુ, ઉષ્ણુ અને કપિશ વર્ણુ; વિસ્ફોટક રોગની ખરખરી, કાંટા જેવી હોઇ અંદરથી પાણી ઝરે છે. મરણુકાળની ખરખરી હોઇ અંદર વધેલી, ફીણયુક્ત, કઠિન લાકડા જેવી અને ચલન—વલન રહિત હોય છે.

## (૫) નેત્ર પરીક્ષા.

વાયુનો કોપ હોય તો આંખો નિસ્તેજ, ધૂમ્રવર્ણુ, દાહયુક્ત, ચંચળ અને ઉગ્ર હોય છે. પિત્તથી પીળી, તામ્રવર્ણુ. દાહયુક્ત અને દીવો જોવાને અસમર્થ હોય છે. કફની ધોળી, નિસ્તેજ, સ્ત્રાવયુક્ત અને ચીકણી હોય છે. ત્રિદોષની લાલ હોઇ કિંચિત્ કાળી અને મીંચેલી પ્રમાણે દેખાય છે. જેની એક આંખ મીચેલી જેવી હોઇ અડધી ઉઘાડેલી હોય અને બીજી મીચેલી હોય તે રોગી એક પહોરમાં મરશે, આંખોમાંની કીકી ભ્રમિત થઈ નેત્ર મીચેલા જેવું જણાય તે રોગી એક દિવસમાં મરશે.

## (૬) રૂપ પરીક્ષા.

પ્રાતઃકાળે રોગી પાસે જઇને જોતાં જો તે તેજોહીન, વિચિત્ર અને શ્યામ વર્ણુ દેખાય તો તે વ્યાધિ વાતજન્ય જાણુવો. મુખ પીત વર્ણુ, કલાહીન, અને ચીકણું દેખાય અને આંખો વિલક્ષણ ચિકટાએલી હોય તો કફપ્રકોપ જાણુવો. આંખે જોવાથી જેનો રોગ સ્પષ્ટ દેખાય તેવાં તે રોગનાં નામો રાખવાં, પ્લીહા, કમળો, ગ્રંથી, નળબંધવાયુ, વાયુનો ગોળો, ભાર, જંતુ અને કઠોર ગુલ્મ એ રોગ હાથે દાબી જોઇ અમુક રોગ છે એવો નિશ્ચય કરવો.

## (૭) શબ્દ પરીક્ષા.

વાયુનો કોપ થવાથી કંઠમાંથી શબ્દ નીકળે છે, તે સૌમ્ય એટલે હલકો નીકળે છે. પિત્તનો કોપ થવાથી શબ્દ સ્પષ્ટ નીકળે છે, કફનો કોપ થાય તો શબ્દ જડ અને ઘર્ઘરયુક્ત નીકળે છે. દ્વિદોષનો અથવા ત્રિદોષનો કોપ હોય તો શબ્દ દ્વિદોષનાં અને ત્રિદોષનાં લક્ષણોવડે યુક્ત હોય છે.

## (૮) સ્પર્શ પરીક્ષા.

વાયુનો કોપ થવાથી શરીરનો સ્પર્શ સાગ અને ખાખરાનાં પાંદડાં જેવો ખરખરો થઇ શીતળ હોય છે. પિત્તનો કોપ થવાથી સ્પર્શ ઉષ્ણ લાગે છે. કફનોકોપ થવાથી શીતળ હોઇ આર્દ્ર હોય છે, દ્વિદોષનો અને ત્રિદોષનો કોપ હોય તો દ્વિદોષ અને ત્રિદોષનાં લક્ષણોવડે યુક્ત હોય છે. જેના શરીરનો સ્પર્શ ક્ષણમાં શીત અને અતિતપ્ત એવો હોય તે રોગી અસાધ્ય જાણવો.

## (૯) સાધ્ય લક્ષણ.

મુખ તેજસ્વી, નાડી સમ, સ્વર સારો, મસ્તકે ઠંડક, ચિંતારહિત મન, અગ્નિ પ્રદીપ્ત, સુગંધી પદાર્થની ઇચ્છા, છીંકો આવવી એ લક્ષણો હોય તો રોગી નિઃસંશય બચશે.

## (૧૦) અસાધ્ય લક્ષણ.

જીર્ણજ્વર, બડબડ કરવું, આંખો અને નખ લાલ અથવા પીળા, હાથપગ ઠંડા, મુખ નિસ્તેજ, કંઠાવરોધ, હેડકી, શરીર ભયંકર, મૂર્ચ્છા અને ભ્રમ એ લક્ષણો હોય તો રોગી અસાધ્ય જાણવો. જેનું નાક વાંકું થાય અને નાકનો સૂર બંધ થઇ મુખમાંથી પાણી ચાલે તે એક દિવસમાં મરશે. જેના ડાબા હાથની નાડી ચાલતાં ચાલતાં તૂટે અને ડાબો સૂર સમૂળગો બંધ થાય તે તત્કાળ મરશે.

## પ્રકૃતિ—વેગ ( હાજતો. )

શરીરમાં કેટલાક કુદરતી વેગોની પ્રવૃત્તિ થાય છે. જેમકે મળ,

મૂત્ર, અપાન વાયુ, ઉલટી, છીંક, ઓડકાર, બગાસાં, ઉંઘ, તરસ, શ્વાસ આ વેગો સ્વાભાવિક છે. મતલબ આપણી ઇચ્છાને આધીન તે નથી, પણ શરીરની અંદરના અનૈચ્છિક વ્યાપારોને આધીન છે. માટે કુદરતી વેગોની પ્રવૃત્તિ થવા દેવી પણ અટકાવ કરવો નહીં.

૧ **મળ**—ખાધેલા ખોરાકનો સારરૂપ રસ થયા પછી નીરૂપયોગી કચરો મળાશયમાં આવે છે. મળાશયના સ્નાયુઓ ઢીલા પડી ગયેલા હોય તો મળને ગતિ આપી શકતા નથી, તેમ વાયુ રોકાય છે, તોપણ મળ પ્રવૃત્તિ થતી નથી. કેટલાક લોકો તો હાજત થયા છતાં પણ મળને રોકી રાખે છે. અને તેમ થવાથી મળકોપ પામે છે, અને તેથી વિવિધ દરદો ઉત્પન્ન થાય છે. મળ રોકવાથી હોજરી, આંતરડાં તથા ગુદામાં પીડા થાય છે. માથામાં દુઃખાવો, પેટનો ચઢાવો, તાવ અને વાયુ રોકવાથી પેટમાં આફરો થઇ પેટ ફુલી જાય છે.

૨ **મુત્ર**—પ્રવાહી પદાર્થ મૂત્રાશયમાં જઇ પિસાબ વાટે બહાર નીકળે છે. મૂત્રપિંડ સૂક્ષ્મ નળીઓના બનેલા છે. અને નળીઓમાંથી ટીપે ટીપે મૂત્રાશયમાં ગયા કરે છે, અને મૂત્રાશય જ્યારે ભરાય છે, ત્યારે તેના સ્નાયુઓ સંકોચાઇને મૂત્ર પ્રવૃત્તિ કરે છે, ત્યારે પિસાબની હાજત થાય છે. કેટલાક લોકો પિસાબના વેગને રોકે છે તેથી ભારે નુકશાન થાય છે. પિસાબ રોકવાથી જનનેંદ્રિયોની નાડીઓમાં સખત પીડા, મૂત્રકૃચ્છ્ર, માથામાં શૂળ, મૂત્રાવરોધ, તાવ વિગેરે પિસાબના દરદો થાય છે. અને પિસાબ રોકવાથી જે ક્ષારો પિસાબમાં જવા જોઇએ તેમાંનો કોઇ ઝેરી પદાર્થ લોહી સાથે મળી જાય તો શરીરને નુકશાન કરે છે.

૩ **અપાન વાયુ**—ગુદા દ્વારે જે વાયુનો સ્રાવ થાય છે, તેને અપાન વાયુ કહે છે. સ્નાયુ જેવી રીતે મળને ગતિ આપે છે, તેમ અપાન વાયું પણ મળને ગતિ આપે છે. અપાન વાયુનો કોપ થાય તો ઝાડો કબજ થાય છે, અને તેમાંથી બીજા દરદો ઉત્પન્ન થાય

છે. અપાન વાયુને રોકવાથી ઝાડો કબજ થાય છે. પિસાબ પણ ખુલાસાથી થતો નથી, પેટ ચઢે છે, મગજ ભમે છે. તાવ ટાઢ વાઇને આવે છે, અને પેટનો આફરો ચઢે છે.

૪ **ઉલટી**—ઉલટી થયાનું કારણ શોધી કાઢી તેને બંધ કરવા પ્રયત્ન કરવો પણ ઉબકો કે ઉલટીના ઉછાળા શરૂ થયા પછી, તેને મોં બંધ કરીને કદી રોકવી નહિ, ઉલટીનો કુદરતી વેગ છે, તેને રોકવાથી અરૂચિ, પિત્ત, શોથ, પાંડુ, તાવ. કોઢ, મોળ, રતવા વિગેરે દરદો થાય છે.

૫ **છીંકુ**—છીંકનો વેગ સ્વાભાવિક છે. તે રોકવાથી આર્દિત વા ( અડદીયો વા ) અને આધાશીશી, ડોકનો વા, માથાનો દુઃખાવો. તાવ વિગેરે રોગો થાય છે. સળેખમ થાય છે ત્યારે છીંકો બહુ આવે છે, પણ તે સળેખમના કારણો સમજી તેનો ઉપાય કરવો પણ કુદરતી છીંક રોકવી નહી.

૬. **ઓડકાર**—ઓડકારનો વેગ રોકવાથી હેડકી, ઉધરસ, તાવ, કંપારો વિગેરે વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.

૭. **બગાસું**—બગાસાં આવતાં રોકવાથી જડબાં ઝલાઇ જાય છે, ડોક ઝલાય છે, અંગ ભાંગે છે, ત્વચાની ચામડી બહેરી થઇ જાય છે, સાંધાઓ સંકોચાય છે, તેમજ નેત્ર, મુખ, નાક અને કાનમાં વેદના થાય છે.

૮ **ઉંઘ**—આખો દિવસ કામ કર્યાં પછી થાક લાગે છે. અને તેથી શરીર અને મન નબળું પડે છે. તેની વિશ્રાંતિ માટે નિદ્રાની જરૂર પડે છે. નિદ્રાથી શરીર જડવત બની શરીર અને ઈંદ્રિયોની ક્રિયા બંધ પડે છે-તેથી તેને આરામ મળે છે. નિદ્રા રોકવાથી અજીર્ણ, માથાનો દુઃખાવો, ચકરી, આળસ, તાવ વિગેરે રોગો થાય છે.

૯ **તરસ**—તૃષાનો વેગ રોકવાથી મોઢું સુકાય છે, શ્વાસ ચઢે છે અને પ્રાણ નીકળી જાય તેવી વેદના થાય છે.

૧૦ **શ્વાસ**—શ્વાસોચ્છ્વાસની ક્રિયા રોકવાથી દમ ગુલ્મ રોગ વિગેરે દરદો થઈ આવે છે.

# ઋતુચર્યા.

ઉત્તરાયણ અને દક્ષિણાયન એ પ્રમાણે છ છ માસ ગણવામાં આવેલાં છેઃ—ઉત્તરાયણના છ માસમાં ઘણું કરીને ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અસાડ, તથા શ્રાવણ, મહિનાનો સમાવેશ થાય છે. અને દક્ષિણાયનના છ માસમાં, ભાદરવો, આશો, કાર્તિક, માગસર, પોષ, અને મહા એ છ મહિનાનો સમાવેશ થાય છે. ઉતરાયણના છ માસ શરીરના બળને ઉત્તરોત્તર ઓછું કરવાવાળા છે અને દક્ષિણાયણના છ માસ માણસોના બળને પુષ્ટિ આપનારા છે. એક વર્ષમાં સૂર્ય બાર રાશીમાં ફરી વળે છે, અને બબે રાશીએ ઋતુ બદલાય છે, તે ઉપરથી વર્ષની છ ઋતુ કરવામાં આવી છે. છ ઋતુઓનો સામાન્ય સમય નીચે પ્રમાંણે છે—

| | |
|---|---|
| વસંતઋતુ—ફાગણ, ચૈત્ર, | શરદ ઋતુ—ભાદરવો આશો, |
| ગ્રીષ્મઋતુ—વૈશાખ, જેઠ, | હેમંત ઋતુ—કાર્તિક, માગસર, |
| વર્ષા ઋતુ—અશાડ, શ્રાવણ, | શિશિર ઋતુ—પોષ, મહા. |

ઋતુના ફેરફારની શરીર ઉપર નીચે પ્રમાણે અસર થાય છે—

**વસંત ઋતુ**—ફાગણ અને ચૈત્ર એ બે માસ વસંત ઋતુના ગણાય છે. શીયાળામાં સ્નેહવાળો, ચીકણો અને પુષ્ટિકારક પદાર્થ ખાવામાં આવવાથી, કફનો સંચય થાય છે, અને ટાઢ એ કફને જમાવે છે. પણ વસંત ઋતુ બેસવાથી તાપને લીધે તે કફ ઓગળવા માંડે છે. વિશેષે કરીને તે કફ શરીરમાં મગજ, છાતી અને સાંધાઓમાં રહે છે. મગજનો કફ પાતળો થઇ ગળામાં ઉતરી, સળેખમ, કફ અને ખાંસી કરે છે. તે કફનો જમાવટ થવાથી વસંત ઋતુમાં કેટલી વખતે કફજવર થાય છે. અને તે એટલા જોરમાં આવે છે કે ન્યુમોનીઆ—રક્તતીખીવી સનિપાત થવા ઉપર આવે છે. આ કફનો નિકાલ ઉલટી તથા જુલાબ વિગેરે ઉપચારો સારા અનુભવી વૈદ્ય દાક્તરોની સલાહથી કરવાની ભલામણ કરીએ છીએ

**સેવન**—ભારે પદાર્થો તથા ટાઢું અનાજ ખાવું નહી, દિવસે

નિદ્રા કરવી નહી, કસરત, તેલ મર્દન, વીગેરે ફાયદો કરે છે.

**ગ્રીષ્મઋતુ**—વૈશાખ, જેઠ એ બે મહિના ગ્રીષ્મઋતુના કહેવાય છે. એટલે ખરો ઉનાળો ગણાય છે. ઘણો તાપ પડવાથી કફનું અને રસનું વિશેષ શોષણ થાય છે, અને તે સામે બરાબર ઉપચારો લેવામાં ન આવે તો ખાલી પડી જગાએ વાયુ ભરાઇ જાય છે. આ ઋતુમાં કફનો ક્ષય અને વાયુનો સંચય થાય છે, તે માટે ખાસ કાળજી રાખીને વર્તવું જોઇએ. ઉનાળામાં મધુરસ જેવાં કે-કેરી, ફાલસાં, સંતરાં, નારંગી, જાંબુ આંબલી વીગેરેનું સેવન કરવું ઉચિત છે. ઉનાળામાં તાપની ઘણી ગરમાઇથી **લુખ** (લુલાગવી) લાગે છે, અને તેમાં સખત તાવ આવે છે, માટે તે બાબત યોગ્ય વિચાર કરીને ઉપચાર કરવાની ભલામણ કરીએ છીએ.

**સેવન**—હલકા, ઠંડક અને રસીવાળા પદાર્થો સરબત વિગેરેનું વધારે સેવન કરવું, કેમકે શરીરમાંની ક્ષયની ગરમીનુ પોષણ કરે છે.

**વર્ષાઋતુ**—અશાડ, શ્રાવણ એ માસ વર્ષાઋતુના છે-હવા જયારથી બદલાય છે, ત્યારથી વરસાદ શરૂ થાય છે, ચોમાસાના ચાર માણસ ગણાય છે, પણ આ બે માસમાં વરસાદ તથા વાનું જોર વધારે હોય છે. વરસાદનું ઠંડુ પાણી પડવાથી શરીરની ઉષ્ણુતા પિત્તનો પ્રકોપ કરે છે. આવી રીતે, વાત, પિત, અને કફ, એ ત્રણનું અરસપરસ દંદ યુદ્ધ ચાલે છે. અને તેના પ્રકોપથી કફ જ્વર, સંનિપાત જ્વર, વીગેરે થવા સંભવ રહે છે, માટે શાંતીથી આહારવિહારનો નિયમ રાખવો.

**સેવન**—હલકો ખોરાક લેવો. મગની દાળ, કે તુવેરની દાળનુ ઓસામણ, છાશ નાખીને લેવું. દહીં સંચળ અથવા સીંધાલુણ કે મીઠું નાંખીને લેવું. વર્ષાઋતુમાં દહીંનો લોકો અપવાદ લે છે; પણ તે ખોટું છે. ઉપર પ્રમાણે છાશ દહીં લેવામાં આવે તો હિતકર છે.

**શરદ્ઋતુ**—ભાદરવો તથા આશો એ બે માસ શરદ્ઋતુના છે. બીજી ઋતુઓ કરતાં આ ઋતુમાં રોગનો ઉપદ્રવ વધારે થાય છે

આર્યવૈદ્યકમાં જણાવ્યું છે કે, "**रोगाणां शारदी माता.**" શરદ્‌-ઋતુ રોગોની મા છે, તે હકીકત બરાબર છે. જ્વર એ આ ઋતુનો મુખ્ય ઉપદ્રવ છે. વર્ષાઋતુમાં પિત્ત સંચય થયેલું હોય તે પિત્ત, શરદઋતુમાં પ્રકોપ પામવાથી, પિત્તના તાવને ઉત્પન્ન કરે છે. જે જગ્યાએ વરસાદનાં પાણી ભરાઇ રહે અને તે ગંધાઇ દુર્ગંધથી હવા વધારે બગડે છે. આ હવા તાવને ઉત્પન્ન કરે છે. આ તાવને અંગ્રેજી વૈદ્યકમાં "મેલેરીઅલ ફીવર" કહે છે. આ ઋતુમાં ટાઢીઓ તાવ, એકાંતરીયો તાવ, તરીયો તાવ અને ચોથીઓ તાવ, જોર કરે છે. આ બધા તાવ પિત્તપ્રકોપના છે. આ ઋતુમાં ઘણા વેગથી ઉપરના તાવો જોર કરે છે અને તે ઘણા દિવસ સુધી રહે છે. અને કેટલીક વખતે ઘણા ઉપચારો કરતાં પણ મટતું નથી અને રોગી મરણ પામે છે. કેટલીક વખતે મોટા તાવમાંથી જીર્ણજ્વર થાય.છે, અને તેમાંથી કફનો ઉપદ્રવ શરૂ થઇ ક્ષય રોગનું સ્વરૂપ પકડે છે. માટે આ ઋતુમાં શરીર–સંરક્ષણના નિયમો બરાબર ધ્યાનમાં રાખીને રહેવાની જરૂર છે. આ ઋતુમાં પિત્તનો કોપ વધારે થાય છે. અને તે પિત્તનો નિકાલ બે ઉપાયથી થાય છે. (૧) પિત્ત-શામક આહાર કરવાથી તથા ઔષધોપચારથી પિત્તનું શમન કરવું, (૨) ઉલટીથી કે જુલાબથી પિત્ત બહાર કાઢવું. આ પ્રમાણે પિત્તનો નિકાલ કરવાના બે પ્રકાર બતાવ્યા છે. આ ઋતુના તાવમાં પિત્ત-જ્વરની ચિકિત્સામાં જે જે ઉપાયો બતાવ્યા છે તે કરવા.

**સેવન**—આ ઋતુમાં ભારે ખોરાક ખાવો નહીં. હલકો અને પચે તેવો ખોરાક ખાવો. આર્યવૈદ્યકમાં જણાવ્યું છે કે–આસો માસના આઠ દિવસ અને આખો કારતક, એટલો સમય "[1]યમદંષ્ટ્રા" એટલે યમની દાઢ કહેવાય છે. તેમાં જે માણસ હલકો અને પચે તેવો ખોરાક ખાય તે બચે છે, ટુંકામાં–આ ઋતુમાં ભારે પિત્ત કર-

---

**૧ आश्विनस्यदिनान्यष्टौ सर्वेकार्तिकवासराः ॥**
**यमदंष्ट्रासमाख्याता अल्पाहारीसजीवति ॥**

નાર ખોરાક ખાવાથી માણસ તાવના ભયંકર વ્યાધિમાં સપડાય છે–આ ઋતુમાં દહીંનું બીલકુલ સેવન કરવું નહીં. કારણ પિત્ત વધવાથી તાવ જોર કરે છે, તેવી રીતે બહુ ખારા, તીખા વિગેરે પદાર્થો ઓછા સેવન કરવા.

**હેમંત ઋતુ**—સ્વાભાવિક રીતે કાર્તિક, માગશર એ બે માસને હેમંત ઋતુ કહે છે. જેવી રીતે ગ્રીષ્મઋતુ માણુસના બળનો ક્ષય કરે છે, તેવી રીતે આ ઋતુ બળની પુષ્ટિ કરે છે. આ ઋતુમાં ઠંડક બહાર પડવાથી અંદરનો જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, જઠરાગ્નિના બળ પ્રમાણે ખોરાક લેવાની જરૂર છે. જઠરાગ્નિથી ખોરાકનું પાચન થાય છે. આ ઋતુમાં જીર્ણજ્વર વિગેરે તાવ રહે છે, માટે તે પ્રકરણમાં કહેલી ચિકિત્સા કરવી.

**સેવન**—તુરા, તીખા પદાર્થોનું સેવન કરવું. ખુલ્લી હવા આવતી હોય ત્યાં સૂવું. દિવસે સૂવું નહિ, જુલાબ લેવો નહીં, શરીરને પોષણ કરે તેવો પૌષ્ટિક ખોરાક લેવો.

**શિશિર ઋતુ**—આ ઋતુના ઘણાખરા ચિન્હો હેમંત ઋતુને મળતા છે. પોષ અને મહા એ બે માસને શિશિર ઋતુ કહે છે. આ ઋતુમાં જીર્ણજ્વર વિગેરેનો ઉપદ્રવ થાય છે, તેની ચિકિત્સા જીર્ણજ્વરમાં બતાવ્યા પ્રમાણે કરવી.

## હવા.

સ્વચ્છ હવા એ આરોગ્ય સાચવવાનું મુખ્ય સાધન છે. જ્વરમાં કેટલાક જ્વરો એવા છે, કે તેમાં સ્વચ્છ હવાની વધારે જરૂર છે, અને તેટલા માટે સ્વચ્છ હવા માટે કેટલીક સુચના આપવાની જરૂર છે.

જે ઘરમાં આપણે રહેવાનું હોય, તેની આગળ પાછળ કોઇ પ્રકારની ગંદકી હોવી જોઇએ નહિ, અને તે ઘરના બારી બારણાં ઉઘાડાં રાખવાં, અને જાળીઓ વિગેરે હોય તે પણ ઉઘાડી રાખવી. કેટલીક વખતે ઘર અગર બંગલાની પછવાડે ખાડાઓ હોય છે, ને ત્યાં પાણીનાં કોહવાણ અથવા સડામાંથી ઝેરી હવા ઉત્પન્ન થાય છે,

અને સડેલામાંથી સૂક્ષ્મ જંતુઓ થાય છે, તેથી "મેલેરીઅલ ફીવર" વિગેરે થવાનો સંભવ રહે છે. માટે ઘર અગર બંગલાની આગળ પાછળ ગંદકી ન થાય, તેમ ગંદકી ન આવે, તેવી તપાસ રાખવી જોઇએ. ઘરની ખાળ અગર મોરીઓ સાફ રાખવાં જોઇએ. જાજરૂઓ પણ હમેશાં સાફ રાખવાં જોઇએ. ચોથે પાંચમે દિવસે નદીની રેત પથરાવી ત્યાં આગળ સાફ કરાવવું જોઇએ. કારણ કે તે સાફ કરવામાં ન આવે તો તેમાંથી ખરાબ હવા જન્મ પામે છે. હવા બગડવાના ઘણાં કારણો છે; તેમાંથી જે કારણ આપણને જણાય તે બાબત યોગ્ય બંદોબસ્ત કરાવવો જોઇએ. ઘરમાં સ્વચ્છ હવા માટે, લોબાન ગંધક, સુખડ, ગુગળ, વિગેરે સુગંધી દ્રવ્યોનો ધૂપ દરરોજ સવાર સાંજ કરવો જોઇએ.

## જળ ( પાણી ).

કયા કયા જ્વરમાં ટાઢું, ઉનું અગર ઉકાળેલું પાણી પીવાનું છે, તેમ કઇ કઇ ઋતુમાં કુવાનું, તળાવનું, નદીનું, ભૂમિનું, અગર અંતરિક્ષનું પાણી પીવાનું છે, તે હકીકત જાણવાને માટે નીચે પ્રમાણે સૂચના કરવાની જરૂર જણાય છે—

**પાણીના પ્રકાર**—(૧) અંતરિક્ષ જળ અને (૨) ભૂમિજળ. વરસાદ પડતાં અધર જે પાણી ઝીલી લેવામાં આવે છે, તે અંતરિક્ષ જળ, અને પૃથ્વી પર પડયા પછી, નદી, કુવા, તળાવ, ટાંકાં, વિગેરેમાંથી જે પાણી મળે તે ભૂમિજળ. તાવવાળાએ જ્યારે જ્યારે પાણી પીવું હોય ત્યારે પાણી ઉનું કરી ટાઢું થયાં પછી વાપરવું. કારણ કે ઋતુ પરત્વે પાણીમાં ફેરફાર થાય છે. હેમંત તથા શિશિર ઋતુમાં તલાવ તથા સરોવરનું પાણી હિતકારક છે. વસંત અને ગ્રીષ્મઋતુમાં વાવ, કુવા તથા પર્વતના ઝરણનું પાણી હિતકર છે. વર્ષાઋતુમાં અંતરિક્ષ જળ તથા વરસાદનું ઝીલેલું પાણી તથા કુવાનું પાણી ઉત્તમ છે. શરદૃઋતુમાં નદીનું પાણી તથા જળાશયોનું પાણી હિતકર છે. આ વિષે આર્ય વૈદ્યકના મહર્ષિનો એવો મત છે કે

"પોષ માસમાં સરોવરનું પાણી, મહા માસમાં તળાવનું, ફાગણ માસમાં કુવાનું, ચૈત્રમાં પહાડી કુંડોનું, વૈશાખમાં ઝરણોનું, જેઠ માસમાં વહેળાઓનું, અશાડમાં કુવાનું, શ્રાવણમાં અંતરિક્ષનું, ભાદરવામાં કુવાનું, આશોમાં પહાડનાં કુંડોનું, કારતક, માગસરમાં, જળાશયોનું પાણી હિતકર છે.

**ખરાબ પાણીથી થતા ઉપદ્રવ**—ખરાબ પાણીથી ઘણાં ઉપદ્રવો થાય છે-ટાઢીઓ તાવ, તેમ વિષમજ્વર અને મેલેરીયલ ફીવર વિગેરે તાવોનું કારણ પાણી છે. પાણીના ભેજથી હવા બગડે છે, અને તેથી જઠરાગ્નિ મંદ થઇ તાવ આવે છે. જંગલના પ્રદેશનું પાણી લાગવાથી ઘણા લોકોનું મૃત્યુ થાય છે. અને તે તાવ **પુષ્ટદેશ** જ્વર એટલે "પાણી લાગ્યું" એ નામથી ઓળખાય છે. તેવી રીતે ઝાડો, મરડો, સંગ્રહણી, કૃમિ રોગ, કોલેરા વિગેરે વ્યાધિઓ થાય છે.

**સ્વચ્છ પાણી**—પાણી સ્વચ્છ કરવાની રીત એવી છે કે, પાણીને ઉકાળી કેટલોક ભાગ બાળ્યા પછી તેને ઠંડુ કરી વાપરવું. આ પ્રમાણે ઉકાળેલું પાણી ઘણું સ્વચ્છ, ગુણકારી ને હલકું ગણાય છે. પાણી ગાળ્યા વિના કોઈ વખતે પીવું નહીં.

## પથ્યાપથ્ય ( ચરી ).

આર્ય વૈદ્યક શાસ્ત્રના અનુભવી વિદ્વાનોએ પથ્ય એટલે માફક અને અનુકુળ આવે તેવું, અને અપથ્ય એટલે માફક નહિ આવે અને પ્રતિકૂળ થાય તેવું અન્ન, વિગેરે પદાર્થો લેવાની સૂચનાઓ કરી છે. પ્રકૃતિપરત્વે અપથ્ય આહાર-વિહારની વસ્તુઓ નીચે બતાવી છે.—

(૧) વાયુ વધારનારા પદાર્થો-વાલ, ચોળા, ચણા, મઠ, મસુરની દાળ, વટાણા વિગેરે શીંગવાળાં કઠોળનું શાક અને દાળ, ગરમ ચટણી, લાડુ, ભજીઆં, પૌઆં, બટાટા, ગવારસીંગોનું શાક, વાસી બગડેલું અન્ન, નવું અન્ન, નવું પાણી, તેમજ મૈથુન, મહેનત, ચિંતા, શોક, જમ્યા ઉપર જમવું વિગેરે પણ વાયુપ્રકોપના કારણભૂત મનાય છે.

(૨) પિત્ત વધારનારા પદાર્થો-ખાટી છાશ, દહીં, નવો ગોળ, તેલ, તેલમાં બનાવેલી ચીજો, ભજીયાં, સેવ, મીઠું, મરચું, હીંગ, રાઇ, વંત્યાક, પપૈયાં, કલથી, ગરમ હવા, તાવમાં ફરવું તેમજ ઉજાગરો, મૈથુન, ઉપવાસ, ભુખ વેઠવી એનાથી પણ પિત્તપ્રકોપ થાય છે.

(૩) કફ વધારનારા પદાર્થો-કોળું, પાકેલાં કેળાં, દુધ, દહીં; દુધની બનાવેલી ચીજો, બાસુદી, દુધપાક, પેંડા, બરફી વિગેરે. દુધીનું શાક, કોપરૂં, ખાટી કેરી, નવી આંમલી, બોર, કોઠાં, આંમળાં, વંત્યાક, તેલ. ઠંડા પાણીથી સ્નાન કરવું, ઠંડી હવામાં સુવું, બેસવું, ઉઘવું, એથી કફ થાય છે. અને તેથી તાવ, ઉધરસ, ખાંસી, વિગેરે થાય છે.–

ઉપર પ્રમાણે વાત, પિત્ત અને કફ પ્રકૃતિવાળાઓનું અપથ્ય એટલે નહિ સેવન કરવા લાયક ખાનપાન બતાવ્યા પછી તાવમાં પથ્ય, અપથ્ય શું છે તે બતાવીએ છીએ.

**તાવમાં પથ્ય**—સાધારણ તાવમાં હલકું અને પચી શકે તેવું અન્ન, તથા મગની દાળનું ઉપરનું પાણી તથા તુવેરની દાળનું ઉપરનું પાણી તથા કણુકી, સાઠીચોખાની કાંજી, પિત્તશામક પદાર્થો, ગાયનું ધારોષ્ણ દુધ, બકરીનું દુધ, લીલી દ્રાક્ષ, મીઠાં દાડમ, પરવળ, તાંદળજાની ભાજી, મેથીનીભાજી, દુધી, ચુકાની ભાજી, એમાંનું ગમે તે શાક, હળધર, ધાણા, જીરૂ, મરી, સિંધાલુણનો મસાલો, કાળી દ્રાક્ષમાંથી દાણા કહાડી નાંખી તેમાં સિંધાલુણ નાંખી ખાવા આપવી. પરસેવો થાય તેવા ઉપાયો કરવા-જેમકે ગરમ પાણીમાં રાઇ નાંખી પગ બોળવા તથા ગરમ પાંણીમાં નગોડના પાન નાંખીને નાસ આપવો, તથા ગરમ પાણીમાં અજમો રૂ.૦। ભાર તથા તુલસીનાં પાન પૈસાભાર, બાજરી રૂ. ૨) ભાર એ ત્રણ નાંખી તેનો નાસ આપવો. તાવના દરદીને નિરાંતે સુવા દેવો, અને બોલવા દેવું નહિ. તેમ તેની પથારી પાસે માણસોએ બોલચાલ કરવી નહિ.

**તાવમાં અપથ્ય**—સ્નાન, અભ્યંગ; મૈથુન (સ્ત્રીસંગ) માનસિક શ્રમ તથા શારીરિકશ્રમ, ભારે ખોરાક તથા તમાકુ પીવા વિગેરેનો ત્યાગ કરવો:—

ઉપર જણાવેલું પથ્યાપથ્ય સામાન્ય જ્વરનું છે, પણ બીજા જ્વરોની પરહેજી માટે તે તે પ્રકરણમાં વિશેષ સૂચવવામાં આવશે.

**નવજ્વર**—લંઘન, ઉલટી, સ્વેદ વિધિ, કાંજી, તીખા અને કડવા રસથી જ્વરનું પાચન એ હિતકર છે.

**અપથ્ય**—સ્નાન, દોષ પાકયા સિવાય ઉકાળો આપવો; સ્ત્રી સેવન, કસરત, દિવસનિદ્રા, દુધ, ઘી, કઠોર, માંસ, છાશ, દારૂ, ભારે ભોજન, પવન ખાવો, ક્રોધ, ઇર્ષ્યા એ અહિતકારક છે.

**[1] "પથ્ય પાળતાં રોગીને, શું ઔષધથી કામ;**
**પથ્ય ન પાળે રોગી તો, કરે શું ઔષધ કામ.**

સૂતિકાજ્વરના પથ્ય માટે ઘણી કાળજી રાખવાની જરૂર છે, અને તેમાં પથ્ય પણ સારી રીતે પાળવાની જરૂર છે. ઉપરનું પથ્ય આ તાવમાં હિતકર છે. વિશેષ પથ્ય સારા વૈદ્યની સલાહ પ્રમાણે રાખવું.

**બાળકોના તાવનું પથ્ય**—બાળકોના રોગો માટે તેની માએ વધારે કાળજી રાખવાની છે. તેની માએ તે રોગનું પથ્ય પાળવું જોઇએ. ગાયનું દુધ પાતળું હોય તોજ અશક્ત અને રોગી બાળકોને પાણી નાખ્યા વિના આપવું. ગાયનું દુધ ઘટ હોય અગર ભેંસનું દુધ પાચન થઈ શકે તો તે દુધમાં ત્રીજા ચોથા ભાગનું પાણી મેળવી આપવું, એટલે તે પચશે.

## ઔષધ માપ.

આર્યવૈદ્યક શાસ્ત્ર પ્રમાણે દવાઓના માપના બે પ્રકાર છે. (૧) માગધ પરિભાષા અને (૨) કલિંગ પરિભાષા.

### (૧) માગધ પરિભાષા.

સૂર્યના કિરણમાં જે સૂક્ષ્મ પદાર્થ ઉડતો જાલીઆમાં દેખાય છે તેના ત્રીસમા ભાગને પરમાણું કહે છે.

---

**૧ विनापि भेषजैर्व्याधिः पथ्यादेव निवर्तते। नतुपथ्यविहीनस्यभेषजानां शतैरपि ॥ वै. जी.**

| | |
|---|---|
| ૩૦ પરમાણું | ૧ ત્રસરેણું અથવા વંશી |
| ૬ વંશી | ૧ મરીચિ |
| ૬ મરીચિ | ૧ રાઇ |
| ૩ રાઇનો | ૧ સરસવ |
| ૮ સરસવનો | ૧ જવ |
| ૪ જવની | ૧ રતી |
| ૬ રતીનો | ૧ માષ (માસો) |
| ૪ માસાનો | ૧ ટાંક, શાણુ કે ધરણુ (તો. ૦।) |
| ૪ શાણુનો | ૧ કર્ષ (તો–૧) |
| ૪ કર્ષનો | ૧ પલ |
| ૧૬ પલનો | ૧ પ્રસ્થ (તો–૬૪) |
| ૪ પ્રસ્થ | ૧ આઢક (તો–૨૫૫) |
| ૪ આઢક | ૧ દ્રોણુ (તો–૧૦૨૪) |
| ૨૦૦૦ પલ | ૧ ભાર |
| ૧૦૦ પલ | ૧ તુલા (૧તોલું) |
| ૧ તુલા | ૧૦ શેર |

## ૨ કલિંગ પરિભાષા.

| | |
|---|---|
| ૧૨ સરસવ | ૧ જવ |
| ૨ જવ | ૧ રતી |
| ૩ રતી | ૧ વાલ |
| ૩ વાલ | ૧ માસો |
| ૫ માસાનો | ૧ ટાંક–શાણુ |
| ૧ ટાંક | ૧ ગદીઆણો |
| ૨ ટાંક | ૧ તોલો |
| ૪ વાલ | ૧ આનીભાર |
| ૮ વાલ | ૧ પાવલીભાર |
| ૧૬ વાલ | ૦॥ રૂ–ભાર |

| | |
|---|---|
| ૩૨ વાલ | ૧ રૂ–ભાર |
| ૪૦ રૂ. ભાર | ૧ શેર |

## અંગ્રેજી માપ.

| | |
|---|---|
| ૧ ગ્રેન | ૧ ઘઉંભાર |
| ૨૦ ગ્રેન | ૧ સ્કુપલ |
| ૩ સ્કુપલ | ૧ ડ્રામ |
| ૮ ડ્રામ | ૧ ઔંસ |
| ૧૨ ઔંસ | ૧ પાઉંન્ડ |
| ૨ ગ્રેન | ૧ રતી |
| ૬ ગ્રેન | ૧ વાલ |
| ૧ ઔંસ | ૨ાા રૂપીઆભાર |

| | |
|---|---|
| ૬૦ ટીપાં–મિનિમ | ૧ ડ્રામ |
| ૮ ડ્રામ | ૧ ઔંસ |
| ૨૦ ઔંસ | ૧ પાઇન્ટ |
| ૮ પાઇન્ટ | ૧ ગ્યાલન |

જે પ્રવાહી દવાઓ ઝેરી અને જલદ નથી તે દવાઓ ચમચાવતી સાધારણ પીવાય છે.

તેની સમજુત નીચે પ્રમાણે.

| | |
|---|---|
| ૧ ટીસ્પૂનફુલ | ૧ ડ્રામ |
| ૧ ડિઝર્ટ–સ્પુનફુલ | ૨ ડ્રામ |
| ૧ ટેબલસ્પુનફુલ | ૪ ડ્રામ ½ (ઔંસ) |
| ૧ વાઇન ગ્લાસફૂલ | ૨ ઔંસ |

## અનુપાન.

ક્વાથ, ચૂર્ણ, ગોળી, વિગેરે તાવ ઉપરની દવાઓ વિવિધ પ્રકારના અનુપાન સાથે સેવન કરવાની હોય છે. આર્યવૈદ્યક શાસ્ત્રમાં અનુપાનથી દવાઓના ગુણમાં સારો ફેરફાર થાય છે.–કેટલી વખતે અનુપાન દવા જેટલોજ ગુણ કરે છે, અનુપાનની યોજના વિદ્વાન વૈદ્યો ઉપર આધાર રાખે છે. જે દવાના પ્રયોગમાં અમુક અનુપાન ન બતાવ્યું હોય ત્યાં પાણી એ તમામ દવાઓનું અનુપાન સાધારણ રીતે ગણાય છે. તાવના જેટલા પ્રકાર છે, તેટલાં અનુપાનો જુદાં જુદા છે. ( ૧ ) તુલસીના પાનના રસમાં, ( ૨ ) કપુરી પાનના રસમાં, ( ૩ ) તુલસીનો તથા ફુદીનાનો ચા એટલે ઉકાળો, ( ૪ ) મધ, ( ૫ ) આદાનો રસ, ( ૬ ) જુનો ગોળ, ( ૭ ) અરડુસીનો રસ, ( ૮ ) ભાંગરાનો રસ, ( ૯ ) ગળોનો રસ, ( ૧૦ ) કાળી દ્રાક્ષના રસમાં,

( ૧૧ ) ગુલકંદમાં; ( ૧૨ ) આંમળાના મુરબ્બામાં ( ૧૩ ) આંમળાના શરબતમાં, ( ૧૪ ) લીંબુના શરબતમાં, ( ૧૫ ) ગુલાબના શરબતમાં ( ૧૬ ) બનનપ્સાના ઉકાળામાં, તથા શરબતમાં, ( ૧૭ ) કાલીજીરીના ઉકાળામાં, (૧૮) ગાયના દુધ તથા બકરીના દુધ સાથે, ( ૧૯ ) મધપીંપરમાં, ( ૨૦ ) જીરા સાકરમાં; ઈત્યાદિ.

## બાળકો માટે.

( ૧ ) હરડે, સંચળ અને કરીઆતાના ઘસારામાં, ( ૨ ) જેઠીમધ, હરડે, સંચલમાં, (૩) કાયફળ, ભારંગમૂળ અને જેઠીમધના ઘસારામાં, ( ૪ ) વાવડીંગમાં, ( ૫ ) મધમાં અગર મધના પાણીમાં ઉપર પ્રમાણે જુદા જુદા તાવ ઉપર જુદાં અનુપાનો સાથે દવાનો ઉપયોગ બતાવ્યો છે, તે અનુભવી સારા વૈદ્યની સલાહ પ્રમાણે અનુપાનનો ઉપયોગ કરવો.

## ઔષધશોધન વિધિ.

આયુર્વેદિક શાસ્ત્રોના મત પ્રમાણે કેટલાંક દ્રવ્યો શુદ્ધ કરીને વાપરવાનાં છે, માટે તે ઔષધિદ્રવ્યો શુદ્ધ કરવાનો વિધિ નીચે પ્રમાણે બતાવ્યો છે.

( ૧ ) **પારો**—ડમરૂ યંત્રથી, હીંગળોકમાંથી કાઢેલો પારો શુદ્ધ ગણાય છે. ઉત્તમ હિંગળોક લીંબુના રસમાં ખરળ કરી તેની ટીકડીને ડમરૂ યંત્રમાં મુકી તે ચૂલા ઉપર મૂકી નીચે તાપ કરવો. એથી નીચેની હાંલ્લીમાંથી ઉડીને પારો ઉપરની હાંલ્લીને ચોંટશે.

( ૨ ) **ગંધક**—૧ ગંધકથી દશ ગણું દુધ તપેલીમાં નાંખીને તેના મોં ઉપર ફરતો ઝીણા લુગડાનો કકડો બાંધી તેના ઉપર ગંધકનું ચૂર્ણ મુકી પછી માટીનો કે ઘઉંના લોટની કણેકનો થર કરી, તે ઉપર નાની લોઢી ઢાંકવી, તેના ઉપર દેવતાઓના અંગારા મૂકવા, જેથી નીચેનો ગંધક પીગળી દુધમાં પડશે તે ગંધક ચોખા પાણીથી ધોઇ સાફ કરીને રાખવો. ( ૨ ) લોઢાઇની કઢાઇમાં ઘી નાંખી તપા-

વીને પછી ગંધકનું ચૂર્ણ નાંખી હલાવી ઘીને ગંધક એકરસ થાય ત્યારે તે ગાયના દુધમાં નાંખવું; પછી ઠંડુ પડે ત્યારે સાફ કરીને વાપરવો.

( ૩ ) **હીંગળોક**—હીંગળોકને વાટીને ઘેટીના દુધની સાત ભાવના આપવી, અને સાત ભાવના લીંબુના રસની આપવી, પછી વાટીને વાપરવો.

( ૪ ) **મનશીળ**—મનશીળના નાના કકડા કરી બકરીના મૂત્રમાં દોલાયંત્રથી બાફ આપવો, એટલે શુદ્ધ થશે.

( ૫ ) **હરતાલ**ના બારીક કકડા કરી કાંજી, ભુરા કહોળાનો રસ, ત્રિફળાનો ઉકાળો, તલનુ તેલ, એ વસ્તુઓમાં દોલાયંત્રથી બાફ આપવાથી શુદ્ધ થશે.

( ૬ ) **સોમલ**—તાંદળજાના રસમાં સોમલના બારીક ટુકડા કરી દોલાયંત્રમાં પોટલી રાખી પકવવાથી શુદ્ધ થાય છે.

( ૭ ) **વછનાગ**ના કકડાની પોટલી કરી ગાયના મૂત્રમાં ત્રણ દિવસ બડાડી રાખવી. દરરોજ ગાયનું મૂત્ર નવું નાંખવું, ( ૨ ) ગાયના દુધમાં ઉપર પ્રમાણે દોલાયંત્રથી શોધન કરવું.

( ૮ ) **ખાપરીયું**--ખાપરીયાંના નાના કકડા કરી ગૌમૂત્રમાં સાત દિવસ સુધી પલાળી રાખવા, ગાયનું મૂત્ર દરરોજ તાજુ નાંખવું. તથા ગૌમૂત્રમાં દોલાયંત્રથી ૭ કલાક બાફ આપવો.

( ૯ ) **નેપાળાનાં બી**--નેપાળાની અંદરના ગોળાની પોટલી બાંધી ગાયના છાણમાં ત્રણ દિવસ રાખી ચોથે દિવસે ભેંસના છાણમાં દોલાયંત્રથી બાફ દઇ ગરમ પાણીથી ધોઈ નાંખવાં, પછી તેની બબે ફાડો કરી તેની અંદરથી જીભ કહાડી નાંખવી.

( ૧૦ ) **ઝેરકોચલાં**--ઝેરકોચલાં ગૌમૂત્રમાં બાફીને ઉપરના છોતરાં કહાડી નાંખીને બાફેલાં ઝેરકોચલાંની બે ફાડો કરી તેની અંદરની જીભ કહાડી નાંખવી. અને પછી ઘીમાં શેકી ખાંડી, ભુકો કરવો. લાલ થાય ત્યાં સુધી ઘીમાં શેકવું.

**ધંતૂરાનાં બી**—ધંતૂરાનાં પાકાં બી ગોમૂત્રમાં ચાર પ્રહર (બાર કલાક) પલાળી રાખવાં અને પછી ફરીને ગૌમૂત્રમાં બાફવાં; પછી ઉપરની છાલ કહાડી નાંખી તડકે સુકવી ઉપયોગમાં લેવાં.

(૧૨) **ભાંગ**—ભાંગ ટાઢા પાણીથી ધોતાંધોતાં લીલાશ જતી રહે ત્યાં સુધી ધોવી પછી સુકવીને વાપરવી.

(૧૩) **મોરથુથુ**—મોરથુથુ જેટલી કબુતરની અઘાર અને બિલાડીની વિષ્ટા બંન્નેનો ખરલ કરી બે કોડીઆ વચ્ચે સંપુટ કરી કપડમાટી કરી અડાયાં છાંણુંનો તાપ કરવો. થંડો પડયા પછી દહીંમાં ઘુંટીને એવોજ હેલકો પુટ આપવો.

## ઔષધો સબંધી પરચુરણ સુચનાઓ.

ઔષધો બનાવવાં, લાવવાં તથા સાચવવાં તથા ઔષધો આપવા સંબંધી કેટલીક સુચનાઓ નીચે પ્રમાણે છે.

(૧) ઔષધીઓ કારતક તથા આસો માસમાં રસવાળી હોય છે, માટે તે મહીનામાં લાવી રાખવાથી વધારે ગુણ કરે છે. રેચ કરનારી તથા ઉલટીઓ કરનારી ઔષધીઓ વસંત ઋતુ ઉતર્યા પછી વૈશાખ માસમાં લાવવી.

(૨) રાફડાવાળી, ભેજવાળી, સ્મશાનની, ચાલવાના મારગની, ખારી એટલી જમીનમાંથી વનસ્પતિ લાવવી નહિ. એવી રીતે અગ્નિના દવમાં દાઝેલી, હીમ પડવાથી બગડેલી, તથા કીડ લાગેલી એવી પણ ઔષધીઓ લાવવી નહિ.

(૩) ઔષધી લેવા માટે પવિત્ર દિવસ સારો જોઇ સવારમાં જઇ અને સૂર્ય તરફ ઉભા રહી વનની ઔષધીને નમન કરી ઉત્તર તરફના મૂળ કે છાલ લેવાં

(૪) સર્વે ઔષધો તાજાં અને નવાં વાપરવાં પણ લીંડીપીપર, વાવડીંગ, ધાણા, ગોળ, અને મધ, એ ઔષધો એક વર્ષ પછીના જુનાં વાપરવાં.

( ૫ ) કડાછાલ, ગળો, અરડુસીનાં પાન, ભોંયકોળુ, શતાવરી, આસન, કાંટાસળીઓ, વરીઆળી, એ વનસ્પતિઓ લીલી મળે ત્યાં સુધી લીલી અને તાજી લેવી, બમણા વજને લેવી નહિ. આ શિવાય બીજી વનસ્પતિઓ સુકીજ વાપરવી, પણ સુકી ન મળે તો લીલી વાપરવી. પણ લખેલા વજનથી બમણા ભાગે લેવી.

( ૬ ) મોટા ઝાડનાં જે મૂળ જાડાં હોય તેના મૂળ ઉપરની છાલ વાપરવી અને નાના ઝાડના છોડવાના મૂળીઆં પાતળાં હોય તે આખાં વાપરવાં.

( ૭ ) કોઈ દવા બનાવવામાં ઘણી વનસ્પતિનો ઉપયોગ થતો હોય અને તેમાંની એકાદ વનસ્પતિ ન મળે તો તેની અવેજીમાં તેવા ગુણવાળું પ્રતિનિધિ ઔષધ વાપરવું.

( ૮ ) વૈદ્યકશાસ્ત્રમાં ઔષધ-પ્રયોગો જે કહેલા છે તેમાં રોગીની પ્રકૃતિ અનુસાર ફેરફાર કરી કોઈ ઔષધ કાઢી નાખીને બીજું ઉમેરવાને અનુભવી અને બુદ્ધિવાન્ વૈદ્યોને છૂટ આપવામાં આવી છે.

( ૯ ) કોઇ વનૌષધિનું અમુક અંગ વાપરવાનું ન જણાવ્યું હોય ત્યાં તેનું મૂળ વાપરવું.

( ૧૦ ) લીલી વનૌષધિ સુકવવી હોય તો સખત તાપમાં ન સુકવવી પણ છાંયે રાખીને સુકવવી.

( ૧૧ ) ઔષધિઓ બનાવવામાં દવાઓનું માપ ન લખ્યું હોય તો તમામ વસ્તુઓ સમાન ભાગે લેવી.

( ૧૨ ) ગોળીઓ અમુક પદાર્થથી વાળવી એમ ન જણાવ્યું હોય તો ત્યાં પાણીથી વાળવી એમ સમજવું.

( ૧૭ ) ક્વાથ ઉકાળવાને માટે વાસણ કઇ જાતનું વાપરવું તે ન બતાવ્યું હોય તો ત્યાં માટીનું વાસણ વાપરવું.

( ૧૪ ) ક્વાથ બનાવવા માટે માટીનું વાસણ ઉત્તમ ગણાય છે, અને તે ઉપર ઢાંક્યા શિવાય ઉકાળો તૈયાર કરવો.

( ૧૫ ) દવાઓ લેવાનો સમય હાલ એક સરખો જોવામાં આવે છે. સવાર, બપોર અને સાંજ અથવા સવાર, સાંજ અથવા બબે ત્રણ ત્રણ ચાર ચાર કલાકે લેવાના નિયમનો પ્રકાર જોવામાં આવે છે.

( ૧૬ ) આર્યવૈદ્યક શાસ્ત્રમાં જુદા જુદા રોગ ઉપર દવા લેવાનો સમય બતાવ્યો છે. અને તે બહુ યુક્તિપૂર્વક છે.

( ૧૭ ) ઔષધો આપવાનું ગ્રંથમાં બતાવેલું વજન મધ્યમ શક્તિવાળા માણસ માટે સમજવું, કારણ કે નિર્બળ કે બળવાન માણસની શક્તિનો વિચાર કરવાની જરૂર છે.

(૧૮) બાળકને બનતાં સુધી ઝેરી દવા આપવી નહિ, અફીણ વિગેરે માદક પદાર્થ પણ ન આપવો, તેમ બહુ તીખી દવાઓ પણ આપવી નહિ.

( ૧૯ ) ગર્ભિણી સ્ત્રીઓને માટે નુકસાન કરે એવી ગરમ કે જલદ દવાઓ કે સખત જુલાબની દવાઓ પણ આપવી નહિં.

## ઉપચાર વિધિ.

જવર પ્રકરણમાં જે જે જવરોના નિદાનો જણાવ્યાં છે તે તે જ્વરોની ચિકિત્સા ( રોગ નિવારણ ઉપાય ) બતાવવામાં આવે છે. તેમાં પ્રથમ ઉપચાર વિધિમાં ક્વાથ ચૂર્ણ વિગેરે બનાવવાની રીત કહીએ છીએ.

**૧ ક્વાથ**—( કષાય ) ક્વાથને ઉકાળો પણ કહે છે.

૧ ભાગ ઔષધને ૧૬ ભાગ પાણી તેને માટીના કે ધાતુના વાસણમાં ઉકાળવાં, આઠમા ભાગનું પાણી બાકી રાખી ગાળી લેવું. જે પાણી તૈયાર થાય તેનું નામ "ક્વાથ." ઘણું કરીને ઉકાળવાના ઔષધોનું પ્રમાણ ૪ તોલાનું છે. એકવાર ઉકાળી લેતાં કુચા રહે તે ફરીથી એજ રીતે ઉકાળવામાં આવે છે. જેને "પરકાઢો" કહે છે. સાંજે ઉકાળેલા કુચા બીજે દિવસે વાસી ઉપયોગમાં ન લેવા. ક્વાથ ઉકાળતાં ઉકાળાનું વાસણ ઢાંકવું નહિ.

**૨ ચૂર્ણ**—સૂકાં ઓસડો ખાંડી કપડાથી ચાળી તૈયાર કરવામાં આવે તેને ચૂર્ણ કહે છે. ચૂર્ણની મધ્યમ માત્રા ૦| તોલો છે.

**૩ ગોળી**—ગોળીને ગુટિકા, વટી, વટક પણ કહે છે. કોઇ પણ દવા કે દવાઓના બારીક ચૂર્ણને કે તેના સત્વને મધ, લીંબુનો રસ, આદુનો રસ, ગોળ અથવા ગુગળની ચાસણી વિગેરેથી ઘુંટી ગોળીઓ બનાવવામાં આવે છે. મોટી ગોળીઓને "મોદક" કહે છે. ગોળ, સાકર કે ગુગળમાં ગોળી કરવી હોય તો તે વસ્તુઓની ચાસણી કરવી, ચૂર્ણથી સાકર ચારગણી, ગોળ બમણો, મધચૂર્ણ જેટલું અને પાણી વિગેરે પ્રવાહી બમણું અથવા જોઇએ તેટલું લેવું. મોટી ગોળીઓ વાટીને કે કટકીઓ કરીને ખાવી, નાની ગોળી ગળી જવી.

**૪ અવલેહ**—જે મુખ્ય ઔષધોનો અવલેહ (ચાટણ) કરવાનો હોય તેનો સ્વરસ લેવો અથવા ક્વાથ કરી તે ક્વાથ ગાળી લેવો. પછી તે પાણીને ફરીથી ધીમા તાપથી બળવા દઇ ઘટ થવા દેવું. તેમાં મધ, ગોળ અથવા સાકર તેમજ ઘી અને તેલ પણ મેળવવામાં આવે છે. માત્રા ના થી ૧ તોલો.

**૫ આસવ**—પાણીમાં ઉકળ્યા વિનાનાં ઔષધોને ઠંડા પાણી સાથે મોં બંધ કરેલા વાસણમાં અમુક મુદત સુધી ભરી મુકવાથી આસવ તૈયાર થાય છે. બનાવવામાં પ્રમાંણ ન લખ્યું હોય ત્યાં અ-રિષ્ટ માટે ઉકાળો ૫ શેર, મધ ૬ા શેર, ગોળ ૧૨ા શેર અને પાણી ૩૨શેર; આસવ માટે ચૂર્ણ ૧ા શેર બાકી મધ, ગોળ, પાણી અરિષ્ટ પ્રમાણે.

**૬ અરિષ્ટ**—કોઇ દવાના ઉકાળાના પાણીમાં અમુક પ્રમાણમાં ઔષધોનું ચૂર્ણ નાખીને અમુક મુદત સુધી મોં બંધ કરેલા માટીના વાસણમાં રાખી મુકવાથી જે પ્રવાહી દવા તૈયાર કરવામાં આવે તેને અરિષ્ટ કહેવામાં આવે છે.

**૭ શરબત**—જે વસ્તુનું શરબત બનાવવું હોય તેનો રસ, અર્ક અથવા ઉકાળો નાખવો.

દવામાં સ્વાદિષ્ટ અનુપાન તરીકે તેમજ ઉષ્ણ કાળમાં ઠંડક માટે શરબત વપરાય છે.

૮ ગુગળ—જે ઔષધો ગુગળના યોગથી બનાવવામાં આવે છે તેને ગુગળ કહેવામાં આવે છે. જેમકે 'યોગરાજ ગુગળ' 'ત્રિફળા ગુગળ' 'કૈશોર ગુગળ' ઇત્યાદિ.

૯ ઘૃત—જે ઔષધોનું ઘી કરવું હોય તેના સ્વરસ કે કલ્કથી ચાર ગણું ઘી લેવું, અને ઘીથી ચાર ગણું દુધ અગર પાણી અગર ગોમૂત્ર લેવું. જો સુકી વનસ્પતિ હોય તો સોળગણા પાણીમાં ક્વાથ કરવો અને ક્વાથના પ્રમાણે ઉપરાંત ઘી વિગેરે લેવું; ઉકળતા તમામ પાણીનો ભાગ બળી જાય અને ઓસડોનો ભાગ પરિપક્વ થઈ લાલ થાય અને ઘી જુદું પડે ત્યારે તૈયાર ઘી થયું સમજવું.

૧૦ તેલ—તેલ પણ ઘીની પેઠેજ સિદ્ધ થાય છે. ઘી સિદ્ધ કરવામાં ઘી અને તેલ સિદ્ધ કરવામાં તેલનો ઉપયોગ થાય છે.

૧૧ ફાંટ—એક ભાગ દવાના ચૂર્ણને આઠ ભાગ ગરમ પાણીમાં કેટલાક કલાક સુધી કાચના કે માટીના વાસણમાં પલાળી પછી તે પાણીને દવા તરીકે ઉપયોગમાં લેવું. ઠંડા પાણીમાં બાર કલાક રહેવા દીધાથી પણ ફાંટ તૈયાર થાય છે. ફાંટ પીવાની માત્રા તોલા ૮ છે. તેમાં મધ નાખવું હોય તો તોલો ૧ નાખવું.

૧૨ અર્ક—સુકા કે લીલા પદાર્થોમાંથી ઉડી જનારાં તત્વો જૂદાં કાઢવાં હોય ત્યારે અર્ક કાઢવાનું યંત્ર ( Retort ) લેઈ તેમાં પાણી તથા પદાર્થ નાખીને બાફ કરવી અને તે બાફને નળી-વાટે ઠારીને બીજા વાસણમાં ઉતારવી.

૧૩ સ્વરસ—લીલી અથવા સુકી વનસ્પતિમાંથી તેનો જે રસ ખેંચી લેવો તેને સ્વરસ કહે છે. લીલી વનસ્પતિને વાટીને નીચો-વીને તેનો રસ કાઢવામાં આવે છે. અને સુકી વનસ્પતિને ખાંડી બારીક ચૂર્ણ કરીને બમણા પાણીમાં ૨૪ કલાક ભીંજવી નાખીને પાણી ગાળી લેવામાં આવે છે. વળી જે લીલી વનસ્પતિમાંથી વાટીને નીચોવવાથી રસ નીકળતો હોય તેને વાટીને બમણા ઠંડા પાણીમાં ૨૪ કલાક ભીંજવી રાખી તે પાણીનો સ્વરસ તરીકે ઉપયોગ કરવો.

સ્વરસના માત્રા તોલા ૨ થી ૪ છે. ચોખ્ખા સ્વરસની માત્રા તોલા ૨ અને પાણીમાં પલાળીને કરેલા સ્વરસની માત્રા તોલા ૪ સ્વરસમાં મધ સાકર, ગોળ, ઘી, તેલ, સીંધાલુણ વગેરે નાખવાનું પ્રમાણ તો. ૦ાા.

**૧૪ હીમ**—ખાંડીને બારીક ચૂર્ણ કરેલાં ઔષધોમાં ૭ ગણું ઠંડું પાણી નાંખી ૧૨ કલાક ભીંજવી રાખી ગાળી લેવું, તેનું નામ હીમ, તે પીવાની માત્રા ૮ તોલા છે.

**૧૫ ક્ષાર**—જવ વગેરે વનસ્પતિમાંથી ક્ષાર કાઢવાની સામાન્ય રીત એ છે કે તે વનસ્પતિનાં પંચાંગ લઇને ચોખી જગામાં અથવા એક મોટા વાસણમાં બાળી છેક ભસ્મ કરવી. પછી તે રાખને ચોસઠ ગણા પાણીમાં ડોળી નાંખવી (મેલાવી દેવી). પછી તે પાણીને ફિકાળી ૭ સાત વાર ગાળવું. તેથી રાખની અંદરના ખારનો ભાગ પાણીમાં મળી જશે. પછી તે પાણીને તાપથી બાળતાં છેવટે ખાર રહેશે. જવ; અંઘેડો; તલસરાં; દર્ભ, મુળા, આંબલીની છાલ, વગેરેનો ક્ષાર આવી રીતે કાઢી શકાય છે.

૧૬ **લેપ**—સોજા ઉપર ઝેરી જાનવરના ડંખ ઉપર અને કોઢ વગેરે ચામડીના વિકારો ઉપર લીલી કે સુકી વનસ્પતિને વાટીને જાડો લેપ મારવામાં આવે છે. ઘણું કરીને ગરમીના સોજા ઉપર ¼ આંગળ જાડો અને ઠંડો લેપ કરવામાં આવે છે. અને કફના તથા વાયુના સોજા ઉપર તથા ગુમડા ઉપર ગરમ કરીને ½ આંગળ જાડો લેપ કરવા કહેલું છે.

૧૭. **નસ્ય**—નાકમાં સુંઘવાના ઘી, તેલ કે ભુકીને "નસ્ય" કહેવામાં આવે છે.

૧૮. **સ્વેદ**—(બાફ–શેક) શરીરમાંથી પરસેવો અથવા ઘામ કાઢવા માટે અથવા શરીરને ગરમી આપવા માટે જે ભીનો કે સુકો શેક કરવામાં આવે છે તે સ્વેદ કે શેક કહેવાય છે. તે શેકના ઘણા પ્રકારો છે. ભીનો અને સુકો એ બે મુખ્ય પ્રકારો છે. ગરમ હવા,

ગરમ પાણી, ગરમ કરેલી ચીજો (રેતી, માટું, ઇંટ વગેરે) તથા ગરમ કપડાં એ શેકનાં સાધનો છે. ભીનો એટલે વરાળીઓ શેક કરવાની સમજણ નીચે પ્રમાણે છે:—એક વાસણ (તપેલી કે હાંડલી) માં પાણી તથા દવા (જેમકે ખસખસના ડોડા) નાંખવી. તેના ઉપર ચાળણી ઢાંકવી તે ચાળણીમાં બાફ દેવાનું કપડું (ઉનનું ગરમ કપડું હોય તો વધારે સારૂં) પાણીમાં ભીંજવી તથા નીચોવીને મુકવું અને તેના ઉપર તાસક ઢાંકવી. તપેલીને સગડી ઉપર મુકી તાપ કરવો એટલે તેની વરાળ ચાળણીની અંદર મુકેલા કપડાને લાગશે. તે વરાળીયું કપડું ગોટો વાળી દુખતા ભાગપર સહન થાય એવી રીતે મુકી શેક કરવો. આવાં બે કપડાં વારાફરતી ચાળણીમાં મુકવાં અગ્નિ આગળ ધરીને પોટલી અગર કપડાંને ગરમ કરીને શેકવામાં આવે છે, તેને સૂકો શેક કહે છે.

૧૯. **બંધારણ**—શરીરના કોઇપણ ભાગના દુઃખાવા અને વિશેષ કરીને પેટને બાફ આપવાને બંધારણ કહે છે.

૨૦. **ધૂપ**—અગ્નિમાં દવા સળગાવીને જેમ ઘરને ધુમાડી દઈ ઘરની હવા શુદ્ધ કરવામાં આવે છે, તેમ શરીરપર પણ કેટલાંક ચામડીનાં દરદોમાં દવાની ધુમાડી દેવામાં આવે છે. અંગારા ઉપર દવા નાંખી તેના પર માંચી (ખાટલી) મૂકવી. તે માંચી ઉપર બેસી દરદીએ મોં ઉઘાડું રહે એવી રીતે ડોકથી નીચે આખા શરીરપર કપડું ઓઢી ધુમાડીને બહાર જવા ન દેતાં અંગપર લેવી.

૨૧. **યૂષ**—(ઓસામણ) મગ વગેરે કઠોળના ઓસામણને યૂષ કહે છે. કોઇ પણ કઠોળના આખા દાણાને સોળગણા પાણીમાં રાંધીને તે કઠોળ બાફે ત્યારે તેમાંના ઓસામણને ગાળી લઇ તેમાં સીંધાલૂણ, જીરૂં, હીંગ, વગેરે દરદીની પ્રકૃતિ અને રૂચિ પ્રમાણે નાખવું આર્યવૈદ્યક ઉપચારમાં મગના યૂષની વારંવાર ભલામણ કરવામાં આવે છે, અને તે અત્યંત હિતકારક છે.

૨૨ **કાંજી**—ઘઉં, અડદ કે ચોખાને બાફીને તેને પાણી સાથે

બંધ મોઢાના માટીના વાસણમાં રાખી મુકવાથી જે પ્રવાહી તૈયાર થાય તેને કાંજી કહેવામાં આવે છે. અડદનાં કે ચણાનાં વડાં કરીને પછી તે વડામાં પાણી નાખી ઉપલીજ રીતે બંધ વાસણમાં રાખી મૂકવાથી પણ ઉત્તમ કાંજી થાય છે. આ કાંજીનો ઉપયોગ ભસ્મો વગેરે દવાઓ બનાવવાના તથા શોધવાના કામમાં આવે છે.

૨૩ **મંડ**—ચોખાને ચૌદ ઘણા પાણીમાં રાંધીને તેમાંથી કાઢેલા ઓસામણમાં, સીંધાલુણ, ધાણાજીરૂં, સુંઠ વગેરે જોઇતા પ્રમાણમાં નાખવું તેને 'મંડ' કહે છે. આ મંડ ઘણોજ હલકો છે અને તાવવાળા દરદીને આપવો હિતકારક છે.

૨૪ **પેયા**—( રાબડી ) રાતા સાઠી ચોખા કે બીજી ઉંચી જાતના ચોખાને સોળગણા પાણીમાં ખૂબ રાંધીને પીવા જેવી નરમ રાબ બનાવવી તેને 'પેયા' કહે છે.

તાવ તથા ઝાડાના દરદીને માટે ઘણી હલકી છે. તેમાં પણ મંડની પેઠે સીંધાલુણ, ધાણાજીરૂં સુંઠ વગેરે નાંખવાથી સ્વાદિષ્ટ તથા રૂચિકર થાય છે.

૨૫ **યવાગુ**—પેયા કરતાં કાંઇક ઘાટી રાબડીને અથવા રાંધીને પાતળા કરેલા ભાતને યવાગુ કહે છે. અને તે છ ગણા પાણીમાં રાંધેલા ચોખા તેનેજ યવાગુ કહે છે.

૨૬ **સાબુ ચોખાની કાંજી**—હાલમાં સાબુ ચોખાની કાંજી એ નામથી જે કાંજી સર્વત્ર ઓળખાય છે, તે કાંજી ઉપલી પેયાને મળતી છે; સાબુ ચોખાને સોળગણા પાણીમાં ઉકાળીને ઉતારતી વખત તેમાં દુધ તથા રૂચિ પ્રમાણે સાકર નાંખી તૈયાર કરવી. જો ખારી કાંજી કરવી હોય તો દુધ અને સાકરને બદલે સીંધાલુણ નાખવું.

૨૭ **કલ્ક**—લીલી વનસ્પતિને પથરા પર લસોટી અથવા સૂકાં ઓસડનું ચૂર્ણ કરી પછી પાણીમાં લસોટીને લુગદી કરવી, તેનું નામ કલ્ક છે. કલ્કની માત્રા ૧ તોલાની છે. તેમાં પાણી નાખવું હોય તો તોલા ૪ નાખવું. ઘી, તેલ, મધ નાખવું હોય તો કલ્કથી

બમણું નાખવું અને સાકર કે ગોળ નાંખવો હોય તો કલ્કની બરાબર નાખવાં.

**૨૮ રસાદિ**—જે ઔષધોમાં ગંધક તથા પારાનો યોગ થાય તે બધાં ઔષધો "રસ" નામથી ઓળખાય છે. જેમકે ચંદ્રોદય રસ, આનંદ ભૈરવ રસ, વાતવિધ્વંસ રસ, ત્રિભૂવન કીર્તિ રસ વિગેરે.

**૨૯ ભસ્મ**—સોનું, રૂપું, તાંબુ, લોહ, કલાઈ, જસત, મંડુર, અભ્રક વગેરે ધાતુ તથા ઉપધાતુઓને પ્રથમ કાંજી, ગોમૂત્ર વગેરેમાં શુદ્ધ કરીને પછી જુદીજુદી રીતે તેને મારવામાં આવે છે, એટલે તે વસ્તુઓમાં તેને ઘુંટીને અગ્નિની ગજપુટ ભઠ્ઠીઓ દેઈ જે દવા બનાવવામાં આવે છે તેને 'ભસ્મ' કહે છે.

**૩૦ ભાવના**—દવાના ચૂર્ણને દવાનો રસ પાવો (રસ મેળવી ઘુંટવું) તેને 'ભાવના' કહે છે. એકવાર રસ મેળવી ઘુંટીને સુકવવું એટલે એક ભાવના આપી ગણાય.

**૩૧ ગજપુટ**—એક ગજ લાંબો, એક ગજ પહોળો, એક ગજ ઉંડો એવો ગોળ ખાડો ખોદીને તેમાં અડીયાં છાણાં ભરવાં અને તેમાં કપડ માટીથી બંધ કરેલા કોડીઆંને વચમાં મૂકી સળગાવી દેવાં. ઠંડા પડયા પછી તે કોડીઆં ભઠ્ઠીમાંથી કાઢી લેવાં. આવી રીતે એકવાર ભઠ્ઠીમાં પકવવામાં આવે તે એક ગજપુટ થયો ગણાય.

**૩૨ શરાવ સંપુટ**—માટીનાં બે સરખાં કોડીયાંની ધારોને ઘસીને પછી એક કોડીયામાં ઘુટેલી વસ્તુ ભરી તેના ઉપર બીજું કોડીયું મૂકવું. અને મુલતાની માટી, અથવા કોઇ પણ ચીકણી માટી પલાળીને તેમાં ઝીણાં લુગડાના ચીરાઓ ભીંજવીને બે કોડીયાનાં સાંધા પુરી દેવા અને તેના પર બીજું લુગડું લપેટી દેવું અને પછી તડકે સુકવવું. આવી રીતે તૈયાર થાય તેને "શરાવ સંપુટ" એવા નામથી ઓળખવામાં આવે છે.

**૩૩ કપડમાટી**—શરાવ સંપુટને બંધ કરવા માટે માટી તથા

કપડાંનો ઉપયોગ કરવાની જે ક્રિયા તેનું નામ "કપડમાટી" કહે છે.

**૩૪ બસ્તિ**—( પિચકારી ) પિચકારીમાં પ્રવાહી દવા ભરીને મળ કે મૂત્રના સ્થાનમાં દવા ચઢાવવી તેને 'બસ્તિ' કહે છે. ખાવાની દવા જેટલી અસર કરે છે, એટલીજ અસર થવાને માટે પીચકારી મારફત અંદર બમણી દવા ચડાવવી જોઇએ. આ બસ્તિમાં રેચ માટે દુધ વગેરે પણ ચઢાવવામાં આવે છે.

**૩૫ દોલા યંત્ર**—ઔષધ શોધનમાં આ યંત્રની જરૂર પડે છે. જે ઔષધનું દોલા યંત્રથી શોધન કરવાનું હોય તેને ત્રેવડા લુગડામાં બાંધીને પોટલી કરવી. પછી એક માટીની હાંડલી લેવી. તેમાં શોધન કરવાનું દ્રવ્ય ( જેમ કે કાંજી, ત્રિફળાનો ઉકાળો વગેરે ) નાખવું. તેના ઉપર હાંડલીના મોં ઉપર બેસતો આવે એવો એક સળીઓ કે પાતળી લાકડી બેસતી કરવી અને તે સળીયાની મધ્યમાં પોટલી બાંધી હાંડલીમાં અધર લટકાવવી. પછી હાંડલી નીચે તાપ કરવો જેથી પોટલીની અંદરની દવાને બાફ લાગે. દરેક દ્રવ્યના શોધનમાં લખેલા વખત સુધી બાફ દેવી. આ યંત્રને 'સ્વેદન યંત્ર' પણ કહે છે.

**૩૬ ડમરૂ યંત્ર**—કોઇ પણ વસ્તુનાં ફૂલ પાડવા માટે કે પારો ઉડાડવા માટે આ યંત્રનો ઉપયોગ થાય છે. એક હાંડલીમાં ફૂલ પાડવાની વસ્તુ કે હીંગળોક પાથરવો અને તેના મોં ઉપર બીજી હાંડલીનું મોં બંધ બેસતું આવે એવી રીતે ઉંધી મૂકીને કપડમાટીથી બંનેના મોં સાંધી લેવાં. પછી બતાવેલા સમય સુધી તાપ નીચે કરવો અને ઉપલી હાંડલી ઉપર ઠંડા પાણીનું પોતું મુકી રાખવું; જેથી તેનું તળીયુ ઠંડુ રહે તો ફુલ કે પારો નીચેથી ઉડીને ઉપલી હાંડલીના તળીયામાં ચોટે. નીચલી હાંડલી કરતાં ઉપલી લગાર મોટી લેવી.

**૩૭ વાલુકા યંત્ર**—અમન શીશીમાં નાંખીને દવા પકવવા માટે આ યંત્રનો ઉપયોગ થાય છે. ચંદ્રોદય, રસસિંદુર, વગેરે ઔષધો વાલુકા યંત્રમાં તૈયાર થાય છે.

**૩૮ બસ્તિભેદ**—(પિચકારી) પ્રવાહી દવા પિચકારીમાં ભરીને

મળ મૂત્રના સ્થાનમાં દવા ચડાવવી તેને બસ્તિ કહે છે. તે બસ્તિની દવા ખાધાની દવા જેટલી અસર કરે છે. બસ્તિના બે ભેદ છે, એકને અનુવાસન; અને બીજાને નિરૂહ કહે છે.

**ઔષધિયોનાં ગુણ દોષ બતાવનાર શબ્દો વીષે સમજુત.**

ઔષધિઓના ગુણ દોષને દર્શાવનારા જે મુખ્ય શબ્દો વૈદ્યકશાસ્ત્રમાં આવે છે, તેની વિશેષ સમજુતી નીચે પ્રમાણે છે.

**લઘુ, ગુરૂ, સ્નિગ્ધ રૂક્ષ** અને **તીક્ષ્ણ** એ અનુક્રમે આકાશ, પૃથ્વી, જળ, પવન અને અગ્નિના ગુણ છે તે પાંચ પૈકી **૧ લઘુ** ( હલકો ) પદાર્થ અત્યંત પથ્ય, કફ નાશક અને તુરત પાચન થાય એવો હોય છે.

૨. **ગુરૂ** ( ભારે ) પદાર્થ વાયુને હરનાર, પુષ્ટીકારક, કફકારક અને ધીરેથી પાચન થાય એવો હોય છે.

૩. **સ્નિગ્ધ** ( ચીકણો ) પદાર્થ વાયુ નાશક, કફ કરનાર, વૃષ્ય અને બળવર્ધક હોય છે.

૪. **રૂક્ષ** ( લુખો ) પદાર્થ વાયુ કરનાર અને અત્યંત કફ નાશક હોય છે.

૫. **તીક્ષ્ણ** (તીખો ) પદાર્થ ઘણુ કરીને પિત્ત કર્તા, લેખન અને કફ તથા વાયુને હરનાર હોય છે.

૬. **સ્લક્ષ્ણ પદાર્થ** ચીકાસ વિનાનો છતાં કઠોર હોવાથી ચીકણો હોય છે. જેમ કે ઘુટેલો પત્થર.

૭. **સ્થિર પદાર્થ** વાયુ અને મળને રોકે છે.

૮. **સર પદાર્થ** વાયુ અને મળને કહાડે છે.

૯. **પિચ્છલ** એટલે દુધની તર વાળો પદાર્થ રેસા વાળો, બળ કર્તા, ભારે અને તુટી ગએલાને બાંધનાર છે.

**૧૦ શીતળ પદાર્થ**–સુખ કર્તા રૂધીરની ધારાને રોકનાર, મુર્છા, તરસ, પરસેવો ને દાહને દૂર કરનાર છે.

**૧૧ ઉષ્ણ–ગરમ પદાર્થ**–શીતળ પદાર્થથી જુદા ગુણ વાળો ને પાચક છે.

**૧૨ વિશદપદાર્થ**-વ્રણને રૂજવે છે, સ્થુલ પદાર્થ શરીરને જાડુ કરે છે, ને છીદ્રો બંધ કરે છે.

**૧૪ સૂક્ષ્મ પદાર્થ**-શરીરના નાના મોટા અંગોમાં પ્રવેશ કરે છે.

**૧૫ દ્રવ પદાર્થ**-એટલે પાતળો ઓગળેલો ને પ્રવાહી પદાર્થ.

**૧૬ સુગ્ન પદાર્થ**-એટલે વીપરીત ગુણ વાળો.

**૧૭ આશુકારી પદાર્થ**-શરીરમાં શીઘ્રતા કરે છે.

**૧૮ મંદ પદાર્થ**-શીથીલતા કરે છે એને અલ્પ પણ કહે છે.

**૧૯ મૃદુ પદાર્થ**-કોમળ પણ હોય છે.

**૨૦ કર્કશ પદાર્થ**-ખરખરે એવો હોય છે.

**દીપનાદિગુણો**—[૧] જે પદાર્થ આમને પચાવે અને અગ્નીને પ્રદીપ્ત ન કરે તેને પાચન ઔષધ કહે છે. જેમ કે નાગકેશર. [૨] જે દ્રવ્ય આમને ન પચાવે અને અગ્નીને પ્રદિપ્ત કરે તેને દીપન ઔષધ કહે છે.

[૩] જે આમને પચાવે અને અગ્નીને પણ પ્રદિપ્ત કરે તેને દીપન પાચન કહે છે.

[૪] જે પદાર્થ ઉલટી, રેચ, આદિ કર્મોથી શરીરમાં સમાનપણે દોષોનું શોધન કરે તેમજ શરીરમાં જે દોષ વિષમ થઇ રહેલા હોય એને શમન કે સંશમન ઔષધી કહે છે.

[૫] જે ઔષધ અપકવ, વાયુપિત્ત કફ અને મળને પકવ કરી વાયુના બંધને તોડી મળને નીચે ઉતારે તેને અનુલોમન ઔષધ કહે છે.

[૬] કોઠામાં ચોટી રહેલા મળાદીકને પકવ્યા વગર જે ઔષધ નીચે ઠેલી લાવે અર્થાત્ ઝાડો કરે તેને સ્રંસન ઔષધો કહે છે.

[૭] વાતાદિક દોષથી બાંધેલા અને છુટા તેમજ વાયુથી સુકા-એલ મળાદિકને જે ઔષધ ભેદીને બહાર કાઢે છે, તેને ભેદન ઔષધ કહે છે.

[૮] જે પાકા તેમજ કાચા મલાદીકને પાતળા કરી ગુદાદ્વારા બહાર કાઢે તેને રેચક ઔષધ કહે છે.

[૯] જે પાકે નહિ એવા પિત્ત અને કફને બળ કરી મોઢા વાટે બહાર કાઢે છે તેને વમન ઔષધ કહે છે.

[૧૦] પોતાના સ્થાનમાં સંચિત થઈ રહેલા મળને ઉપરના ભાગમાં લાવી જે ઔષધ બહાર કાઢે અથવા અધો ભાગે ( ગુદા-લીંગ ભગદ્વારે) બહાર કાઢે તે દેહ સંશોધક કહે છે.

[૧૧] જે ઔષધ દીપન, પાચન અને ગરમ હોવાથી શરીરમાં પ્રવાહી રૂપે રહેલા અથવા વહેતા દોષને સુકવીને કઠીણ બનાવે તેને ગ્રાહી કહે છે.

[૧૨] જે ઔષધ લુખુ, શીતળ, ખાટું, અને લઘુ પાકી હોવાથી પ્રતીલોમ વાત કરી આપે તે સ્થંભન ઔષધ છે.

[૧૩] જે ઔષધ પરસ્પર મળેલ કફાદીક દોષને પોતાની શક્તિથી તોડી ફોડીને જુદા કરી આપે તેને છેદન ઔષધ કહે છે.

[૧૪] જે દ્રવ્ય રસાદી ધાતુ અને વાતાદી દોષોને સુકવી શરીરને શુદ્ધ કરે તેને લેખન કહે છે.

[૧૫] જે પદાર્થ ખાવાથી મૈથુન કરવાને ઉત્સાહ થાય તેને વાજીકર ઔષધ કહે છે.

[૧૬] જેનાથી વીર્યની વૃદ્ધિ થાય તેને શુકલ કહે છે.

[૧૭] જે પદાર્થ શરીરની વૃદ્ધાઅવસ્થા અને જ્વરાદિ રોગોને દુર કરે તેને રસાયનઔષધ કહે છે.

[૧૮] જે પદાર્થ પ્રથમ અપકવ સ્થિતિમાંજ પોતાના ગુણોથી આખા શરીરમાં વ્યાપ્ત થઇ પછીજ પચે એ વ્યવાયી ઔષધ છે.

[૧૯] જે ઔષધ શરીરમાંના ધાતુઓને તથા ઓજને શોષણ કરીને શરીરના સાંધાઓને શિથિલ એટલે ઢીલા કરે તેને વિકાશી ઔષધ કહે છે.

[૨૦] જે પદાર્થ બુદ્ધિનો લોપ કરે અને તમોગુણ પ્રધાન હોય તેને માદક એટલે મદકારક કહે છે.

[૨૧] જે વ્યવાયિ કફનાશક વિકાસી માદક વધારે અગ્નિ ગુણ-વાળો અને પ્રાણ નાશક પદાર્થ હોય તેને યોગ વાહી કહે છે.

[૨૨] જે પદાર્થ પોતાના બળથી શરીરના છીદ્રામાં રહેલા વાતા- દિક દોષોના સંચયને કાઢે તેને પ્રમાથી ઔષધ કહે છે.

[૨૩] જે પદાર્થ પોતાના પિચ્છલ ગુણથી કરીને રસવાહિની શિરાઓને રોકીને શરીરને ભારે એટલે સુસ્ત બનાવે તેને અભિ- ષ્યંદી કહે છે.

[૨૪] દાહક અથવા વિદાહ પદાર્થ શરીરમાં ખટાશ અને તૃષાને વધારે છે, તથા હૃદયમાં દાહ કરે છે, અને એનો પાક ઘણોજ જલદી થાય છે.

[૨૫] યોગવાહી જે પદાર્થ હોય છે તે સંસર્ગી તેમાં જે બીજી વસ્તુઓ મેળવી હોય તે વસ્તુઓના ગુણ દોષને કરે છે અને તેનાજ પ્રમાણે તેનો પાક થાય છે.

### કાળજ્ઞાન.

અરૂંધતી, ધ્રુવ; વિષ્ણુના ત્રણ પદ, અને ચોથુ માતૃમંડળ, એ ચારે પદાર્થોને આયુષ્યહિન પુરૂષો, દેખતા નથી. હવે અરૂંધતી ઇત્યાદિ ચાર પદાર્થનો અર્થ નીચે પ્રમાણે છે.

**અરૂંધતી**—તે જીહ્વા ધ્રુવ એટલે તે નાકનો અગ્રભાગ વિષ્ણુનાં ત્રણ પદને બે ભમરની મધ્યનો ભાગ, અને માતૃમંડળ તે, બે ભમર, એ પ્રમાણે સુજ્ઞ વાંચકોએ જાણવું. નાકનો અગ્રભાગ બે ભમર, જીભ મુખ એટલી વસ્તુઓને જે દેખતો નથી, તથા કર્ણ ઘોષ એટલે કાન દાબવાથી ઉત્પન્ન થએલા શબ્દને સાંભળતો નથી, તે યમરાજના મંદીર પ્રત્યે જાય છે.

### જીહ્વાદિક જે કહ્યાં તેના દિવસનો નિયમ.

ભમરને જે મનુષ્ય દેખે નહીં તે નવ દિવસમાં મરણ પામે. ચક્ષુ ( બે ભમરના વચલા ભાગને ) જે મનુષ્ય દેખે નહિ, તે પાંચ દિવસમાં મરણ પામે. કર્ણઘોષ ( કાન દાબવાથી ઉત્પન્ન થએલા શબ્દોને ) જે મનુષ્ય સાંભળતો નથી, તે સાત દિવસમાં મરણ પામે છે. નાકના અગ્રભાગને જે મનુષ્ય દેખતો નથી, તે ત્રણ

દિવસમાં મરણ પામે છે. જીભને જે મનુષ્ય દેખતો નથી, તે એક દિવસમાં મરણ પામે છે. એવી રીતે સુજ્ઞ વાચકે દિવસે દિવસ પ્રત્યેક કાળનાં ચિન્હ જોયા કરવાં.

જેનું શરીર અકસ્માત્ સ્થુળ ( જાડું ) થઇ જાય, જેનું શરીર અકસ્માત કૃપ ( દુબળ ) થઈ જાય, અથવા જેની પ્રકૃતિમાં ફેર પડી જાય, એટલે જેની પ્રકૃતિ શાન્ત મટીને ક્રોધ અથવા ક્રોધ મટીને શાન્ત થાય એવી રીતે પ્રકૃતિમાં ફેર પડે તો જાણવું કે એ રોગી છ માસમાં મરણ પામશે. જીભ કાળી થઈ જાય, અને મોઢું કુંકુમવર્ણુ ( લાલ રંગ ) નું થાય તથા જેની જીવ્હા સર્વ રસને નથી જાણતી તેનું જીવવું દુર્લભ સમજવું.

## વાર કષ્ટાવળી.

રવિવારે રોગ ઉત્પન્ન થયો હોય તો ૭ તથા ૧૩ દિવસ સુધી રહે. સોમવારે રોગ ઉત્પન્ન થયો હોય તો ૭ તથા ૧૪ દિવસ સુધી રહે. મંગળવારે રોગ ઉત્પન્ન થયો હોય તો ૮ તથા ૧૪ દિવસ સુધી રહે. બુધવારે રોગ ઉત્પન્ન થયો હોય તો દિન ૧૨ તથા ૧૬ દિવસ સુધી મંદ પીડા હોય. ગુરૂવારે રોગ ઉત્પન્ન થયો હોય તો દિન ૧૬ તથા ૧૮ સુધી અસાધ્ય સમજવો. શુક્રવારે રોગ ઉત્પન્ન થયો હોય તો, દિન ૧૩ તથા ૧૮ એ પણ અસાધ્ય છે. શનીવારે રોગ ઉત્પન્ન થયો હોય તો દિન ૧૨ તથા ૧૮ સુધી કષ્ટ ઘણું થાય.

## ઔષધોના સમૂહની સૂચના.

એક ઔષધ સાથે બીજા ઔષધોના સમૂહ સૂચવનારાં આર્ય વૈધકમાં જે નામો આપેલાં છે તે બાબતની સમજુત નીચે પ્રમાણે છે.

**અમ્લ પંચક**—૧ બોર, દાડમ, કોકમ, ચુકો અને અમ્લવેતસ.

**અષ્ટગંધ**—કપૂર, ચંદન, મોથ, કુસુમ, દેવદારૂ, ગોરોચન કેસર અને વાળો.

**ઔષધીપંચામૃત**—ગળો, મુસળી, સુંઠ ગોખરૂ અને શતાવરી.

**કટુષણ**—લીંડીપીંપર, પીંપરીમૂળ અને સુંઠ.

**કંટકારીત્રય**—ઉભી રીંગણી, બેઠી ભોરીંગણી અને ગોખરૂ.

**કટુગ્રંથી**—સુંઠ, લસણ, આદુ અને પીંપળીમૂળ.

**ક્ષારદ્વય**—જવખાર અને સાજીખાર.

**ક્ષારત્રય**—જવખાર, સાજીખાર, ટંકણખાર.

**ક્ષારપંચક**—ખાખરા, કમળ, જવ, તલસરા (તલના છોડ) ના બનાવેલા ક્ષાર અને સાજીખાર.

**ક્ષારષટ્ક**—તલસરા, લાંગલી, અડદ, અઘેડો, મરખો અને કડો એ છ ચીજોના ક્ષાર.

**ક્ષારદશક**—સરગવો, મૂળ, પલાસ ( ખાખરો ) આમલી, ચિત્રક, આદુ, શેલડી, અઘેડી, મોચરસ અને જવ.

**ચતુરમ્લ**—અમ્લબેદ, કોકમ, મોટાં લાંબાં લીંબુ અને ગોળ, ખાટાં લીંબુ.

**ચતુરૂષણ**—સુંઠ, મરી, લીંડીપીંપર અને પીંપળીમૂળ.

**ચાતુર્જાત**—એના બે પ્રકાર છે ( ૧ ) ૧ તજ, ૨ તમાલ-પત્ર, ૩ એલચી અને ૪ નાગર કેસર એ ચાતુર્જાત; ( ૨ ) નાગ કેસરના સ્થાને મરી હોય તે કટુ ચાતુર્જાત.

**ચાતુર્ભદ્રક**—સુંઠ, અતિવિષ, મોથ અને ગળો.

**ચતુર્બીજ**—મેથી, અસાળીઓ, કાળીજીરી અને અજમોદ.

**ત્રિકટુત્ર્યુષણ**—સુંઠ, મરી અને લીંડીપીંપર.

**ત્રિફળાં**—એ ત્રણ પ્રકારનાં છે ( ૧ ) હરડે, બહેડાં અને આમળાં એ સમાન ભાગે અથવા હરડે ૧ ભાગ બહેડા ૨ ભાગ ને આમળાં ૪ ભાગને ત્રિફળાં કહે છે; ( ૨ ) દ્રાક્ષ, શવત. ખજુરનાં ફળ એ મધુર ત્રિફળાં; ( ૩ ) જાયફળ, લવીંગ અને એલચી એ સુગંધી ત્રિફળાં

**ત્રિસુગંધ**—તજ, તમાલપત્ર અને એલચી.

**ત્રિજાત**—ઉપર મુજબ.

**ત્રિસમ**—હરડે, સુંઠ અને ગળો.

**ત્રિકાર્ષીકા**—સુંઠ, અતિવિષ અને મોથ.

**ત્રિસિતા**—શેલડી, મધ અને જારના સાંઠાની સાકર.

**ત્રિકંટક**—સુંઠ ગળો, અને ધમાસો.

**ત્રિલોહ**—સોનું, રૂપું અને ત્રાંબુ.

**દશમૂળ**—લઘુ પંચમૂળ, બૃહત્પંચ મૂળ એકત્ર.

**નિંબપંચાંગ**—લીમડાનાં પાંદડાં, ફૂલ, ફળ, મુળ અને છાલ

**પંચકોલ**—એના બે પ્રકાર છે ( ૧ ) લીંડીપીંપર. પીપળી-મૂળ, ચવક ચિત્રક અને સુંઠ; ( ૨ ) હરડે, અજમોદ, સંચળ, હીંગ અને સુંઠ.

**પંચપલ્લવ**—વડ, પીંપર, પીંપળો, ઉમરો, પારસ પીંપળો, એ પાંચે ઝાડની કુંપળો.

**પંચમૂળ**—એના સાત પ્રકાર છે ( ૧ ) સાલવણ, પીઠવણ, બેઠીરીંગણી, ઉભીરીંગણી અને ગોખરૂ એ લઘુ પંચમૂળ.

( ૨ ) બીલી, સીવણ, પાટલા ( કાંકચ ), અરણી, અરલુ એ બૃહત્ પંચમૂળ.

( ૩ ) બળદાણા, સાટોડી, મુદ્દગપર્ણી ( જંગલી મગ ), માષપર્ણી ( જંગલી અડદ ) ને એરંડમૂળ એ મધ્યમ પંચમૂળ.

( ૪ ) હળદર, ગળો, મીઠીઆવળ, સારીવા, અને વીદારી-કંદ એ બલ્યાખ્ય પંચમૂળ.

( ૫ ) જીવક, ઋષભક, વીરાજીવંતી, શતાવરી અને જીવકાદી એ જીવક પંચમૂળ.

( ૬ ) દર્ભ ( દાભડો ), કાંસ ( કાસડો ), સર, સાલ્ય, શેલડી એ તૃણ પંચમૂળ.

( ૭ ) ગોખરૂ, બોરડી, ઇન્દ્રવારણી ( ત્રુસકુ અથવા કડવી કોઠીંબી ), કાસંદરો, શિરીષ (સરસડો), એ ગોક્ષુરાદી પંચમૂળ.

**પંચમહાવિષ**—સોમલ, હરતાલ, મનશીલ, વછનાગ અને સર્પવિષ.

**પંચામૃત**—સુંઠ, કાળી મુસળી, ગળો સત્વ, શતાવરી, ગોખરૂ અથવા દૂધ, દહીં, ઘી, મધ, ખાંડ.

**પંચગવ્ય**—ગાયનાં મૂત્ર; છાણ, દૂધ, દહીં અને ઘી એ પાંચે પદાર્થ.

**પંચામ્લ**—અમલબેદ-કોકમ, મોટાં લાંબાં લીંબુ, ગોળ ખાટાં લીંબુ અને બીજોરાં.

**પંચગણ**—પીઠવણ, ઉભી રીંગણી, બેઠી ભોરીંગણી, વિદારી કંદ અને બીજોરૂં.

**પંચસમ**—એના બે પ્રકાર છે ( ૧ ) સુંઠ, લીંડીપીંપર, હરડે, નસોત્તર, સંચળ; ( ૨ ) આમલી, સિંધાલુણ, ચિત્રકમુળ, હરડે અને લીંડીપીંપર.

**પંચાગ લેપ**—સાટોડીનાં મૂળ, દેવદાર, સુંઠ, સરસવ અને સરગવાની છાલ.

**પંચમૂત્ર**—ગાય, બકરી, ઘેટી, ભેંસ, ગધેડી એ પાંચનાં મૂત્ર.

**મધુત્રય**—ઘી, ગોળ મધ,

**મિત્રપંચક**—ઘી, મધ, ગુગળ, ચણોઠી અને ટંકણખાર.

**લવણત્રય**—સિંધાલુણ, સંચળ અને બીડ લવણ.

**લવણપંચક**—સિંધાલુણ, સંચળ, બીડ લવણ, વડાગરૂં મીઠું અને દરીયાનુ કિંવા નદીનુ ( ગસીયું ) મીઠું.

**વ્યોષ**—ત્રિકટુ ( સુંઠ, મરી અને લીંડીપીંપર ).

**ષડ્રસ**—ગળ્યો, ખાટો, ખારો, કડવો, તીખો અને તુરો.

**ષડુષણ**—સુંઠ, મરી, લીંડીપીંપર, પીંપળીમૂળ ચવક અને ચિત્રક.

**સુગંધી પંચક**—કેસર, અગર, કપૂર, કસ્તુરી અને ચંદન.

**સુગંધી ષટ્ક**—એના બે પ્રકાર છે; ( ૧ ) જાયફળ લવંગ.

કપૂર, સોપારી, વાળો અને ચણકબાલા. એ સુગંધી પટ્ક. ( ૨ ) કૃષ્ણાગરૂ, કસ્તૂરી. કપૂર, શ્વેત ચંદન, ચણક બાલા અને નોરવેલનો કંદ એ, મહા સુગંધી પટ્ક.

**ષટ્પ્રાણ હરણ**--સડેલું માંસ, વૃદ્ધ સ્ત્રી, ભાદરવાનો તડકો, બંસતુ દહીં, પરોઢીએ સ્ત્રી સંગ અને દિવસની નિદ્રા.

**ષટ્પ્રાણ કર**--તાજુ મિષ્ટાન્ન, નવું અન્ન, બાળા સ્ત્રી, દુધનું જમણ, ધી અને ઉંના પાણીથી સ્નાન.

**સપ્તોપ વિષ**--૧ આકડાનું દુધ, ૨ થોરનું દુધ, ૩ લાંગલી, ૪ કણેર, ૫ ચણોઠી, ૬ અફીણ અને ૭ ધંતૂરો.

**સપ્તોપધાતુ**--૧ સુવર્ણ માક્ષિક, ૨ તાર માક્ષિક, ૩ મોરથુથુ, ૪ કાંસુ, ૫ પિત્તળ, ૬ સિંદૂર અને, મંડૂર.

**સપ્તધાતુ**--૧ સોનું, ૨ રૂપું, ૩ તાંબુ, ૪ સીસુ, ૫ કલઈ, ૬ જસત, ૭ લોઢું.

**સપ્ત સંતર્પણ**--૧ દ્રાક્ષ, ૨ દાડમ, ૩ ખજૂર ૪ સાકર ૫ શાલિધાન્ય ( ડાંગેર ) ૬ મધ, ૭ ધી.

**સપ્તવિધ કવાથ**--૧ પાચન, ૨ દીપન, ૩ શોધન, ૪ કલેદન, ૫ શમન, ૬ તર્પણ, ૭ શોપક.

## તાવના રોગીઓને કેટલીક લાભદાયક સુચનાઓ.

૧ તાવની શરૂઆતમાં લાંઘણ, મધ્યમાં પાચન, અંતમાં ઔષધ અને છેવટ દોષ કાઢવા માટે રેચ, એ ચિકિત્સા શાસ્ત્રનો ઉત્તમ ક્રમ છે.

૨ લંઘન એ નવિન તાવમાં પ્રાથમિક ઉપાય તરીકે હીતકારક છે. ખાસ કરીને કફ તથા આમસાથેના તાવમાં, પિત્તના તાવમાં, તથા બબે ત્રણ ત્રણ દોષ ભેગા હોય તે તાવમાં લંઘન સારૂ છે. અપવાસ કરવો, એક વખત હલકો આહાર કરવો, અથવા કેવળ મગનું ઓસામણ પીવુ એ સર્વે લંઘન બરાબર છે. કેવળ વાતજ્વર, જીર્ણ જ્વર, આગંતુક જ્વર, ક્ષયનો જ્વર વગેરે જ્વરોમાં લંઘન કરવાથી ઉલટું નુકસાન થાય છે.

૩ મગનું ઓસામણ અને ભાત અથવા સાબુચોખાની કાંજી એ સર્વે સામાન્ય તાવને માટે નિર્ભય આહાર છે; અને જ્યાં દુધ પથ્ય કહ્યું છે ત્યાં કાંજી દુધમાં આપવી અને નહિતો પાણીમાં રાંધીને આપવી.

૪ મહેનતના કામથી, લાંઘણથી કે વાયુથી આવેલા તાવમાં દુધ તથા ભાત હિતકારક છે. કફના તાવમાં મગનું ઓસામણ તથા ભાત ઉત્તમ પથ્ય છે. પિત્તના તાવમાં પણ મગનું ઓસામણ તેમજ દુધ ભાત પથ્ય છે. બબે ત્રણ ત્રણ દોષ ભેગા હોય તેમાં મગનું ઓસામણ ઉત્તમ છે.

૫ તરૂણ જ્વર એટલે નવા આવેલા તાવમાં દુધ તથા ઘી ઝેર સમાન છે; પણ ક્ષયના તાવમાં, જીર્ણજ્વરમાં, આગંતુક જ્વરમાં દુધ હિતકારક છે. તેમાં પણ કફ ક્ષીણ થયા પછી જીર્ણ જ્વરમાં દુધ અમૃત સમાન છે.

૬ જે રોગીનું શરીર તાવથી દુર્બળ થઇ ગયું હોય, જેના શરીરમાંથી કફ ઓછો થઇ ગયો હોય, જીર્ણ જ્વરવાળો, ઝાડાની કબજીયતવાળો, વાયુ તથા પિત્તના તાવવાળો, તૃષા તથા દાહ થતો હોય એવા રોગીને નવા તાવમાં દુધ પણ હિતકારક છે.

૭ તાવનો અલ્પ દોષ હોય તો તે લંઘન કરવાથીજ માત્ર નિવારણ થઈ જાય છે; અને મધ્ય દોષ હોય તો લાંઘણ તથા પછી પાચન એ ક્રીયા કરવી, અને અતિ વધેલા દોષમાં શોધન ઉપચાર પણ કરવો. ૨ દિવસ લાંઘણ કરવાથી વાયુનો દોષ પાકે ૧ દિવસે પિત્તનો દોષ અને ૪ દિવસે કફનો દોષ પાકે, અને દોષનું અત્યંત જોર હોય તો બમણી મુદત સુધી પણ વાર લાગે.

૮ જે તાવમાં તાવના અંશાંશની સમજ ન પડે એટલે તેમાં વાત, પિત્ત, તથા કફ એ ત્રણ દોષમાં ક્યો ક્યા દોષ કેટલે અંશે કોપ્યો છે, તેની બરાબર કલ્પના ન પહોંચી શકે ત્યાં સામાન્ય ઉપાયો કરવા.

૯ તાવવાળાને કાચું પાણી આપવું નહિ, તેમજ વારંવાર બહુ પાણી પાયા કરવું નહિ, પણ બહુ ગરમીના તથા પિત્તના તાવમાં અતિ તૃષા તથા દાહ થતો હોય તે વખતે પાણીનો પ્રતિબંધ કરવો તે પણ સારી વાત નથી. અમુક તાવ અને અમુક સ્થિતિમાં જ પાણીની બંધી કરવી; કેમકે તાવની તરસમાં પાણી પ્રાણનું રક્ષણ કરવાવાળું છે.

૧૦ તાવના દરદીને વાયુ વગરના ઘરમાં રાખવો, પંખાનો પવન નાંખવો, ભારે તથા ગરમ કપડાં પહેરાવવાં, તેમજ ઓઢાડવાં અને ઋતુને અનુસરી ઉકાળેલું પાણી આપવું.

૧૧ તાવવાળાને માટે તેમજ જેને તરત તાવ ઉતરી ગયો તેને માટે હાનિકારક થતી વસ્તુઓ, આહાર, વિહાર, સ્નાન, લેપ, અભ્યંગ, સ્નિગ્ધ એટલે ચીકણા પદાર્થ, રેચ, દિવસની ઉંઘ રાતનો ઉજાગરો, મૈથુન, કસરત, ઠંડું પાણી બહુ પીવું; પવનવાળી જગ્યા, અતિ ભોજન, ભારે ભોજન, પ્રકૃતિ વિરૂદ્ધ ભોજન, ક્રોધ, બહુ ફરવું, તથા શ્રમ, એ સર્વેનો ત્યાગ કરવો.

૧૨ તાવવાળાને ખાવાની રૂચી ન હોય તોપણ તેને પથ્ય હિતકારક અન્ન ઔષધની પેઠે થોડું ખવરાવવુંજ જોઇએ, કેમકે મુદ્દલ ન ખવાય તો શક્તિનો નાશ થાય છે.

જ્વર ઉપર અનુભવ સિદ્ધ જણાયેલા કેટલાંક, સ્વરસો, ક્વાથો, પુટપાકો, પાકો, ચૂર્ણો, ગુટિકાઓ, ઘૃતો, તેલો, આસવો, અરિષ્ટો અવલેહો, રસો, શરબતો, મુરબ્બાઓ, વગેરે નીચે પ્રમાણે બતાવવામાં આવ્યા છે.

## સ્વરસ.

**૧ અમૃતા સ્વરસ**[૧]—ગળોનો અંગરસ—ગળોને છુંદીને અંગરસની રીત પ્રમાણે પાણી કરી તેમાં મધ નાંખીને પીવો. માત્રા

---

**૧ સ્વરસ કાઢવાની રીત પાછળ આપી છે તે જુઓ.**

તોલા ૨॥ થી ૫–જ્વર, પ્રમેહ, દાહ, પિત્તજ્વર, માથાનો દુખાવો, આધાશીશી, સૂર્યાવર્ત્ત—શાર્ઙ્ગ.

૨ **આદ્રક સ્વરસ**—આદુનો રસ; અનુપાન મધ. માત્રા તોલા ૦। થી ૦॥. વૃષણ. ( કોથળી) નો વાયુ, દમ, જ્વર, ખાંસી, અરૂચિ તથા સળેખમ—શાર્ઙ્ગ.

૩ **કંટકારિ સ્વરસ**—બેઠી ભોરિંગણીના પંચાગનો રસ કાઢી તેમાં મરીનું ચૂર્ણ મેળવી આપવું. માત્રા તોલા ૦॥ થી ૨. કફજ્વર; ખાંસી, શ્વાસ સાથે તાવ; સંનિપાતજ્વર.

૪ **તુલસી સ્વરસ**—તુલસીનાં પાનનો રસ મરીની ભૂકી નાંખીને લેવો. માત્રા–તોલો ૦॥ થી ૧ વિષમજ્વર—ટાઢીઓ, આંતરીયો તાવ—શાર્ઙ્ગ.

૫ **બ્રાહ્મી સ્વરસ**—બ્રાહ્મી ( બરમી )નો સ્વરસ, મધ તથા કઠનું ચૂર્ણ મેળવીને પીવો. માત્રા–તોલા ૨॥ થી ૫. ચિત્તવિભ્રમ સંનિપાતજ્વર, ઉન્માદ રોગ—શાર્ઙ્ગ.

૬ **વાસા સ્વરસ**—અરડુશીનાં લીલાં પાનનો અંગરસ એટલે પાન પાણીમાં વાટી નીચોવી તે પાણીમાં મધ મેળવી પીવું. માત્રા—તોલા ૧ થી ૨॥–સંનિપાતજ્વર રક્તપિત્ત, કાસજ્વર, ખાંસી ક્ષય, કમળો, કફપિત્ત—શાર્ઙ્ગ.

૭ **શતાવરી સ્વરસ**—શતાવરીના સ્વરસમાં (સુકી હોય તો ઉકાળો કરીને તેમાં ) મધ મેળવી પીવાથી પિત્તનું શૂળ તાવ સાથેનું બંધ પડે. માત્રા—તોલા ૨॥ થી ૫. વૃંદ જણાવે છે કે શતાવરી સ્વરસમાં ઘી મેળવી આપવાથી રતિશક્તિ વધે છે.–શાર્ઙ્ગ.

## ક્વાથ.

૮ **એરંડ મૂલાદિ ક્વાથ**–એરંડાના મૂળ, રાસ્ના, વરીઆળી, ફુદેનો, કાળી જીરી, એલાયચી અને નાગકેસર. **અનુપાન**—૦। રૂ. ભાર મધ નાંખી પીવો. વાતજ્વર–પિત્તજ્વર.

**૯ દ્રાક્ષાદિ ક્વાથ**--કાળી દ્રાક્ષ, ખુબ કળા અને ગળો અકેક તોલો કાસની ૦॥ તોલો. અનુપાન-એ આની ભાર સાકર નાંખી પીવો. પિત્તજ્વર.

**૧૦ માતુલુંગાદિ ક્વાથ**--બીજોરૂં, કરીયાતુ, પીંપળી મૂળ, દેવદાર, દશમૂળ; અજમો અને સુંઠ; અનુપાન-મધ નાંખી પીવો; ચિત્તભ્રમસન્નિપાત.

**૧૧ કિરાતાદિ ક્વાથ**--કરીયાતુ, નાગરમોથ, લીંબડાની ગળો, વીરણનાવાળા. રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂં અને સુંઠ. અનુપાન--મધ નાંખીને પીવો. વાત્તજ્વર.

**૧૨ દુરાલભાદિ ક્વાથ**--ધમાસો; પિત્તપાપડો, કરીયાતુ. અરડુશીની છાલ; અને કડુનો ક્વાથ મધ નાંખી પીવો-અનુપાન મધ નાંખી પીવો. વાતજ્વર-પિત્તજ્વર.

**૧૩ ઉશીરાદિ ક્વાથ**--વીરણનોવાળો, સુંઠ, પીઠવણ (સમેરવો) કરીયાતુ, મોથ, સાલવણ, રીંગણી, ભોયરીંગણી. ગળો, ગોખરૂં, એટલી વસ્તુઓનો ક્વાથ વાત્તજ્વરનો નાશ કરે છે.

**૧૪ સુંઠયાદિ ક્વાથ**--સુંઠ, નાગરમોથ, ગળો, હળધર અને ધાણાનો ક્વાથ વાતજ્વરનો નાશ કરે છે.

**૧૫ અર્કાદિ ક્વાથ**--( ૧ ) આકડાનાં મૂળ, ધમાસો, કરીયાતું, દેવદાર, રાસ્ના, વજ, નગોડ, અરણીનાં મૂળ, સરગવાની અંતરછાલ, પીપર, પીંપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ સુંઠ, અતિવિષ અને ભાંગરો સમાન ભાગ; ત્રિદોષજ્વર, ધનુર્વા, શીતજ્વર, શ્વાસ કાસ, સુતિકાજ્વર, વાતરોગ વગેરે મટાડે છે. વૈધ.

**૧૬ અર્કાદિ ક્વાથ**--( ૨ ) આકડાનાં મૂળ, જીરૂં, ત્રિકટુ, ભારંગમૂળ, ભોંયરિંગણી, કાકડાશિંગી, અને પુષ્કળ મૂળ, તેનો ક્વાથ ગોમૂત્રથી સિદ્ધ કરી પીવાથી શીતાંગ, સન્નિપાતજ્વર, મોહ, શ્વાસ, કફ નાશ પામે છે-નિ-૨.

**૧૭ અભયાદિ ક્વાથ**—હીમજ અથવા હરડે, નાગર-

મોથ, ધાણા, રતાંજલી. પદ્મક, અરડુશીનાં પાન, ઈંદ્રિજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાળીપાડ, સુંઠ, કડુ. અનુપાન--પીંપરનું ચૂર્ણ. ત્રિદોષજ્વર, તરસ, દાહ, ખાંસી, બકવા, દમ, તંદ્રા, વળી આ ઉકાળો દીપન પાચન અને મળ, મૂત્ર, વાયુ, ઝાડાનો કબજો, ઉલટી, મોંનું સુકાવું તથા અરૂચિનો નાશ કરે છે–શારંગ.

**૧૮ અમૃતાદિ ક્વાથ** ( ૧ )--ગળો તથા ત્રિફળાં તે ચાર વસ્તુનો ઉકાળો. અનુપાન–પીંપરનું ચૂર્ણ તથા મધ. જ્વર તથા સર્વનેત્રરોગ–નિ–ર.

**૧૯ અમૃતાદિ ક્વાથ** ( ૨ ) ગળો, એરંડાનું મૂળ તથા અરડુશીનાં પાન તેનો ઉકાળો એરંડીયું તેલ નાંખીને પીવો. આમવાત; જ્વર તથા વાતરક્ત–નિ–ર.

**૨૦ અમૃતાષ્ટક**--ગળો; લીંબડાની અંતર છાલ, કડુ મોથ; ઇંદ્રજવ, સુંઠ; કડવાં પરવળ; રતાંજલી; અનુપાન–પીંપરનું ચૂર્ણ પિત્તકફજ્વર; ઉલટી; અરૂચિ; લાળ વહેવી; દાહ; તરસ–શારંગ.

**૨૧ આરગ્વધાદિ ક્વાથ**--ગરમાળો; પીપળીમૂળ; નાગરમોથ; કડુ; હીંમજ; વાતકફજ્વર; તેમજ આમશુળ; ઝાડો ઉતારીને દીપન પાચન પણ કરે છે–શારંગ.

**૨૨ ઇંદ્રયવાદિ ક્વાથ**—ઇંદ્રિજવ; ધાણા; પટોલ; તેનો ઉકાળો મધ તથા સાકર મેળવી પીવો. જ્વર સાથેના સર્વ અતિસાર–શારંગ.

**૨૩ કંટકાર્યાદિ પાચન**—બે જાતની ભોરીંગણી; સુંઠ; ધાણા; દેવદાર. આ ક્વાથ પાચન કરનારો હોવાથી સર્વ જ્વરમાં આપી શકાય–શારંગ.

**૨૪ કટ્ફલાદિ ક્વાથ**–( ૧ )--કાયફળ; મોથ; ભારંગમૂળ; ધાણા; રોશ ( રોસાનું ઘાસ ) ખડસલીઓ; વજ; હરડે; કાકડાશીંગી; સુંઠ; દેવદાર; કફજ્વર; શ્વાસ; કફ; ગલગ્રહ–શારંગ.

**૨૫ કટ્ફલાદિ ક્વાથ** ( ૨ )–કાયફળ; ઇંદ્રજવ; કાળી

પાટ કડુ નાગરમોથ; **તીવ્ર પિત્ત જ્વરમાં તાવના** આરંભમાં તથા આરંભ પછી દશ દિવસે પાવો–શારંગ.

**૨૬ કુટજાષ્ટક ક્વાથ**—કડાછાલ અતિવિષ, કાળીપાટ; ધાવડીનાંફૂલ, લોધર, નાગરમોથ, કાળોવાળો, દાડમની છાલ; તેના ક્વાથમાં મધ તથા મોચરસનું ચૂર્ણ નાખીને પીવો, અતિસાર સાથે દાહ તથા જ્વર, લોહી, શૂળ તથા આમ ( ૫૩ ) હોય એવો ઝાડો એટલે મરડો મટે છે–શારંગ.

**૨૭ ગડુચ્યાદિ ક્વાથ**—ગળો, ધાણા, વાળો, સુંઠ કાળો વાળો, ખડસલીયો, બીલાં, અતિવિષ, કાળીપાટ, રતાંજલી, કડાછાલ, કરીયાતું, નાગરમોથ, ઇંદ્રજવ. **અનુપાન**—ઉકાળો કરીને મધ નાખવું. જ્વરાતિસાર એટલે તાવ સાથે ઝાડો હોય તેમાં તથા રક્તપિત્તમાં આપવો–શારંગ.

**૨૮ ગુડુચ્યાદિ ક્વાથ ( ૨ )**—ગળો, ધાણા, નાગરમોથ, રતાંજલી, વાળો, સુંઠ. **અનુપાન**—મધ તથા સાકર. એકાંતરો તાવ, તરીયો તાવ, ચોથીઓ તાવ, તરસ તથા દાહ–શારંગ.

**૨૯ ગડુચ્યાદિ ક્વાથ ( ૩ )** ગળોનો ઉકાળો કરીને તેમાં પીંપરનું ચૂર્ણ મેળવીને પીવો. જીર્ણ જ્વર–શારંગ.

**૩૦ ગડુચ્યાદિ ક્વાથ ( ૪ )**—ગળો, ધાણા, લીંબડાની અંતર છાલ, રતાંજલી, પદમક; સર્વજ્વર, તૃષા, ઉલટી, અરૂચિ તથા મંદાગ્નિ–શારંગ.

**૩૧ ગડુચ્યાદિ પાચન**—ગળો, પીંપળીમૂળ તથા સુંઠ. વાતજ્વરના સંપૂર્ણ લક્ષણ માલમ પડયા પછી તાવને સાતમે દિવસે આ ઉકાળો પીવો. વાતજ્વર–શારંગ.

**૩૨ જલાદિ ક્વાથ**—મોથ, પદ્મક, ખડસલીઓ, સુખડ જાઇ. શતાવરી, જેઠીમધ, લીંબડાની અંતર છાલ, વાળો, ચિત્રક અને રતાંજળી તેનો ક્વાથ; રક્તષ્ઠીવી સન્નિપાત જ્વરમાં ( મોંમાંથી લોહી પડતું હોય તે સન્નિપાતમાં મધમાં પીવો–નિ. ૨.

**૩૩ જલધરાદિ ક્વાથ**—મોથ, રતાંજળી, સુંઠ; વાળો, કાળો વાળો અને ખડસલીઓ તેનો ક્વાથ; રૂગ્દાહ સંનિપાત જ્વર–નિ. ૨.

**૩૪ દશમુળાદિ ક્વાથ**—શાલવણ મૂળ, પીડવણ મૂળ, બેઠી તથા ઉભી ભોરીંગણીનાં મૂળ, ગોખરૂનાં મૂળ, બીલીના મૂળ, અરણીના મૂળ, અરડુશીનાં મૂળ, શીવણ મૂળ અને પાટલા મૂળ. **અનુપાન**–પીંપરનું ચૂર્ણ, વાત કફ જ્વર, સન્નિપાત જ્વર સુવાવડી સ્ત્રીના જ્વર, આંચકી વગેરે સર્વ વિકારો; અને શોષ, શીતતા, અતિ પરસેવો, શ્રમ, ખાંસી, દમ, તંદ્રા, મસ્તક શૂળ વગેરે–શારંગ.

**૩૫ દશમૂળ ક્વાથ**—દશમૂળના ક્વાથમાં જવખાર તથા સિંધાલુણ નાંખીને પીવાથી હૃદયનો રોગ ગુલ્મ, શૂળ, જ્વર સાથે ખાંસી, શ્વાસ મટે છે–નિ–૨.

**૩૬ દ્રાક્ષાદિ ક્વાથ**—દ્રાક્ષ, હીમજ, નાગરમોથ, કડુ ગરમાળો, ખડસલીઓ; પિત્તજ્વર સાથે તરસ, મૂર્છા, દાહ, રક્તપિત્ત–શારંગ.

**૩૭ દાર્વ્યાદિ ક્વાથ**—( ૧ ) દારૂ હળધર, રસવંતી, નાગરમોથ, ભીલામાં, બીલાં, અરડુશીનાં પાન, કરીયાતું તેનો ઉકાળો ઠંડો પાડી મધ નાંખીને પીવો. સૂતિકા જ્વર ( સુવાવડનો તાવ ), સ્ત્રીઓનો શૂળ સાથેનો પ્રદર રોગ, ધુપણી–શારંગ.

**૩૮ દાર્વ્યાદિ ક્વાથ** ( ૨ ) દારૂ હળધર, પટોળ, મોથ ભોરિંગણી, કડુ, હળધર, કડવો લીંબડો, હરડે, બેહેડાં આમળાં. એનો ક્વાથ ભુગ્ન નેત્ર નામના સન્નિપાત જ્વરમાં આપવો–નિ–૨

**૩૯ દ્વાત્રિંશાંગ ક્વાથ**—ભારંગમૂળ, કરીયાતું, લીંબડાની છાલ, મોથ, કડુ, વજ, સુંઠ, મરી, પીંપર અરડુશી, ઈંદ્રિવારૂણી, રાસ્ના, ધમાસો, પટોળ; દેવદાર, હળદર, કાળીપાટ, ઝેરકોચલાં, બ્રાહ્મી, દારૂ હળધર, ગળો, નસોત્તર, અતિવિષ, પુષ્કરમૂળ, ત્રાયમાણ, મોટી ભોરીંગણી, નાની ભોરીંગણી, ઈંદ્રિજવ, હરડે, બેહેડાં, આમળાં, કચોરો એ ૩૨ વસ્તુનો ક્વાથ; તેર જાતના સન્નિપાત જ્વર, શૂળ,

ખાંસી, દમ, ઉરૂસ્તંભ, કફ વિગેરે ભયંકર દરદોને મટાડે છે નિ-૨.

**૪૦ દેવદાર્વ્યાદિ કવાથ**—( ૨ )—દેવદાર, વજ, કઠ, પીપર, સુંઠ, કાયફળ, મોથ, કરીયાતુ, કડુ, ધાણા, હીમજ ગજપીંપર, બેઠી ભોરીંગણી, ગોખરૂ, ધમાસો, અતિવિષ, ગળો, કાકડાશિંગી, શાહજીરૂં, સુવાવડી સ્ત્રીના સર્વ રોગ, પેટનું શૂળ, ખાંસી, તાવ શ્વાસ, મૂર્છા, મસ્તક શૂળ, કંપવાયુ, તાંણુ વગેરે-શારંગ.

**૪૧ નાગરાદિ કવાથ**—( ૧ ) સુંઠ, કડાછાલ, નાગરમોથ, ગળો, અતિવિષ; જ્વરાતિસાર, તાવ, તથા ઝાડો-શારંગ.

**૪૨ નાગરાદિ કવાથ** ( ૨ ) સુંઠ, એરંડાના મૂળ તેના ઉકાળામાં શેકેલી હીંગ તથા સંચળ નાંખી પીવાથી અથવા ઇંદ્રિજવના ઉકાળામાં એ ચીજ નાંખીને પીવાથી વાયુનુ શૂળ મટે છે-શારંગ.

**૪૩ નાગરાદિપાચન**—સુંઠ, દેવદાર, ધાણા, બેઠી ભોરીંગણી, તાવમાં પ્રથમ આ પાચન ઉકાળો આપવાથી આ તાવ જાય છે.—શારંગ.

**૪૪ નિદિગ્ધિકાદિ કવાથ**—ભોરીંગણી, ગળો, સુંઠ, **અનુપાન**—પીંપરનું ચૂર્ણ, શ્વાસ, તથા ખાંસી સાથેનો તાવ, તેમજ સળેખમ, શુળ, સ્વરભંગ અને જીર્ણજ્વરમાં અપાય—શારંગ.

**૪૫ નિંબ કવાથ**—લીંબડાની અંતરછાલને આઠગણા પાણીમાં ઉકાળી ક્વાથ કરવો. આ ક્વાથ તાવને રોકે છે—વૃંદ.

**૪૬ પટોલાદિ કવાથ**—( ૧ )—કડવાં પરવળ, હરડે, બેહેડાં આમળાં, કડુ, કચોરો, અરડુશીનાં પાન, ગળો. **અનુપાન**—મધ, કફજ્વર-શારંગ.

**૪૭ પટોલાદિ કવાથ** ( ૨)—પટોળ, રતાંજલી, મોરવેલ કડુ, કાળીપાટ, ગળો; પિત્ત કફજ્વર, ઉલટી,.દાહ, ખરજ, વિષ-શારંગ.

**૪૮ પટોલાદિકવાથ** ( નં. ૩) પરવળ, હરડે, બેહેડાં, આંમળા, લીંબડાની અંતરછાલ, દ્રાક્ષ, ગરમાળાનો ગોળ, અરડુસીનાં પાન—**અનુપાન**—સાકર તથા મધમાં રોજીંદો તાવ અને એકાંતરીયો તાવ-ટાઢીયો તાવ—શારંગ.

**૪૯ પટોલાદિકવાથ** ( ૪ )—પરવળ, હરડે, બેહેડાં, આમળાં, નાગરમોથ, દ્રાક્ષ, જેઠીમધ, ગળો અરડુસીનાં પાન. **અનુપાન**—મધ, સતત, સંતત એકાંતરીયો. તરીઓ, ચોથીઓ, વગેરે તાઢીયા, આંતરીયા તાવ—શારંગ.

**૫૦ પથ્યાદિ કવાથ** (૨)—હરડે, અરડુશો, ફાલસાં, દેવદાર, કડુ, રાસ્ના, ગળો અને કઠકુલીંજન, એનો કવાથ. અંતક સન્નિપાત જ્વર. નિ—૨.

**૫૧ પર્પટાદિ કવાથ** (૨)-ખડસલીઓ, નાગરમોથ, ગળો, સુંઠ, કરીયાતુ, તેને 'પંચભદ્ર' કહે છે. વાતપિતજ્વર–શારંગ.

**૫૨ પર્પટાદિ કવાથ** (૩)—ખડસલીઆનો ઉકાળો, પીપરનું ચૂર્ણ મેળવીને પાવો. પિત્તજ્વર—શારંગ.

**૫૩ પિપ્પલીકવાથ**—પીંપર તોલો ૧ તેને આઠગણા પાણીમાં ઉકાળવી, ચતુર્થાંશ પાણી રાખવું, અગ્નિ દીપન કરે. જ્વર, કફ, વાત તથા બરોલ—વૃંદ.

**૫૪ બ્રાહ્મ્યાદિ કવાથ**—બ્રાહ્મી, વજ, શતાવરી, ત્રિફળાં, કડુ બલા, ગરમાળાનો ગોળ, કરીયાતુ, લીંબડો, પટોળ, દ્રાક્ષ, અને દશમૂળ તેનો કવાથ—ચિત્તભ્રમ સન્નિપાત જ્વર—નિ. ૨.

**૫૫ ભારંગ્યાદિ કવાથ**—ભારંગમૂળ, ગળો, મોથ, ભોરીંગણી, હરડે, પુષ્કરમૂળ, અને સુંઠ, તેનો કવાથ ત્રણ દિવસ આપવો. તંદ્રિક સન્નિપાત જ્વર—નિ. ૨.

**૫૬ ભૂનિંબાદિ કવાથ**—કરીયાતુ, લીંબડાની છાલ, પીપર, કચોરો, સુંઠ, શતાવરી, ગળો, ભોરીંગણી. કફજ્વર–શારંગ.

**૫૭ મુસ્તાદિ કવાથ**—( ૧ ) મોથ, વાળો, દશમૂળ, સુંઠ, ખડસલીઓ, પિત્તપાપડો, રતાંજલી, ધાવડીની છાલ, અરડુસો, તેનો કવાથ પીવો. પ્રલાપક સન્નિપાતજ્વર–નિ. ૨.

**૫૮ મુસ્તાદિ કવાથ**—(૨) નાગરમોથ, ભોરીંગણી, ગળો સુંઠ, આમળાં. **અનુપાન**—મધ તથા પીંપરનુંચૂર્ણ વિષમજ્વર–શારંગ.

**૫૯ રસ્નાદિ કવાથ** (૧)—રાસ્ના, સુંઠ, ગળો, કાંટા શેળીઓ, મોથ, શતાવરી, હરડે, દેવદાર, કડુ, કચૂરો અરડુશો, એરંડમૂળ અને દશમૂળ તેનો કવાથ; સંધિક સંનિપાત જવર–નિ. ૨.

**૬૦ રાસ્નાદિ કવાથ** (૨)—રાસ્ના, આસંધ, મોથ, ભોયરીંગણી, ભારંગમૂળ, વજ, પુષ્કરમૂળ, કડુ, કાકડાશિંગી, હરડે, તેનો કવાથ. કર્ણકસન્નિપાત જવર જેમાં કાન તથા ગળામાં સોજો આવે છે—નિ. ૨.

**૬૧ રિંગણ્યાદિ કવાથ**--ભોયરીંગણી, ભારંગમૂળ, પુષ્કર મૂળ, કચોરો, કાકડાશિંગી, ધમાસો; તેનો કવાથ અભિન્યાસ સન્નિપાત જવર--નિ. ૨.

**૬૨ લઘુ ક્ષુદ્રાદિ કવાથ**--ભોયરીંગણી, સુંઠ, ગળો પોખરમૂળ, જે તાવમાં કફવાતનું જોર હોય તેમાં અપાય. તેમજ ત્રિદોષ જવર, ખાંસી, શ્વાસ, શુળ, અરૂચિ મટે—શારંગ.

**૬૩ વાસાદિ કવાથ**--(૩) અરડુશીનાં પાન, ભોરીંગણી, ગળો; તેનો ઉકાળો મધ નાંખી પીવો. તાવ તથા ખાંસી--શારંગ.

**૬૪ શૃંગ્યાદિ કવાથ**—કાકડાશિંગી, કડાછાલ, હરડે, મોથ કચોરો, કરીયાતું, ભારંગમૂળ. હળદર, કડુ; પુષ્કરમૂળ, ચિત્રક, મરી ભોયરીંગણી, અરડુસી; આમળાં; દેવદાર, બેહેડાં, ચવક, સુંઠ, પીંપર અને કાયફળનો કવાથ; કંઠકુબ્જ સન્નિપાત જવર.—નિ. ૨.

**૬૫ ષડંગ કવાથ**--(ષડંગ પાનીય) કાળોવાળો, વીરણવાળો, મોથ, ખડસલીઓ, સુંઠ, રતાંજલી, ઉકાળીને ઠંડુ કરેલું પાણી પીવું. તૃષા; દાહ તથા દાહજવર--વૈદ્ય.

**૬૬ સિંહ્યાદિ કવાથ**—ભોયરીંગણી, સુંઠ, પુષ્કરમૂળ, કડુ, રાસ્ના, ગળો, ભારંગમૂળ, કાકડાશિંગી, કચોરો, ધમાસો; અરડુશી, મોથ, બ્રાહ્મી, વજ; કરીયાતું; જીવ્હકસન્નિપાત--નિ. ૨.

**૬૭ ક્ષુદ્રાદિ કવાથ** (૧)--ભોયરીંગણી, કળથી અરડુશીનાં પાન, સુંઠ, પોખરમૂળનું ચૂર્ણ મેળવીને પીવે. જવર, શ્વાસ ખાંસી–શારંગ.

**૬૮ ક્ષુદ્રાદિ કવાથ**—(૨) ભોયરીંગણી, કરીયાતુ, કડુ, સુંઠ, ગળો, પોખરમૂળ ( કડ ) આઠ પ્રકારના તાવ—શારંગ.

**૬૯ ક્ષુદ્રાદિકવાથ** (૩)—ભોયરીંગણી. ધાણા, સુંઠ; ગળો; નાગરમોથ, પદ્મક, રતાંજલી, કરીયાતુ, કડવાં પરવળ, અરડુશીનાં પાન, પોખરમુળ, કડુ, ઇંદ્રિજવ. કડવા લીંબડાની છાલ; ભારંગમૂળ, ખડસલીઓ; પ્રાતઃકાળમાં આ ઉકાળો પીવો. સર્વ પ્રકારના ટાઢીઆ તાવ મટે છે—શારંગ.

## પુટપાક.

**૭૦ અરલુ [1]પુટપાક**—અરડુસીની છાલને વાટી પુટપાકની કૃતિ પ્રમાણે રસ કાઢી તે રસ મધ તથા મોચરસનું ચૂર્ણ નાંખી પીવો.

**માત્રા**—તોલા ૨ થી ૪ તાવ સાથેના સર્વ અતિસાર-શારંગ.

**૭૧ કંટકારિ પુટપાક**—ભોયરીંગણનું આખું ઝાડ તાજું ને તાજું વાટીને તેના કલ્કનો ( ચટણીનો ) ગોળો કરી પુટપાકની કૃતિ પ્રમાણે પકાવી રસ કાઢવો. **અનુપાન** પીંપરનું ચૂર્ણ જ્વર, ખાંસી, શ્વાસ, કફજ્વર-શારંગ.

**૭૨ બિભીતક પુટપાક**—બહેડાંની છાલને ઘીનો કરમરો દઇ તેના ઉપર ઘઉંના લોટની કણકનો લેપ કરવો અને પુટપાકની કૃતિ પ્રમાણે અંગારામાં શેકવો, તે છાલ મોંમાં રાખવી. જ્વર સાથે ખાંસી, શ્વાસ, સ્વરભંગ-શારંગ.

**૭૩ વાસા પુટપાક**—અરડુશીના પાનને વાટી તેના કલ્કનો ગોળો પુટપાકની કૃતિથી બાફી રસ કાઢવો. **અનુપાન**-મધ. **માત્રા**-તોલા ૨ થી ૪ રક્તપિત્ત સંનિપાત જ્વર ખાંસી, ક્ષય, કફ-શારંગ,

## પાક મોદક.

**૭૪ લસણપાક**—લસણની કળીઓ તો. ૪૦ તેને ચાર

---

[1] પુટપાક કરવાની રીત પાછળ આપી છે તે જુવો.

પાંચ દહાડા સુધી નિત્ય છાશમાં પલાળવી. નિત્ય આગલા દિવસની છાશ ફેંકી દેવી અને તાજી છાશ નાંખવી, આથી લસણુની વાસ દૂર થાય છે. પછી પાણીથી ધોઇ સાફ કરીને વાટી તેની લુગદી ૧ મણ દુધમાં ઉકાળી તેનો માવો બનાવવો. તે માવામાં જોઇએ તેટલું ઘી નાંખીને ફીટી કરી દાણો પાડવો. પછી સાકર શેર ૧૫ તેની ચાસણી કરી તેનો ઉપલો દાણો પાડવો. તથા બદામ, ચારોળી, પસ્તાં ઇચ્છા મુજબ નાંખવાં; તેમજ મુગલાઇએદાણા પણ તોલા ૪ નાંખવાં. **માત્રા**–તો. ૨॥ થી ૫ વાતજ્વર, વિષમજ્વર, જીર્ણ જ્વર, વાતવ્યાધિ અને મંદાગ્નિમાં ફાયદો કરે છે.

**૭૫ સૌભાગ્ય શુંઠીપાક**—સુંઠ ( ઉંચી ) તો. ૩૨ નું ચૂર્ણ કરી તેને ગાયના ઘીનો પ્રાઓ દઇ આઠ શેર ગાયના દુધમાં નાંખી માવો કરવો. પછી તે માવામાં ઘી નાંખતાં જવું ને હલાવતાં જવું. તેથી દાણો છુટો પડશે. પછી સાકર શેર ૮ ની ચાસણી કરી તેમાં દાણો તથા ધાણા તો. ૦।, વરીયાળી તો. ૧।, વાવડીંગ, સુંઠ, નાગકેસર, મરી, પીપર મોથ, એ દરેક તો. ૪, એ સર્વ ચૂર્ણ તથા મરજી માફક બદામ, પસ્તાં, ચારોળી ને ઘી નાંખી પાક તૈયાર કરવો. **માત્રા**–તો. ૫ સુવાવડના રોગ, તરશ, ઉલટી, જ્વર, બળતરા, શોષ, શ્વાસ, ઉધરસ, બરોલ, કૃમી, વગેરે સ્ત્રીઓના રોગ મટે છે.

**૭૬ જીરાપાક**—જીરૂં ખાંડેલ શેર ૧, તેનો દુધ શેર ૪ માં માવો કરવો, તે માવાને ઘીમાં શેકી દાણો પાડવો. સાકર શેર ૨ ની ચાસણી કરી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીપર, સુંઠ, જીરૂં, મોથ, વાળો, દાડમની છાલ, રસાંજન, ધાણા, હળદર, સાલમ, વંશલોચન, તપખીર એ દરેક તો. ૨ નું ચૂર્ણ તથા ઉપલો દાણો ચાસણીમાં નાંખી પાક કરવો. **માત્રા**–તો. ૫ પ્રદર, રક્તપિત્ત, મોંઢાનો રોગ, પ્રમેહ, પથરી, જીર્ણજ્વર, દાહ, પીનસ, અર્શ વગેરે મટે છે.

**૭૭ મેથીપાક**—મેથી દાણા તોલા ૧૦, સુંઠ તો. ૧૦

આ બેનું ચૂર્ણ કરી દૂધ શેર ૫ માં રાંધી માવો તૈયાર થાય એટલે તેમાં ઘી નાંખતા જવું ને હલાવતાં જવું છુટો દાણો પડેથી તે કાઢી લેવો; પછી સાકર શેર ૨ ની ચાસણી કરી તેમાં ઉપલો દાણો, નાંખવો, તેમજ પીપર, સુંઠ, પીપરીમૂળ, અજમોદ, ધાણા, જીરૂ, વરીઆળી, જાયફળ, કચોરો, તજ, તમાલપત્ર, મોથ, એ સર્વ દરેક તો. ૪ નું બારીક ચૂર્ણ નાખવું અને તેના લાડુ બનાવવા **માત્રા**—તોલા ૫ આમવાત, સર્વ વાતરોગ અને સ્ત્રીઓના સુવાવડના જ્વર તથા વાતરોગમાં અપાય છે.

## ચૂર્ણ.

૭૮ **અતિવિષ ચૂર્ણ**—અતિવિષની કળીનું ચૂર્ણ. **માત્રા**—નાના બાળકોને ૧ રતીથી બે વાલ. **અનુપાન**—ગાયની છાશ. **માત્રા**—બે આની ભારથી પાવલીભાર. પાણી જેવો ઝાડો જ્વર સાથેનો, તથા ઝાડો બંધ થાય—શારંગ.

૭૯ **કટફલાદિ ચૂર્ણ** (૧)—કાયફળ, નાગરમોથ; કડુ, સુંઠ, કાકડાશિંગી, પોખરમૂળ. **અનુપાન**—મધ અથવા આદુનો રસ. **માત્રા**—બે આની ભારથી પાવલીભાર. તાવ, ખાંસી, શ્વાસ, અરૂચિ વાયુ; ફિલટી, શૂળ, ક્ષય,—શારંગ.

૮૦ **કટફલાદિ ચૂર્ણ** (૨)—કાયફળ, પોખરમૂળ, કાકડાશિંગી, નાગરમોથ, સુંઠ, માત્રા—બેઆનીભારથી પાવલીભાર—કફજ્વર શ્વાસ, કફપિત્ત.

૮૧ **નિંબાદિ ચૂર્ણ**—લીંબડાનાં તાજાં પાન સુકવેલાં તોલા ૧૦, સુંઠ તોલો ૧, પીપર તોલો ૧, મરી તોલો ૧; હરડે તોલો ૧; બેહેડાં તોલો ૧; આમળાં તોલો ૧; બોડી અજમોદ તોલો ૧; સીંધાલુણ તોલો ૧, સંચળ તોલો ૧; વડાગરૂં તોલો ૧, જવખાર તોલા ૨, સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ. **માત્રા**—તોલા ૦। થી ૦॥ આંતરીયો તાવ, ચોથીયો તાવ, જીર્ણજ્વર, વિષમજ્વર—ભા. પ્ર.

૮૨ **નિંબપત્રાદિચુર્ણ** [નં. ૨]—લીંબડાનાં તાજાં સુકાં

પાન તોલા ૪, હરડે તોલો ૦lll; આમળાં તોલો ૦lll, હળદર તોલો ૦l, તેનું બારીક ચૂર્ણ. **માત્રા**—તોલો ૦l ફિરંગરોગ. બહારનો તેમજ અંદરનો તથા તે સાથેનો તાવ.—ભા. પ્ર.

**૮૩ પંચનિંબ ચૂર્ણ**—કડવા લીંબડાનાં મૂળ, પાન, ફળ ફૂલ તથા છાલ. તે સર્વને સમભાગે ચૂર્ણ તોલા ૬૦, લોહભસ્મ, હીમજ કુવાડીયાનાં બી, ચિત્રકમૂળ, ભીલામાં, વાવડીંગ; સાકર, આમળાં, હળદળ, પીપર, મરી, સુંઠ, બાવચી, ગરમાળો, ગોખરૂ એ દરેક તોલા ૪ પછી તે બન્ને પ્રકારના ચૂર્ણ એકત્ર મેળવીને અનુક્રમે ભાંગરાના રસની, ખેરસારના કવાથની, બીબલાના કવાથની દરેકની એક એક દિવસ ભાવના દઈ સુકવીને રાખવું. **અનુપાન**—ખેરની છાલના કવાથમાં કે બીબલાની છાલના કવાથમાં કે દુધમાં. **માત્રા**—૧ તોલો. એક માસ સેવન કરવાથી જીર્ણજ્વર, રક્તકુષ્ટ ગતજ્વર અને સર્વ કુષ્ટરોગ એટલે ચામડીના રોગો મટે-શારંગ.

**૮૪ પંચસમ ચૂર્ણ**—સુંઠ, હીમજ; પીપર, નશોતર, સંચળ તેનું ચૂર્ણ. **અનુપાન**—પાણી. **માત્રા**—તોલો ૦)॥ થી તોલો ૦l જ્વર, જીર્ણજ્વર, મળાવરોધ [ઝાડો બંધ] શૂળ, આફરો; ઉદરરોગ હરસ તથા આમવાત—શાર્ઙ્ગ.

**૮૫ પાચક ચૂર્ણ**—ચિત્રકમૂળ ભાગ ૧; શેકેલી હીંગ ભાગ ૦lll; પીંપરીમૂળ ભાગ ૧, અજમોદ ભાગ ૧, સાજીખાર ભાગ ૦lll સિંધાલુણ ભાગ ૦lll, મીઠું ભાગ ૧, સુંઠ ભાગ ૧; પીપર ભાગ ૧; મરી ભાગ ૧; ચવક ભાગ ૧; જવખાર ભાગ ૧; સંચળ ભાગ ૦lll; સાબરમીઠ ભાગ ૦lll; તેનું ચૂર્ણ કરીને પ્રથમ લીંબુના રસની ભાવના દેવી; પછી બીજી દાડમના રસની ભાવના દઇ સુકવવું જીર્ણજ્વર વિષમજ્વર; અજીર્ણ તથા અગ્નિમાંદ્ય તથા ચુંક; આફરો; અને ઉદર રોગ મટે છે. **માત્રા**—એ આનીભારથી ૦l રૂ. ભાર. **અનુપાન**—પાણી સાથે.

**૮૬ મહાસુદર્શન ચૂર્ણ**—હરડે; બેહેડાં; આમળાં; હળદર;

દારૂહળદર; મેઠી ભોયરીંગણી; ખડસલીયો, મોથ; ત્રાયમાણ; નેત્રવાળો; લીંબડાની અંતરછાલ; પુષ્કળમૂળ; જેઠીમધ; કડાછાલ; અજમોદ; ઈંદ્રજવ. ભારંગમૂળ; સરગવાના બી; ફુલાવેલ ફટકડી: વજ; તજ; પદમક; વાળો; સુખડ; અતિવિષ; બલા; સાલવણ; પીઠવણ; વાવડીંગ તગર, ચિત્રક; દેવદાર; ચવક; પટોળ; જીવક; ઋષભક; લવંગ; વાંસ-કપૂર; ધોળું કમળ; કાકોલી; તમાલપત્ર; જાવંત્રી; તાલીશપત્ર; સુંઠ મરી; પીંપર; પીપરીમૂળ; મોરવેલ; ગળો; ધમાસો; કડુ; કચોળુ; એ સર્વના વજનથી અડધુ કરીઆતુ તે સર્વનું બારીક ચૂર્ણ કરવું. **માત્રા**—તોલો ૦।. **અનુપાન**—ઠંડુપાણી ત્રિદોષજ્વર; સર્વ જ્વર બએ દોષવાળા તાવ; આગંતુકજ્વર; ધાતુગતજ્વર; વિષમજ્વર; સન્નિપાતજ્વર; જીર્ણજ્વર; માનસીક જ્વર; શીતજ્વર; આંતરીઓ તાવ—શારંગ.

**૮૭ મળશુદ્ધિનું ચૂર્ણ**—હરડેની છાલ ૨ તોલા; મીઠી-આવળ ૨ તોલા; રેવંચીનો શીરો ૦॥ તોલો. મરી ૦॥ તોલો; સુંઠ ૧ તોલો; સંચળ તોલો ૦॥; સીંધાલુણ ૧ તોલો; તેનું ચૂર્ણ રાત્રે ગરમ પાણીમાં લેવું. **માત્રા**—૩ થી ૪ માસા.

**૮૮ લઘુ સુદર્શન ચૂર્ણ**—ગળો, પીંપર, પીંપરીમૂળ, કડુ, હરડે, સુંઠ; લવીંગ; લીંબડાની અંતર છાલ; તજ; સુખડ; આ સર્વ ચુરણના વજનથી અડધુ કરીયાતાનું ચૂર્ણ મેળવવું. ત્રિદોષ તથા સર્વ જ્વરનો નાશ કરે છે.

**૮૯ લવંગાદિ ચૂર્ણ**—લવંગ; કપૂર; એલચી; તજ; નાગકેસર; જાયફળ; વાળો; સુંઠ; શાહજીરૂ; કૃષ્ણાગરૂ; જટામાંસી; કાળુકમળ; પીંપર; સુખડ; તગર; નેત્ર વાળો કંકોલ; સર્વનું ચૂર્ણ કરી સર્વથી અડધી સાકર મેળવવી. સર્વજ્વર; ક્ષય; હૃદય રોગ; કંઠ રોગ; ખાંસી; હેડકી; પીનસ; શ્વાસ અતિસાર; ઉરક્ષત; પ્રમેહ; અરૂચિ; ગુલ્મ; સંગ્રહણી **અનુપાન**-પાણી અગર મધ. **માત્રા**-૨ વાલ થી ૮ વાલ-શારંગ.

**૯૦ વૃદ્ધ દારૂ ચૂર્ણ**—વરધારાના ચૂર્ણને શતાવરીના રસની ૭ ભાવના દઈ સુકાવવું; **માત્રા** તોલા ૦। થી ૦॥ **અનુપાન** દુધ શરીરમાં શક્તિ તથા મગજને પુષ્ટિ આપે છે; થાક ઉતારે છે, જીર્ણ ઉધરસ; જ્વર, તથા દમ; હાંફણુ વગેરેમાં ફાયદો કરે છે,

**૯૧ શતાવર્યાદિ ચૂર્ણ**—શતાવરી; ગોખરૂં; કૌવચના બી; નાગબલા; બળદાણા; એખરો; **માત્રા**–તોલા ૦। થી ૧ **અનુપાન**–ગાયનું દુધ રાત્રે પીવાથી વાજીકરણ ગુણ આપે છે.

**૯૨ સિતોપલાદિ ચૂર્ણ**—સાકર તોલા ૧૬; વાંસ કપુર તોલા ૮; પીંપર તોલા ૪; એલચી તોલા ૨; અને તજ તોલા ૧ **અનુપાન** મધ તથા ઘી **માત્રા**–તોલો ૦। સર્વ પ્રકારના જ્વર, શ્વાસ; ખાંસી; ક્ષય; હાથ પગનો દાહ અગ્નિમાંદ્ય; જીભનું જડપણું; પડખાનું શૂળ; અરૂચિ જીર્ણતાવ; નાક તથા મોંમાંથી પડનાર રક્તપિત્ત.

**૯૩ હરિતકર્યાદિ ચૂર્ણ**—હીમજ, અતિવિષ; સીંધાલુણ; સંચળ; વજ; શેકેલી હીંગ **અનુપાન**–ગરમ પાણી **માત્રા**–૨ વાલથી ૮ વાલ જ્વર, આમાતસાર. (મરડો)

**૯૪ હિંગ્વાષ્ટક ચૂર્ણ**—સુંઠ તો. ૧ મરી તો. ૧ પીંપર તો. ૧ સિંધાલુણ તો. ૧ જીરૂં તો. ૧ શાહજીરૂં તો. ૧ ફુલાવેલી હીંગ તો. ૧ **અનુપાન** ઘી, **માત્રા**–તોલા ૦। મંદાગ્નિ વાયુ, ચુંક વગેરે.

## ગુટિકા.

**૯૫ અજમોદાદિ ગુટિકા**—અજમો; હરડે; ખારેક, કેસર એ દરેક ૧ ભાગ; જાયફળ; મોચરસ; અફીણ એ દરેક ૦॥ ભાગ જાવંત્રી; લવીંગ તથા મધ એ દરેક ૨ ભાગ; એ સર્વને પાણીમાં ઘુંટીને બાજરીના દાણા જેવડી ગોળીઓ વાળવી. બાળકોના ઝાડા; ઉલટી; અનિંદ્રા; બાળાગોળી તરીકે પણ આ ગોળી આપી શકાય.

**૯૬ અમૃતાદિવટી**—શુદ્ધ વછનાગ; તો. ૨; કોડીની ભસ્મ તો ૫; મરી તો. ૯; એ ત્રણેને પાણીમાં ઘુંટી મગ જેવડી ગોળી વાળવી. **માત્રા**–ગોળી ૧–૨ **અનુપાન**–આદુને રસ અથવા પાણી કફ; ત્રિદોષજ્વર; અગ્નિમાંદ્ય.

**૯૬/૧ અમરસુંદરવટી**—સુંઠ, મરી, પીંપર, હરડે, બેહેડાં આમળા, પીપરીમૂળ, રેણુકબીજ, ચિત્રક, લોહભસ્મ, તજ તમાલપત્ર, એલચી, નાગકેસર, શુદ્ધ પારો, ગંધક, વછનાગ, વાવડીંગ, અકલકરો અને મોથ તેના બારીક ચૂર્ણમાં બમણો ગોળ મેળવી ચણા જેવડી ગોળી કરવી. માત્રા–ગોળી ૧ થી ૨ અપસ્માર, સન્નિપાત, દમ, ખાંસી, મૂળ વ્યાધિ, સર્વ જાતના વાતરોગ, ઉન્માદ.

**૯૭ ચંદ્રપ્રભાગુટી**—કચેરો વજ, મોથ, કરીયાતુ, ગળો, દેવદાર, હળદર, અતિવિષ, દારૂ હળદર પીપરીમૂળ, ચિત્રક ધાણા, હરડે, બહેડાં, આમળા ચવક, વાવડીંગ, ગજપીંપર, સુંઠ, મરી, પીપર, સુવર્ણ માક્ષિક, જવખાર, સાજીખાર, સીંધાલુણ સંચળ અને બીડલુણ, દરેક તો. ૦।, નસોતર, દાંતીમૂળ તમાલપત્ર, તજ, એલચી, અને વાંસ કપુર દરેક તો. ૧ લોહભસ્મ તો. ૨, સાકર તો. ૪, શીલાજીત તો. ૮, ગુગળ તો. ૮; સર્વનું ચૂર્ણ કરી પાણીમાં ગોળીઓ વાળવી. **માત્રા**–તો. ૦। **અનુપાન**-પાણી અથવા રોગાનુસાર સર્વ જાતના પ્રમેહ, મૂત્રકૃચ્છ, મૂત્રાઘાત, પાંડુ, પથરી, પ્રમેહ, પીટિકા ( ફોડલીઓ, કમળો, અંડવૃદ્ધિ, દાહ, નેત્રરોગ, સ્ત્રીઓના ઋતુદોષ, પુરૂષોના ધાતુ દોષ મટાડી વીર્ય તથા બળમાં વૃદ્ધિ કરે છે.

**૯૮ દ્રાક્ષાદિગુટિકા**—મોટી દ્રાક્ષ ( ગોસ્તની ) તો. ૨૦ પીંઢીઆવળ તો. ૪, મોટી હરડે તો. ૪, સાકર તો. ૪, જાવંત્રી માસા ૬, કેસર માસા ૩; એ સર્વનું ચૂર્ણ કરી દ્રાક્ષમાં ગોળી વાળવી. **માત્રા** તો. ૧ મળશુદ્ધિ સારી થાય. મળા શ્રિતવાયુ, અમ્લપિત્ત વગેરેને મટાડે.

**૯૯ પથ્યાદિગુટી**—હરડે તો. ૩૦, દંતીમૂળ તો. ૪, નસોતર તો. ૧, ચિત્રકમૂળ તો. ૪. પીપર તો. ૧; તેનું ચૂર્ણ, ગોળ તોલા ૩૨, ગોળમાં ગોળી તોલા ૦ાા ની કરવી. **માત્રા**-ગોળી ૧; શીળસ, જ્વર પાંડુ, હરસ, ખરજ, સંગ્રહણી.

**૧૦૦ લવંગાદિવટી**—લવીંગ, બેહેડાં, મરી, અને ખેરસારનું ચૂર્ણ કરી બાવળની છાલના ઉકાળામાં ગોળી કરવી; **માત્રા**-ગોળી ૨ થી ૪. કફ, શ્વાસ, ખાંસી જ્વર.

**૧૦૧ સંજીવની**—વાવડીંગ, સુંઠ, પીપર, ત્રિફલાં, વજ, ગળો, ભીલામાં, શુદ્ધ વછનાગ એ દશ વસ્તુના ચૂર્ણને ગોમૂત્રમાં ઘુંટી રતી રતીની ગોળી વાળવી. **અનુપાન**-આદુનો રસ. અજીર્ણ, ગુલ્મ, કોલેરા વગેરેમાં ૧ ગોળી, ઉલટીમાં ૨, સર્પ વિષમાં ૩, સન્નિપાતમાં ૪. ગોળી દેવી.

## ઘૃત.

**૧૦૨ અમૃતા ઘૃત**—ગળોને ખાંડી તેમાં ચારગણું પાણી નાંખી ચતુર્થાંશ ઉકાળો કરવો. પછી પાણી ગાળી લઇ તેમાં ઉકાળાના ચોથા ભાગનું ઘી તથા ઘીથી ચોથા ભાગનું ગળોના પાણીમાં વાટેલી ચટણી ( કલ્ક ) નાંખવી, તેમજ ઘીથી ચારગણું દુધ નાંખવું. પછી તેને ફક્ત ઘી બાકી રહે ત્યાં સુધી મંદ તાપથી ઉકાળવું. માત્રા ૨ થી ૪. વિષમજ્વર, જીર્ણજ્વર, વાતરક્ત, કુષ્ટ ( ચામડીનાં સર્વ રોગ ) વગેરે.

**૧૦૩ બ્રાહ્મીઘૃત**—બ્રાહ્મીનાં પાંદડાંનો રસ તોલા ૩૨, ઘી તોલા ૧૬, સુંઠ, મરી, પીપર, હળદર, નસોતર, દાંતીમૂળ, શંખાવળી, ગરમાળો, વાવડીંગ, એ દરેક તો. ૦ા લઇ ચટણી કરી બ્રાહ્મીનો રસ તથા ઘીમાં મેળવી ઉકાળવું. ઘી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. **માત્રા**-તો. ૩ થી ૪. અપસ્માર તથા ઉન્માદ મટાડે છે, અને યાદશક્તિને વધારે છે.

# તેલ.

**૧૦૪ નારાયણતેલ**—આસોદ, ખપાટ, બીલી, કાંકચ, મોટી ભોંયરીંગણી, ગોખરૂ, અતિબલા. ( એક જાતની ખપાટ ) લીંબડો, અરલુ, સાટોડી, નારી અને અરણી એ દરેક ઔષધ તો. ૪૦ લઈ પાણી તો. ૪૦૯૬ ( ચાર દ્રોણુ ) ભારમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથને ગાળી લેવો. પછી એ કવાથમાં તેલ તોલા ૨૫૬ ( એક આઢક ) શતાવરીનો રસ તોલા ૨૫૬ અને ગાયનું દુધ તોલા ૧૦૨૪ ( એક દ્રોણુ અથવા ચાર આઢક ) તથા નીચેનાં ઔષધોનો કલ્ક કરી નાંખવો, વજ, રતાંજળી, કઠ, એલચી, જટામાંસી, પત્થરફુલ, સીંધવ, આસંધ, ખપાટ, રાસ્ના, સુકવા, તેલીઓ દેવદાર, સમેરવો, ગધી સમેરવો, જંગલી અડદનો છોડ અને તગર તે દરેક ચાર ચાર તોલા તેની ચટણી મેળવી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલનો ઉપયોગ ભોજનમાં, અભ્યંગમાં, પીવામાં અને પીચકારીમાં થાય છે. અને તેથી પક્ષઘાત, હનુસ્તંભ, ગલગ્રહ, કુબ્જતા, બહેરાપણું, કેડનું ઝલાઈ જવું, ગાત્રનો શોષ, ઇંદ્રિયોનો ધ્વંસ, વીર્યનો નાશ, જ્વર, ક્ષય, અંગવૃદ્ધિ, માથાનું ઝલાઈ જવું પડખાનું શૂળ, ગૃધ્રસી વગેરે દરદો મટે છે.

**૧૦૫ લાક્ષાદિતેલ**—ઓરડી અથવા પીપળાની લાખ તો. ૨૫૬, પાણી તેનાથી ચોગણું, મંદ અગ્નિથી ઉકાળી ચતુર્થાંશ બાકી ( પાણી ) રાખવું, તે ગાળીને તેમાં નીચેની વસ્તુઓ નાંખવી. તલનું તેલ તો. ૬૪, ગાયના દહીંની છાશ અથવા આછ તો. ૨૫૬, વરીયાળી, આસંધ, હળદર, દેવદાર, કઠુ, રેણુક બીજ, મોરવેલ, કઠ, જેઠીમધ, સુખડ, નાગરમોથ રાસ્ના એ દરેક તો. ૧ તેનું ચૂર્ણ પછી મંદ અગ્નિથી તેલ પકાવવું. આ તેલ શરીરે મર્દન કરવાથી સર્વ વિષમજ્વર, શ્વાસકાસ, સળેખમ, કમ્મર તથા પીડનું શૂળ, વાતપિત્તનો કોપવાઈ, ઉન્માદ, ક્ષય, ભૂતબાધા ખરજ, અંગની દુર્ગંધ

વગેરે દરદો મટે છે. ગર્ભિણી સ્ત્રી આ તેલ નિત્ય શરીરે ચોળે તો ગર્ભ પુષ્ટ થાય છે.

## આસવ અને અરિષ્ટ.

**૧૦૬ અભયારિષ્ટ.**—હરડે તોલા ૪૦૦, દ્રાક્ષ તોલા ૨૦૦, વાવડીંગ તોલા ૪૦, મહુડાના ફૂલ તોલા ૪૦, તેને પાણી તોલા ૪૦૯૬ માં ઉકાળી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થયા પછી તેમાં ગોળ તોલા ૪૦૦, ગોખરૂં, નસોતર, ધાણા, ધાવડીના ફૂલ, ઇંદ્રિવારૂણીનાં મૂળ, ચવક, વરીઆળી; સુંઠ, દાંતીમૂળ, મોચરસ દરેક તોલા ૮ લઇ ચૂર્ણ કરી નાખવું પછી માટીના રીઢા વાસણમાં ભરી તેનું મોં કપડમાટીથી બંધ કરી એક મહિના સુધિ તડકે રાખવું, પછી તેને ગાળી કાઢી વાપરવું. **માત્રા**—દરદીની શક્તિ પ્રમાણે. અર્શ, ઉદરરોગ, સંગ્રહણી, પાંડુ, હૃદ્રોગ પ્લીહા, ગુલ્મ, સોજા—યોગરત્ના.

## દશ મૂલારિષ્ટ.

**૧૦૭ દશ મૂલારિષ્ટ.**—દશમૂળ, ( જુવો ઔષધ સૂચના ) દરેક તોલા ૨૦ ચિત્રક મૂળ તોલા ૧૦૦, પુષ્કર મૂળ (અથવા કઠ ) તોલા ૧૦૦ લોધર તોલા ૮૦, ગળો તોલા ૮૦, આંમળા તોલા ૬૪, ધમાસો તોલા ૪૮, ખેરની છાલ તોલા ૩૨, બીબલાની છાલ તોલા ૩૨, હરડેદળ તોલા ૩૨, તથા કઠુ, મજીઠ, દેવદાર, વાવડિંગ, જેઠીમધ, ભારંગી, કોઠું, બેહેડાં, સાટોડીનાં મૂળ, ચવક, જટામાંસી ઘઉલા, ઉપલસરી, શાહજીરૂં, નસોતર, રેણુંકબીજ, ( નગોડના બી ) રાસ્ના, પીંપર, સોપારી, પટકચૂરો, હળધર, વરીયાળી, પદ્મક, નાગકેસર, મોથ, ઇંદ્રિજવ, કાકડાશીંગી, જીવક તથા રૂષભકના અભાવે, વિદારીકંદ, મેદા–મહામેદાના અભાવે શતાવરી, કાકોલીના અભાવે આસંન, ઋદ્ધિ વૃદ્ધિના અભાવે વારાહીકંદ, એ દરેક તોલા ૮, લઇ ખાંડી સર્વથી આઠગણા પાણીમાં ઉકાળવું. પછી ચતુર્થાંશ પાણી

બાકી રહે ત્યારે તેને ગાળી લઇ માટલામાં ભરવું અને પછી દ્રાક્ષ તોલા ૨૫૬ લઇ તેનાથી ચાર ગણા પાણીમાં ઉકાળવી. ત્રણ ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને ઉતારી ઠંડુ થયા પછી તેને ઉપરના માટલામાં ક્વાથ ભેગું નાંખવું. પછી તેમાં મધ તોલા ૧૨૮, ગોળ તોલા ૧૬૦૦, મેળવવાં અને ધાવડીના ફૂલ તોલા ૧૨૦ અને કંકોળ, વાળો, સુખડ, જાયફળ, લવંગ, તજ એલચી, તમાલપત્ર, નાગકેસર પીંપર એ દરેક તોલા ૮ લઇ સર્વનું ચૂર્ણ કરી માટલામાં ઉકાળા ભેગું નાંખવું. તથા કસ્તુરી પણ ચાર માસા ( ૧ શાણ ) નાંખી તે માટલાને કપડ માટી કરી જમીનમાં દાટી રાખવું. પછી સારો રસ થયો જણાય એટલે બહાર કાઢી તેમાં નિર્મળીનાં બીજનું બારીક ચૂર્ણ થોડું નાંખવું, જેથી રસ નિર્મળ થાય છે. માત્રા—તોલા ૧ થી ૨ાા, સંગ્રહણી, અરૂચિ, શ્વાસ, ઉધરસ, ગુલ્મ, ભગંદર, વાતરોગ, ક્ષય, ફિલટી, પાંડુ, કમળો, ચામડીનાં દરદો, અર્શ પ્રમેહ, અગ્નિમાંદ્ય, ઉદર રોગ, શર્કરા ( પેસાબમાં ખડી જેવો ધોળો પદાર્થ જવો ) ઉનવા, ધાતુક્ષય, સૂતિકાજ્વર, વગેરે દરદ મટાડે છે. સ્ત્રીના વંધ્યા દોષને મટાડે છે. દુર્બળ માણસને સશક્ત બનાવે છે અને શરીરમાં વીર્ય તથા બળની વૃદ્ધિ કરે છે—યોગરત્ના.

૧૦૮ **ઉશીરાસવ**—વાળો, નેત્રવાળો, કમળ રાતાં શિવણ મગ, કમળકાળાં, ધઉંલા, પદ્મકાષ્ટ, લોધર મજીઠ, ધમાસો કાળીપાટ, કરીઆતું, કડુ, વડની છાલ ઉંબરાની છાલ, કચોરો, ખડસલીઓ, પિત્તપાપડો, સફેદ કમળ, પટોળ, કાંચનારની છાલ, જાંબુની છાલ, શિમળાની છાલ, દરેક તોલા ૪ નુ ચૂર્ણ, દ્રાક્ષ તોલા ૮૦, ધાવડીનાં ફૂલ તોલા ૬૪, પાણી તોલા ૧૦૪૮, સાકર તોલા ૪૦૦, મધ તોલા ૪૦૦, એ સર્વને એક માટલીમાં ભરી તેનું મોં કપડમાટીથી બંધ કરી એક માસ સુધી રાખી મૂકવું. પછી ગાળીને ઉપયોગમાં લેવું—**માત્રા** તોલા ૧ થી ૪ રક્તપિત્ત, પાંડુ, કુષ્ટ રોગ, પ્રમેહ, અર્શ, કૃમિ, પિત્તજ્વર, વિષમજ્વર, શોષ અને લોહી વિકારને મટાડે છે—શારંગ.

**૧૦૯ કુમારીકાસવ**—કુંવારનો ગરભ તોલા ૧૦૨૪, ગોળ તોલા ૪૦૦, હરડે તોલા ૧૦૦, પાણી તોલા ૧૦૨૪, એ સર્વને ઉકાળવું, ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું. તેમાં મધ તોલા ૨૫૬ ધાવડીનાં ફૂલ તોલા ૬૪, જાયફળ, લવીંગ, મરીચકંકોળ ચણકબાબ, જટામાંસી, ચવક, ચિત્રક, જાવંત્રી, કાકડાશીંગ; બેહેડા, પુષ્કર મૂળ, એ દરેક તોલા ૪ નું ચૂર્ણ. તામ્ર ભસ્મ તોલા ૨, લોહભસ્મ તોલા ૨, નાંખી માટીના રીઢા વાસણમાં ભરી રાખી મોં બંધ કરી ૨૦ દિવસ જમીનમાં અગર અનાજના ઢગલામાં રાખવું. પછી ગાળી લઈ ઉપયોગમાં લેવું. **માત્રા**-તોલા ૨ થી ૪, સ્ત્રીઓને રક્ત ગુલ્મ, પાંચ પ્રકારની ખાંસી, શ્વાસ, ક્ષય, ઉદરરોગ જ્વર, અર્શ, વાત વ્યાધિ અપસ્માર, મંદાગ્નિ, કોઠાનું શૂળ, ગુલ્મ, બરલ વિગેરેને મટાડે છે.—યો–ર

**૧૧૦ દ્રાક્ષાસવ**—દ્રાક્ષ તોલા ૪૦૦ પાણી તોલા ૮૧૯૨ ઉકાળી ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ ઠંડું થયા પછી મધ તોલા ૧૦૦ ખડીસાકર તોલા ૧૦૦, ધાવડીના ફૂલ તોલા ૬૦ અને કંકોળ, લવંગ જાયફળ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીપર ચવક, ચિત્રક, પીપરીમૂળ, ખડસલીઓ; પિત્તપાપડો દરેક તોલા ૪ લઇ તેનું ચૂર્ણ કરી મેળવી ઘીના રીઢા વાસણમાં સુખડ તથા કપૂર, વિગેરેનો ધૂપ દઇ તેમાં દ્રાક્ષાસવ નાંખીને તે વાસણ બે માસ સુધી તડકે રાખી મૂકવું. ત્યાર પછી ગળી ઉપયોગમાં લેવો. **માત્રા**-તોલા ૧ થી ૪ જ્વર, ખાંસી, શ્વાસ, ઉરક્ષત, મંદાગ્નિ, સંગ્રહણી, અર્શ, ગુલ્મ, ઉધરસ, કૃમિ, કુષ્ટરોગ, વ્રણ, નેત્ર તથા શિરોરોગ, આમ અજીર્ણ, પાંડુ વગેરે મટે છે-નિ-૨.

**૧૧૧ ધાત્ર્યાસવ**—પાકેલાં લીલાં આમળાં નંગ ૨૦૦૦ તેનો રસ કહાડી તેમાં ૄ મધ, સાકળ તોલા ૨૦૦, પીંપરનું ચૂર્ણ તોલા ૮ તે સર્વને ઘીના રીઢા માટીના વાસણમાં કે બરણીમાં રાખીને મોં બંધ કરી તે વાસણ ધાનના ઢગલામાં આશરે પંદર

દિવસ રાખવું. **માત્રા**-તોલા ૨ થી ૪ જ્વર, કમળો, પાંડુ, હૃદય રોગ, વાતરક્ત, વિષમજ્વર શ્વાસ, અરૂચિ વિગેરેને મટાડે છે. ચરક.

**૧૧૨ લોહાસવ**—લોહભસ્મ, સુંઠ, મરી, પીપર, હરડે, બેહેડાં, આમળાં, અજમોદ, વાવડીંગ, મોથ, ચિત્રકમૂળ એ અગીઆર વસ્તુ દરેક તોલા ૧૬ ધાવડીના ફૂલ તોલા ૮૦, આ બધાનું ચૂર્ણ, મધ તોલા ૨૫૬, ગોળ તોલા ૪૦૦, પાણી તોલા ૨૦૪૮, આ સર્વ વસ્તુને માટલામાં ભરીને ૧ માસ તડકે રાખી મૂકવું પછી ગાળી વાપરવું. **માત્રા**—તોલા ૨થી ૪ જ્વર મંદાગ્નિ, પાંડુ, સોજા, ગોળો, ઉદરરોગ, અર્શ, કુષ્ટરોગ, (ચામડીના વિકારો) બરલ, ચેળ, ખાંસી, દમ, ભગંદર, અરૂચી, સંગ્રહણી, હૃદ્રોગ વિગેરેને મટાડે છે—શારંગ.

**૧૧૩ વાસાસવ**—અરડુશીના તાજાં પાન તોલા ૨૦૦ તેને જરા ખાંડી તેને પાણી શેર ૪૦ ની અંદર ઉકાળી ચતુર્થાંશ બાકી રહે, ત્યારે તેને ગળી લઇ તેમાં શેર ૧૦ ગોળ, ધાવડીનાં ફૂલ તોલા ૩૪, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, ચણકબાબ, મરી, વાળો, એ દરેક તોલા ૪ લઇ ચૂર્ણ કરી મેળવી એક માટીના પાત્રમાં ભરી મોં બંધ કરી એક માસ રાખી મુકવું; પછી ગાળી કામમાં લેવું. **માત્રા**-તોલા ૧ થી ૪, જ્વરસાથે ઉધરસ, ક્ષય, ઉરઃક્ષત, જીર્ણજ્વર, વિશેષે કરી સોજામાં સારો ફાયદો કરે છે. નિ-ર.

## અવલેહ.

**૧૧૪ આર્દ્રકાવલેહ**—(૧) પાંચ શેર આદુને છોલીને તેનાં પાતળાં પતીકાં કરવાં તથા ધાણા, અજમોદ, લોહભસ્મ, જીરૂં, તજ, તમાલપત્ર, એલચી અને મોથ એ દરેક બબ્બે તોલા તેનું ચૂર્ણ કરવું. પછી પાંચ શેર ગોળનો પાક કરીને તેમાં આદુનો ચુરો તથા ચૂર્ણ મેળવી ચાટણ કરવું. **માત્રા**-તોલા ૨ થી ૪. ખાંસી સાથે જ્વર, પીનસરોગ, સળેખમ, હરસ, ગુલ્મ, સોજા તથા ક્ષય વિગેરેને મટાડે છે. વૈ.

**૧૧૫ આદુનુ ચાટણુ**—(૨) આદુનો રસ તોલા ૧૦, પાણી તોલા ૧૦, સાકર તોલા ૨૦, તેનો ધીમા તાપથી પાક કરવો, તેમાં કેસર, એલચી, જાયફળ, જાવંત્રી તથા લવીંગ દરેક એક એક તોલાનું બારીક ચૂર્ણ મેળવવું. **માત્રા**-તોલા ૦ાા થી ૧. મંદાગ્નિ, ખાંસી, શ્વાસ, અરૂચિ ઉપર સારો ફાયદો કરે છે. નિ–૨.

**૧૧૬ કંટાકારિ અવલેહ**—બેઠી ભોંયરીંગણીનું પંચાંગ સુકુ શેર ૧૦, અધકચરૂં ખાંડી, પાણી શેર ૨૫ માં ઉકાળવું. ચતુર્થાંસ બાકી રહે ત્યારે તે ગાળી લઇ તેમાં સાકર શેર ૨, ઘી તોલા ૩૨, તેલ તોલા ૩૨, ગળો, ચવક, ચિત્રક, મોથ, કાકડાશિંગી, સુંઠ, મરી, પીંપર, ધમાસો, ભારંગમૂળ, રાસ્ના, કચુરો; એ સર્વ વસ્તુઓ દરેક તોલા ૪ નું ચૂર્ણ નાંખી ફરી ઉકાળવું, ચાટણ જેવો પાક થાય ત્યારે નીચે ઉતારી ઠરે ત્યારે તેમાં મધ તોલા ૩૨, વાંસકપુર તોલા ૧૬, પીંપરનું ચુર્ણ તોલા ૧૬ મેળવી, માટીના રીઢા વાસણમાં ભરવો. **માત્રા**-તોલા ૧ થી ૨. સંનિપાત જ્વર, હેડકી, દમ, જ્વર સાથે ખાંસી, શ્વાસ. નિ–૨.

**૧૧૭ કુષ્માંડાવલેહ**—(ભુરાં કહોળાંનો અવલેહ) પાકેલાં ભુરા કહોળાંનું ખમણીથી ખમણ કાઢવુ, તેમાંથી પાણી નીચોવી કાઢી, ગરભને સુકવવો, અને ધીમાં શેકવો. પછી તેમાં જાયફળ, લવીંગ, જાવંત્રી, એલચી, વાંસકપુર, તજ, તમાલપત્ર, નાગકેસર, કમળકાકડી, એ સર્વનું બારીક ચૂર્ણ મેળવવું ને તે સર્વ વસ્તુના વજનની બરોબર સાકર લઈ તેની કહોળાના પાણીમાં ચાસણી કરી પાક કરવો. **માત્રા**-તોલા ૧ થી ૨ાા. જ્વર સાથે રક્તપિત્ત, અમ્લપિત્ત, દાહ, ભ્રમ, શોષ, ક્ષીણુતા મંદાગ્નિ વગેરે રોગ મટે છે. નિ–૨

**૧૧૮ ચિત્રકહરિતકી**—ચિત્રક મૂળનો રસ અથવા ઉકાળો, ગળોનો રસ, લીલા આમળાનો રસ, દશમૂળનો રસ એટલે ઉકાળો અને ગોળ એ દરેક તોલા ૪૦૦ લઇ તેમાં હરડેનું ચૂર્ણ તોલા ૨૫૬ નાંખી અગ્નિપર ચડાવી અવલેહ જેવું ઘટ્ટ થાય ત્યાં સુધી

પકાવી તેને નીચે ઉતાર્યા પછી સુંઠ, પીપર, મરી, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર દરેક તોલા ૪ નું ચૂર્ણ ને જવખાર તોલા ૨ તથા મધ તોલા ૩૨ નાંખી સારા વાસણમાં ભરી રાખવું. **માત્રા**—તોલા ૦ાા થી ૧ જ્વર સોજો, અર્શ, ગુલ્મ, અગ્નિમાંદ્ય વગેરે દરદોને મટાડે છે.—બોપદેવ.

**૧૧૯ ચ્યવન પ્રાશાવલેહ**—દશમૂળ, કાકડા શીંગી, ખપાટ, આમળા, જીવંતી, (ખરખોડી), પુષ્કરમૂળ, (કઠ) દ્રાક્ષ, હરડે, ગળો, મેદા, ચંદન, અગર, પદ્મક, અતિબલા, જીવક તથા ઋષભક, મોથ, કાકોલી તથા ક્ષીર કાકોલી, વિદારી કંદ, એ સર્વે ચાર તોલા લઇ તેને ખાંડીને તેનાં પાણી ૧૦૨૪ તોલા તથા આમળા નંગ ૫૦૦ નાંખીને ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી તે પાણી ગળી લેવું. પછી તે પાણીને ફરીથી ઉકાળવું અને અવલેહ જેવું થયેથી ઉતારવું. બાફેલાં આમળાંને ઘીમાં અથવા તેલમાં પકવવાં અને ઠળીઆં કાઢી નાંખી માવો કરવો. આ માવાની બરોબર સાકર મેળવવી તથા વાંસકપુર તોલા ૧૬, ૧૦૦૦ પીંપરનું ચૂર્ણ, તજ, એલચી, તમાલપત્ર, બબ્બે તોલા તે સર્વેનું ચુર્ણ; આ સર્વેને ઉપલા અવલેહમાં મેળવવાં. આ અવલેહને ઘીના રીઢા વાસણમાં ભરી રાખવો. **માત્રા**—તોલા ૨ થી ૪. **અનુપાન**—મધ અથવા દુધ. આ અવલેહ, રસાયન જેવો ગુણ કરે છે. ધાતુગત જ્વર, ક્ષીણતા, ક્ષય, સ્વરભંગ, છાતીનાં દરદ, વીર્યદોષ, માથાનો રોગ, પીનસ, વંધ્યત્વ, નપુંસકપણું વગેરે દરદોમાં ઘણો સારો ગુણ આપે છે. ચક્રદત્ત.

**૧૨૦ દ્રાક્ષાવલેહ**—કાળી દ્રાક્ષને દુધમાં ઉકાળી ઘીમાં તળવી, પછી સાકરની ચાસણી કરી તેમાં નાંખવી તથા નીચેની વસ્તુઓ મેળવવી—બદામ ઘીમાં તળીને ખાંખ ભૂકો કરવો, માવાને ઘીમાં શેકી દાણો પાડવો, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, વાંસકપુર, તજ, તમાલપત્ર, નાગકેસર, કમળકાકડી; એ સર્વે વસ્તુઓ ઉપર મુજબ તૈયાર કરી ચાસણીમાં નાંખી પાક તૈયાર કરવો. **માત્રા**—

તોલા ૧ થી ૪. અમ્લપિત્ત, રકતપિત્ત, ક્ષય, પાંડુ, કમળો, વિષમ જવર વગેરે દરદોને મટાડી અશક્તિ દૂર કરે છે.—નિ–૨.

**૧૨૧ બિભીતકા વલેહ**—બેહેડાના ફળ કે તેની છાલ તેને બકરીનાં ૧૦ શેર દુધમાં બાફવાં અને તેનું ચાટણ બનાવવું. એ સાથે બમણું મધ મેળવવું. **માત્રા**–તોલા ૧ થી ૨. જવર સાથે ખાંસી, શ્વાસ તથા કફ–વૈધ.

**૧૨૨ વાસાવલેહ**—અરડુશી તોલા ૪૦૦ તથા પાણી તોલા ૩૨૦૦ મેળવી તેને ઉકાળવું, ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે તેમાં હરડેનું ચૂર્ણ તોલા ૨૫૬ નાંખી ફરીથી ઘાટું થાય ત્યાં સુધી પકાવવું. પછી ઉતારી મધ તોલા ૩૨, વાંસકપુર તોલા ૮, પીપર તોલા ૨, ચાતુર્જાત તોલા ૪, મેળવી માટીના વાસણમાં ભરી રાખવું, **માત્રા**–તોલા ૧ થી ૪. જવર સાથે શ્વાસ, કાસ, ક્ષય, રક્તપિત્ત, કફ, હૃદ્રોગ, વિદ્રધી, ઉરઃક્ષત, લોહીની ઉલટી વગેરે બંધ થાય છે. નિ–૨

**૧૨૩ અરડુશીનું ચાટણ**—અરડુશીનાં પાન બાફી હાથે ચોળી રસ નીચોવી લેવો; કે પુટ પાકથી રસ કાઢવો, તેમાં સાકર મેળવી ધીમે તાપે ગરમ કરી મધ જેવું ચાટણ તૈયાર કરવું, પછી ચાટણના પ્રમાણમાં બેહેડાં તથા હળધરનું ચૂર્ણ ઉમેરવું. ખાંશી, કફ, શ્વાસ, ક્ષય, રકતપિત્ત મટે છે.

**૧૨૪ હરીતકી અવલેહ**--જવ તોલા ૨૫૬, દશમૂળ તોલા ૮૦, હરડે નંગ ૧૦૦, ચિત્રકમૂળ, પીપરીમૂળ અંઘેડો, કચોરો, કૌચાં, શંખાવલી, ભારંગ મૂળ, ગજપીપર, ચીકણામૂળ, પુષ્કરમૂળ અથવા કડ એ દરેક તોલા ૮ એ સર્વને તે બધાના વજનથી આઠગણા પાણીમાં ઉકાળવાં અને ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું. પછી હરડે જે બફાઈ ગઇ હોય તેને કાઢી લઇ કપડાથી છણી તેનો માવો કાઢવો, પછી ઉકાળાના પાણીને ફરીથી ચૂલે ચડાવી તેમાં ગોળ શેર ૧૦, ઘી તોલા ૩૨, અને હરડેનો કાઢેલો માવો નાંખી પાક તૈયાર કરવો. ઘાટો ચાટવા જેવો પાક

થાય ત્યારે ચૂલેથી ઉતારી ઠંડો થયા પછી તેમાં મધ તોલા ૧૬, તથા પીંપરનું ચૂર્ણ તોલા ૧૬ નાંખવું. **માત્રા**–તોલા ૧ થી ૪. ક્ષય, ખાંસી, તાવ, દમ, હેડકી, હરસ, અરૂચિ, પીનસ રોગ, સંગ્રહણી. વગેરે તે મટાડે છે. આ અવલેહ અગસ્ત્ય મુનીનો બનાવેલો છે. માટે કેટલાક શાસ્ત્રકારો આને અગસ્ત્ય હરિતકી અવલેહ પણ કહે છે. નિ–ર.

## રસ.

**૧૨૫ ચિંતામણિ રસ** (૧)––જીરૂ, શાહજીરૂ. લીંડીપીપર સુંઠ, પંચલવણ ( સિંધવ, સંચળ, બીડવણ, વરાગડુ મીઠું ગસીયુ મીઠું,) મરી, શુદ્ધ ગંધક, અભ્રક, ટંકણ, જવખાર, સાજીખાર, શુદ્ધપારો. એ તમામ ચીજો રૂ. ૦I, પI ભાર લેવી અને તેથી અડધો ભાગ શુદ્ધ વછનાગ, લેવો એ બધાનો ખરલ કરી આદાના રસની પાંચ ભાવના આપવી, ત્યાર પછી નાગરવેલના પાનના રસની પાંચ ભાવના આપવી, ત્યાર પછી ચનોઠી પ્રમાણે ગોળી કરવી. તેમાંથી એકેકી ગોળી સવાર, સાંજ આપવી. આ રસ. સંનિપાતજ્વર, આમજ્વર, ઉદાવર્ત, વગેરે મટે છે. યો–ચિ.

**૧૨૬ ચિંતામણિ રસ** (૨)—સુંઠ, મરી, લીંડીપીંપર, શુદ્ધ ગંધક, શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, પંચલવણ, સીસાભસ્મ, બંગભસ્મ, અભ્રક ભસ્મ, લોહ ભસ્મ, ટંકણ, જવખાર, સાજીખાર, ગજપીંપર, ચવક, ચિત્રક, જીરૂં, શાહજીરૂં અને હરડે પ્રથમ પારાગંધકની કાજલી કરી પછી બીજી ચીજો એકઠી કરી ખરલ કરી નાગરવેલનાં પાનના રસમાં ભાવના આપવી; ત્યાર પછી નિંબુના રસની તથા આદાના રસની સાત સાત ભાવના આપવી ઉપર પ્રમાણે ગોળી કરવી, તેમાંથી એકેકી ગોળી સવાર સાંજ આપવી, તેર પ્રકારના સંનિપાતને મટાડે છે. યો–ચિં.

**૧૨૭. ચિંતામણિ રસ** (૩)––પારો, ગંધક, ટંકણ, મરી, સુંઠ, વછનાગ, પીંપર, સાજીખાર, સવા, પંચવણ, મજીઠ, જીરૂં, શાહ-

જીરૂ અને જવખાર, સમભાગે લઈ નિંબુના તથા આદાના રસની સાત સાત ભાવના આપવી અને ઉપર પ્રમાણે ગોળીયો કરવી. આ રસ તમામ પ્રકારના સંનિપાત જ્વર, ઉદાવર્ત વગેરેને મટાડે છે. યો. ચિં.

**૧૨૮ ત્રિપુર ભૈરવરસ**—સુંઠ તો. ૮, કાળા મરી તો. ૮ શોધેલો ટંકણુ તો. ૮, શોધેલો વછનાગ તો. ૨; એ સર્વેને બારીક વાટી ૩ દિવસ લીંબુના રસમાં ખરલ કરી પછી પાનના રસમાં ૩ દિવસ ખરલ કરી રતિ ૧ ના પ્રમાણમાં ગોળીઓ કરવી. દરરોજ ગોળી સવાર સાંજ એકેકી આદાના રસમાં આપવી. દરેક પ્રકારના તાવને મટાડે છે. ભૈ. ર.

**૧૨૯ સંજ્ઞાકરણ રસ**—શોધેલો વછનાગ, સિંધવ, કાળાંમરી, રૂદ્રાક્ષ, ભોંયરીંગણી, કાયફળ, મહુડાં, સમુદ્રફળ, આ સર્વેને બારીક વાટી આકડાના પાનમાં ત્રણ પુટ આપવા પછી ૨૧ અથવા ૨ અથવા ૩ દિવસ સુધી કાનમાં અગર નાકમાં ફુંકવાથી સંજ્ઞા અથવા ચૈતન્ય આવે. જ્વર. સા.

**૧૩૦ બ્રહ્માસ્ત્ર રસ**—પારાની ભસ્મ તો. ૩, શોધેલો ગંધક તો. ૩, એ બન્નેની બરાબર શોધેલો વછનાગ અને એની બરાબર કાળાં મરી લઇ એ સઘળાનો એક કરી આદાના રસમાં ભાવના ૨૧ આપવી એટલે તે રસ તૈયાર થયો ગણાશે. તેમાંથી રતિ ૧ ના પ્રમાણુની ગોળી કરવી સવાર સાંજ એકેકી આપવી.

**૧૩૧ કાલારિ રસ**—શોધેલો પારો માષા-૧૨, શોધેલો ગંધક મા. ૩ વછનાગ મા. ૧૨, કાળાંમરી મા. ૨૦, પીંપર મા. ૪૦, લવીંગ મા. ૧૬, ધંતુરાના બી મા. ૧૩ અને શોધેલો ટંકણુ મા. ૨૦, જાયફળ મા. ૨, અક્કલકરો મા. ૨૦. પ્રથમ પારા ગંધકની કાજલી કરી પછી તે જળમાં બીજા ઔષધો મેળવી આદાના રસમાં ૩, ૪, દિવસ ખરલ કરવો, પછી લીંબુના રસમાં ખરલ કરવો, પછી કેળાના રસમાં ખરલ કરવો; પછી રતી ૧ પ્રમાણે ગોળીઓ કરવી. તેમાંથી એકેકી ગોળી સવાર સાંજ તુલસીના પાંનના રસમાં આપવી. આથી સંનિપાતજ્વર તમામ પ્રકારના દુર થાય છે.

**૧૩૨ હિંગુલેશ્વર રસ**--હિંગલુકમાંથી શોધેલો પારો, ટાં. ૨ાા, શોધેલો ગંધક ટાં. ૨ાા, કાળાંમરી ટાં. ૨ાા, શોધેલો વછનાગ ટાં. ૨ાા. એ સર્વને બારીક વાટી આદાના રસની સાત ભાવના આપવી, તે પ્રમાણે નાગરવેલના પાનમાં સાત ભાવના આપવી. અને તે પ્રમાણે ગોળી કરવી, સવાર સાંજ એકેકી ગોળી આદાના રસમાં આપવી. સંનિપાતજ્વર, વાતરોગ, હૃદાવર્ત વગેરેને મટાડે છે.

**૧૩૩ ઉન્મત્ત રસ**--શુદ્ધપારો ટાં. ૨ાા શુદ્ધગંધક ટાં. ૨ાા. એ બન્નેની કાજળી કરવી એ બન્નેની બરાબર સુંઠ, પીંપર, મરી. એ સર્વને બારીક વાટી ધંતુરાના રસમાં ત્રણ ભાવના આપવી બાજ-રીના દાણા જેવડી ગોળી કરવી સવાર, બપોર અને સાંજરે એકેકી ગોળી આદાના રસમાં આપવી. દુધભાત પથ્ય છે. નાસ આપવો. સંનિપાતજ્વર, એકાંતરીયો, તરીયો, ચોથીયો અને જીર્ણજ્વર મટે છે.

**૧૩૪ સ્વચ્છંદ ભૈરવ રસ**—હીંગળોકમાંથી કાઢેલો પારો ટાંક ૨ાા, શોધેલો ગંધક ટાં. ૨ાા, શોધેલો વછનાગ ટાંક ૨ાા, જાયફળ ટાં, ૧, પીંપર ટાં. ૫, પ્રથમ પારા ગંધકની કાજળી કરવી. પછી બીજા ઔષધો મેળવી આદાના રસમાં ખરલ કરવો. તેમાંથી ૧ રતી સવાર સાંજ તુલસીના પાંનના રસમાં આપવો. સન્નિપાતજ્વર, શીતજ્વર, વિષમજ્વર, જીર્ણજ્વર, મંદાગ્નિ, મસ્તકરોગ વગેરે મટે છે.

**૧૩૪/૧ ત્રિભૂવનકીર્તિરસ**—હીંગળોક તો. ૧, વછનાગ તો. ૧, સુંઠ તો. ૧, મરી તો. ૧, પીપર તો. ૧, ટંકણ તો. ૧, પીપરીમૂળ તો. ૧. આ બધાંને બારીક ખાંડી તેનો ખલ કરવો આદાના રસમાં ગોળી વાળવી **અનુપાન**—તુળસીના પાનના રસમાં આદાના રસમાં તથા મધમાં વાટીને અકેક ગોળી સવાર સાંજ આપવી. **માત્રા**—૧ થી ૩ સન્નિપાત જ્વર, કફોલ્બણ સંનિપાતજ્વર વગેરે.

**૧૩૪/૨ મહામૃત્યુંજય રસ**—પારો તો. ૨ ગંધક તો. ૨, સુંઠ તો. ૪, મરી તો. ૪, પીંપર તો. ૪ અજમો તો. ૪, જીરૂ તો. ૪, સીંધવ તો. ૮, મરી તો. ૪, હીંગ તો. ૧ શંખભસ્મ તો.

૪, ટંકણ તો. ૪, વછનાગ તો. ૪, તુળસીના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી. **માત્રા—૧ થી** ૩. દરેક પ્રકારના સંનિપાત જ્વરને મટાડે છે.

**૧૩૫ અમૃત કલાનિધિ રસ**—વછનાગ ભાગ ૨, કોડીની ભસ્મ ભાગ ૫, મરી ભાગ ૯; સર્વને વાટી પાણીમાં મગના જેવડી ગોળી કરવી. માત્રા ૧–૩. **અનુપાન**—આદુનો રસ કે સુંઠનું પાણી, પિત્તજ્વર, કફજ્વર, મંદાગ્નિ—નિ. ૨.

**૧૩૬ વાજીવર્મા ( અશ્વ ચોળી )-રસ**—( ઘોડા ચોળી ) પારો ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, હરતાલ ૧ ભાગ, ત્રિકટુ દરેક ૧ ભાગ, ત્રિફલા દરેક ૧ ભાગ, ટંકણ ખાર ૧ ભાગ, નેપાળાનાં બી ૧ ભાગ. આ પ્રમાણમાં સર્વ શુદ્ધ કરેલા ઔષધો લઇ ખાંડીને ભાંગરાના રસમાં ૨૧ દિવસ ખરલ કરવું. તેની બે બે ચણોઠી ભારની ગોળી કરવી. તમામ પ્રકારના સંનિપાતજ્વરને મટાડે **છે.** વિશેષ ઉપયોગ માટે જુવો ચિકિત્સા પ્રકરણ.

**૧૩૬/૧ ઇચ્છા ભેદી રસ**—શુદ્ધ પારો, શુદ્ધગંધક, ટંકણ, મરી, સુંઠ; એ દરેક ૧ ભાગ ને શુદ્ધ નેપાળો ૩ ભાગ; તે સર્વને લીંબુના રસમાં ઘુંટીને વાલ વાલની ગોળી કરવી. **માત્રા**–વાલ ૧. **અનુપાન**– ટંડુ પાણી, ઉના પાણી સાથે. આનાથી રેચ સારો લાગે છે અને જ્વર તથા ઉદર રોગમાં સારો ફાયદો થાય છે—યો–૨.

**૧૩૭ પંચ વક્‌લ રસ**—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ વછનાભ ૧ ભાગ, મરી ૧ ભાગ, ટંકણ ૧ ભાગ; તે સર્વના ચૂર્ણને ધંતુરાના પાનના રસમાં ૧ દિવસ ઘુંટી ૨ ગુંજા વજનની ગોળી કરવી. **માત્રા**–૧ ગોળી. **અનુપાન**–આકડાના મૂળની છાલનો ક્વાથ પથ્ય—મગનું ઓસામણ. ભુગ્નનેત્ર સંન્નિપાત–યો. ૨.

**૧૩૮ લઘુમાલિનીવસંત**—ખાપરીયું તોલા ૨, કાળાં મરી તોલો ૧; તે બન્નેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને તેમાં થોડું માંખણ મેળવી એક દિવસ ઘુંટવું. પછી લીંબુના રસમાં કેટલાક દિવસો સુધી એટલે

દિવસ ૪૨ માંખણની ચીકાસ નીકળી જાય ત્યાં સુધી ઘુંટવું. **માત્રા**—૧ થી ૪ વાલ. **અનુપાન**—સામાન્ય મધ તથા પીંપર; તથા વાંસકપુર, એલચી, ખેરસાર, સોના તથા રૂપાના વરગમાં, અને સિતોપલાદિ ચૂર્ણ સાથે આપવું.

**ઉપયોગ**—ધાતુ ગતજ્વર, વિષમજ્વર, જીર્ણજ્વર અતિસાર, રક્તાતિસાર, રક્તવિકાર, પિત્તવિકાર, પ્રદર, હરસ, નેત્રરોગ, હાથપગનો દાહ વિગેરે--નિ. ૨.

**૧૩૯ શીતારિ રસ**—શુદ્ધ પારો ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, સીંધાલુણ ૧ ભાગ, મરી ૧ ભાગ આંબલીના ફોતરાંની રાખ ૧ ભાગ, સાકર ૧ ભાગ. સર્વને ખાંડી લીંબુના રસમાં એક દિવસ ઘુંટી બબ્બે ગુંજાભારની ગોળી વાળવી. **માત્રા**—ગોળી ૧ સવાર, સાંજ લેવી. **અનુપાન**—ઉનુ પાણી, ટાઢીઓ તાવ—યો. ૨.

**૧૪૦ શ્વાસકુઠારરસ**—શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, શુદ્ધ ગંધક, ટંકણ અને શુદ્ધ મનશીલ દરેક તોલો ૧, .મરી તોલા ૮, સર્વનું ચૂર્ણ કરી તેમાં સુંઠ તોલા, ૨, મરી તોલા ૨, પીપર તોલા ૨; દરેકનું જુદું જુદું ચૂર્ણ કરી મેળવવું. **માત્રા**–રતી ૨. **અનુપાન**–નાગરવેલનું પાનના રસમાં. શ્વાસ, કાસ, મંદાગ્નિ, કફ, સર્વજ્વર—નિ. ૨.

**સ્વલ્પ જ્વરાંકુશ**--શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ વછનાગ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ ધંતુરાના બી ૩ ભાગ, સુંઠ ૪ ભાગ, મરી ૪ ભાગ, પીંપર ૪ ભાગ. એ પ્રમાણે ૨૪ ભાગ તેને પ્રથમ લીંબુનારસમાં તથા પછી આદાના રસમાં ખલીને ચણોઠી જેવડી ગોળી કરવી. **માત્રા**-ગોળી ૨. **અનુપાન**—આદાનો રસ તથા મધ. આંતરીઆ તાવને અટકાવવામાં આ ગોળી ઘણી અસરકારક છે—ભૈં. ૨.

**૧૪૨ સુવર્ણમાલિની વસંત**--સોનાનો ભૂકો અથવા વરખ તોલો ૧, મોતીનો ભૂકો તોલા ૨, હિંગળોક તોલા ૩, ધોળાં મરી તોલા ૪, ખાપરીઉ તોલા ૮; સર્વને ગાયનું માંખણ તોલા ૨ાા લઇ

તેમાં ૧ દિવસ ખરલ કરી પછી ૪૨ દિવસ સુધી લીંબુના રસમાં ખરલ કરી ગોળી વાળવી. **માત્રા**–૧ થી ૩ રતીભાર. **અનુપાન**–મધ પીપરમાં તથા વાંસકપુર, એલાયચી, ખેરસાર, માંખણ, ખડી સાકર, સોનાના વરગ અને રૂપાના વરગ વિગેરેમાં–ક્ષય, જીર્ણજ્વર, ખાંસી, શ્વાસ, વાયુ, ગુલ્મ તેમજ ધાતુગતજ્વર, લોહીવિકાર, કૃશત્વ, (દુબળાંપણું) બાળક, વૃદ્ધ, ગર્ભીણી, સુતિકા વગેરેનાં દરદોને સારાં કરે છે. પથ્ય દુધ તથા ભાત સર્વથી ઉત્તમ. અને ખટાઈ, મરચાં તેલ વગેરેનો ત્યાગ કરીને સાત્વિક સારો ખોરાક ખાવો. યો. ૨.

## શરબત.

**૧૪૩ ગુલાબનું શરબત**--શરબતની રીતે પાણીમાં સાકરની ચાસણી કરીને તેમાં ગુલાબજળ નાંખવું. એકલા ગુલાબજળમાંજ સાકર નાખીને તેની ચાસણી કરવાથી વધારે સારૂં શરબત બને છે. ગુલાબજળ જેમ વધારે ઉચું તેમ શરબત વધારે સારૂં બને પિત્તજ્વરના દાહને શાંત કરે છે.

**૧૪૪ દાડમનું શરબત**—સારાં પાકેલાં દાડમ નં. ૨૦ લાવી તેમાંથી દાણા કાઢી તેનો રસ કાઢવો. તે રસમાં સાકર શેર ૧ નાંખી ઘાટો થાય ત્યાં સુધી ઉકાળવો. પછી ઉતારીને કેસર તો. ૦॥, તથા એલચીનું ચૂર્ણ તો. ૧ મેળવી શીશીમાં ભરી રાખવું. **માત્રા**–તો. ૨॥ રૂચિકર તથા પિત્તશામક હોવાથી કેટલીક દવાઓના **અનુપાનમાં** યોજી શકાય તથા ઉનાળામાં તાપમાં શરબત તરીકે પીવાથી ગરમીની શાંતિ થાય. જ્વરાતિસાર, પિત્તજ્વર અને દાહને શાંત કરે છે.

**૧૪૫ દ્રાક્ષા રસ**—દ્રાક્ષ તો. ૫ બીજ વિનાની, બીજોરાના કે લીંબુના રસમાં વાટીને તેમાં દાડમનો રસ તો. ૨૦ મેળવવો અને વસ્ત્રથી રસ ગળી લેવો. તે રસમાં સંચળ, એલચી, મરી, જીરૂં, તજ, અજમો, યોગ્ય પ્રમાણમાં તથા મધ તો. ૫ મેળવવું. **માત્રા**–તોલા ૨ થી ૨॥ પિત્તજ્વર, પિત્તકફજ્વર, મંદાગ્નિ તથા અરૂચિને મટાડી પાચન કરે.

**૧૪૬ લીંબુનું શરબત**—સારાં મોટાં લીંબુ નં. ૨૦ લાવી તેનો રસ કાઢી તે રસને ઉકાળી તેમાં સાકર શેર ૧ નાંખી શીશીમાં ભરી રાખવો. **માત્રા**-તો. ૧ થી ૨. પિત્તજ્વર, રક્તપિત્ત, લોહીની ઉલટી, અરૂચિ, મંદાગ્નિ, મોળ, ઉલટી, પિત્તનું માથું વગેરે મટાડી ક્ષુધા લગાડે તથા રૂચિ કરે છે.

**૧૪૭ આદુનું શરબત**--આદુનો રસ કાઢી તેમાં અરધુ પાણી મેળવવું. પછી સાકર નાંખી ઘાટો રસ થાય ત્યાં સુધી ઉકાળવું, પછી તેમાં કેસર, એલચી, જાયફળ, જાવંત્રિ, લવિંગ તે સર્વ વસ્તુ રસના પ્રમાણમાં મેળવી મજબુત બુચવાળી શીશી ભરી રાખવી. **માત્રા તો.** રાા વાતપિત્તજ્વર, પિત્તજ્વર, રક્તપિત્ત, શ્વાસ, ખાંસી, મંદાગ્નિ, અરૂચિમાં અપાય છે.

## યુનાની શરબતો.

**૧૪૮ શરબતે બનપ્સા**—બનપ્સા તો. ૧૦; ૧ રતલ પાણીમાં ઉકાળી ૦ાા રતલ રાખવું. તે પાણી કપડેથી ગાળી લઇ તેમાં ૨૦ તોલા સાકર નાંખીને ચાસણી બનાવવી. તાવ, આંખની બીમારી, માથાનો રોગ વગેરે દરદો મટે, ઉંઘ સારી આવે, ઝાડાનો ખુલાશો કરે, પિત્તજ્વર અને પાંસળી તથા ગુરદાંનાં દરદને મટાડે.

**૧૪૯ શરબતે ઉનાબ**—બનાવટ બનપ્શાના શરબત પ્રમાણે ગુણ—લોહીને બહુજ સાફ કરે; તાવને ઉતારે તથા છાતીનાં દરદ મટાડે.

**૧૫૦ શરબતે નીલોફર**—( ધી તેલાનાં પોયણાં કમળનાં ફૂલ ) બનાવટ બનપ્શાનાં શરબત પ્રમાણે. ગુણ પણ એજ પ્રમાણે પણ આ શરબત ઉંઘ વધારે લાવે છે, અને તેથી ઉન્માદ રોગમાં વિશેષ ગુણ કરે છે.

**૧૫૧ શરબતે દીનાર**—તુખ્મ કાસની, ગુલાબનાં ફૂલ નીલોફરનાં ફૂલ, ગાવઝબાન, વરીઆળી, ઉસ્તુ ખુદુસ; સર્વ એકેક

તોલો, કાસનીની જડની છાલ તથા વરીઆળીનાં મૂળની છાલ દરેક બબ્બે તોલા કસુસનાં બી, રેવંચીનીએ બે દરેક ૯ માસા; સર્વેને પોટલીમાં બાંધી ઉકાળીને તે પાણીમાં સાકર નાંખી શરબત બનાવવો.

ગુણ—રેચક, મૂત્રલ (પેસાબ લાવનાર) વિષમજ્વર (મેલીરીયા) પાંડુરોગ, જલંદર તથા પેટનાં બીજાં દરદોને તેમજ સ્ત્રીઓનાં ગુપ્ત દરદો, અને પુરુષોનાં પેસાબનાં દરદો, પાંસળાંનું શૂળ, તથા આંતરડાની અંદરનો સોજો, વગેરે ઘણાં દરદોમાં અપાય છે.

**૧૫૨ શરબતે વર્દ મુકરર**—ગુલાબના લીલા ફૂલ તો. ૪૦ પાણી રતલ ૬ તેનો ઉકાળો કરવો, એક રતલ પાણી બળે ત્યારે તેમાં ફરી બીજાં એક રતલ ગુલાબનાં ફૂલ નાંખવાં ને ઉકાળવાં, છેવટ ૨ રતલ પાણી રહે ત્યારે તેમાં ૩ રતલ સાકર નાંખીને ચાસણી કરવી. **માત્રા**—તો. ૪ બરફમાં મેળવી પીવાથી રેચ થાય. અથવા ઠંડુ પાણી જેટલું વધારે પીવામાં આવે એટલા વધારે દસ્ત થાય. પિત્તજ્વરમાં પિત્ત રેચથી કાઢવા માટે ઉત્તમ શરબત છે.

**૧૫૩ શરબતે એજાજ**—ઉનાબ દાણા ૨૦, વડગુંદાં દાણા ૬૦, જેઠીમધ તો. ૨, તુખ્મ ખુબાઝી તો. ૨, તુખ્મ ખતમી તો. ૨, નીલોફર તો. ૨, બનફશાનાં ફુલ તો. ૨. બાવળનો ગુંદ, કતીરા ગુંદ, સુગલાઇબેદાણા, એ દરેક અકેક તોલો, ગુંદ સિવાયની ચીજોને ચારગણા પાણીમાં ઉકાળવી અરધું પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ તેમાં ગુંદ વાટીને નાંખવો, તથા જોઇએ એટલી સાકર નાંખીને શરબત બનાવવો. ગુણ—તાવ, ખાંસી, ગરમી તથા ક્ષયરોગ મટે.

**૧૫૪ શરબતે બઝુરી**—વરીયાળી ૯ માસા, અજમોદ ૬ માસા, કાસની ૯ માસા, ગોખરૂ ૧૫ માસા, સકરટેટીનાં બીનો મગજ ૧૫ માસા, આર્યાના બીનો મગજ ૩૦ માસા, કાસનીની જડની છાલ ૨૧ માસા, વરીયાળીની જડની છાલ ૨૧ માસા, સર્વેને ખાંડીને અધકચરાં કરી રાત્રે છ ગણાં પાણીમાં પલાળી રાખવાં. સવારમાં ઉકાળીને દવાના વજનથી બમણું પાણી બાકી રાખીને તે

પાણી ગાળી લઇને તેમાં પાણી જેટલી જ સાકર નાંખી શરબત બનાવવું. તાવને ઉતારે તથા પેશાબની છુટ કરે.

**૧૫૫ શરબત બીઝુરી**—તુખ્મકાસની તો. ૨, વરીયાળી તો. ૨, તરબુઝનો મગજ તો. ૨, દુધીનો મગજ તો. ૨, કસુમના બી તો. ૧, ગુલબનફ્સા તો. ૧, ગાવઝબાન તો. ૧, તથા કાળી દ્રાક્ષ ૬ તોલા, એ પ્રમાણમાં સર્વને અધકચરાં કરીને ત્રણ રતલ પાણીમાં રાત્રે પલાળી રાખવાં. સવારે ધીમી આંચમાં ઉકાળી અરધું પાણી બાકી રહે ત્યારે ગાળી લઇને તેમાં સાકર રતલ ૧ાા નાંખીને મધ જેવી ચાસણી કરવી. **માત્રા**—તો. ૨, દિવસમાં બે વખત એટલો જ બીજો વરીયાળીનો અર્ક નાંખીને પીવું. ક્ષયનો તાવ, જીર્ણજ્વર તથા નવિન પિત્તજ્વર મટે છે.

**૧૫૬ સીકંજેબીન બીઝુરી બારિદ**—કાસનીની જડની છાલ તો. ૭, આરીયાના બી તથા કાસનીનાં બી દરેક તો. ૫, એ ત્રણેને ખાંડી આઠગણાં પાણીમાં ઉકાળવાં. ચોથા ભાગનું પાણી રહે ત્યારે કપડેથી પાણી છણી લઇ તેમાં દવાઓથી ચારગણા વજનનો સરકો અને સરકાથી બમણી સાકર મેળવી ચાસણી તૈયાર કરવી. ગુણ—કાળજાની ગાંઠને ખોલે છે, પેસાબને લાવે છે. જલંદરને મટાડે છે તથા પિત્તકમળી, તાવ, તૃપા વગેરેને મટાડે છે.

**૧૫૭ સીકંજેબીન સાદા**—પાશેર સરકો, પાશેર ગુલાબજળ, ૦ાા શેર સાકર તેની ચાસણી બનાવવી. ગુણ—તાવ, પિત્તકમળી, ઉલટી, વગેરેમાં અપાય.

**૧૫૮ હુબ્બેશફા**—ધંતુરાના બી તો. ૩. રેવંચી તો. ૨, સુંઠ તો. ૧, એ ત્રણેને ખાંડી ચાળીને બાવળના ગુંદરના પાણીથી ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. તાવ તથા નજલો–[ રસ ઉતરવો ] તાવ ચડતાં પહેલાં એક કલાક અગાઉથી આ ગોળી લેવાથી તાવ અટકે છે.

**૧૫૯ તાવ**—લીંડીપીપર તો. ૨, જીરૂં તો. ૨ાા, કાંકચનો

મગજ તો. ૪ અને બાવળનાં પાન તો. ૧।। એ પ્રમાણમાં લઇ ચૂર્ણ કરવું અને પાણીમાં ઘુંટી તેની વટાણા જેવડી ગોળીઓ કરવી. દિવસમાં ત્રણ વાર બબ્બે ગોળી ગરમ પાણીથી લેવી. તેથી કોઇ પણ જાતનો તાવ મટે.

**૧૬૦ રોજીંદો તાવ**—વરીયાળી, કાસની, જેઠીમધ તથા બનફશા એ દરેક ૩ તોલા અને પાણી ૨ રતલ. બાર તોલા દવાને અધકચરાં ખાંડીને પાણીમાં ઉકાળવી. અર્ધું પાણી બાકી રહે એટલે પાણી ગાળી લેવું અને દિવસમાં ત્રણ વખત કરીને પી જવું. દવા પીતી વખતે ગુલકંદ અથવા સાકર તો. ૧ મેળવવી.

**૧૬૧ તરીયોતાવ**—કાસની તો. ૧।।, કુલફાંના બી તો. ૦।। પાણી રતલ ૦।।। એ દવાઓને અધકચરી કરીને પાણીમાં ૩ કલાક ભીંજવવી. પછી ગાળી લઇ ૨ તોલા સાકર મેળવી તેના ૩ ભાગ કરી દર ૩ કલાકે પીવું, દસ્ત સાફ ન આવતો હોય તો સાકરને બદલે શિરખીસ્ત અથવા તુરંજબીન ૧ તોલો પ્રથમના માપમાં નાંખી પીવાથી પેટ સાફ આવશે.

**૧૬૨ જીર્ણજ્વર**—વંશલોચન તો. ૪, પરવાળાં, ગુલાબજળમાં વાટેલ તો. ૩, એલચી તો. ૨, ગળોનું સત્વ તો. ૩ તથા ખૂબકલા–ખાકસીનાં બી તો. ૩, એ પ્રમાણે સરવનું બારીક ચૂર્ણ દિવસમાં ત્રણ વાર બબે વાલ ખાવું.

**૧૬૩ સંનિપાતજ્વર**—કાસની તો. ૨, કુલફાનાં બી ખોખરાં કરેલાં તો. ૨, આલુદાણા ૨૦ દાણા. આ ત્રણે દવાને ૦।।। શેર પાણીમાં બે કલાક ભીંજવી રાખવી. પછી પાણી ગાળી લઇ તેમાં સાકર તો. ૨ થી ૩ નાંખી તે ત્રણ વખત ત્રણ કલાકે પીવું.

## મુરબ્બા.

**૧૬૪ હરડેનો મુરબ્બો**—મોટી હરડેને દુધમાં બાફવી. સારી રીતે નરમ પડે એટલે ત્રણગણી સાકરની ચાસણીમાં નાંખવી, અથવા બાફેલી હરડેની ચપ્પુવતી છોલ [ છુંદો ] કાઢી લઇને તે ચાસણીમાં

નાંખવો. માત્રા—હરડે ૧ અથવા છુંદો તો. ૨ દસ્તને સાફ લાવે, માથાની ગરમીને નીચે ઉતારે, જીર્ણ તાવને મટાડે ઇત્યાદિ હરડેનાં ગુણો પ્રમાણે તે ફાયદો કરે છે.

**૧૬૫ ગુલકંદ**—મોસમી ગુલાબનાં ખીલેલાં તાજાં ફુલો લાવી તેનાં ડીંટાં કાઢી નાંખવાં અને પાંખડીઓ છુટી પાડવી. પાંખડીઓના વજનથી ચાર પાંચ ગણી દળેલી સાકર લેવી. પછી એક કલઇની કે કાચની તાસકમાં થોડી થોડી પાંખડીઓ તથા સાકરને હાથવતી ચોળી ગુંદીને બરણીમાં નાંખતા જવું. પ્રથમ બરણીના તળીએ સાકરનો થર પાથરવો અને વચમાં વચમાં પણ સાકરનો ભૂકો પાથરવો, અને તમામ પાંખડીઓ સાકરમાં ચોળીને બરણીમાં ભર્યા પછી પણ સાકરનો થર દેવો. પછી બરણીનું મોં બંધ કરી કપડમાટીથી સીલ મારીને બરણી રાખી મૂકવી. બે ત્રણ માસ રાખવાથી ગુલાબની પાંખડીઓ ગળી જઇ સાકર સાથે એક રસ થઇ જશે, તેનું નામ ગુલકંદ, તેમાં એલચીદાણા, ગુલાબજળ વગેરે ખુશબોદાર વસ્તુઓ નાંખવાથી ગુલકંદ વધારે સરસ બને. પિત્તજવરમાં સારો ફાયદો કરે છે.

**૧૬૬ આમળાનો મુરબ્બો**—લીલાં આમળાને વાંસના બનાવેલાં અણીદાર સુયાથી ટોચીને પાણીમાં બાફવાં આમળાં જરા બફાઇ નરમ પડે એટલે કપડાની ઝોળીમાં બાંધી તેમાંથી પાણી નીતારી લેવું. પછી આમળાંના વજનથી ત્રણગણી સાકરની ચાસણી કરીને તેમાં આમળાં નાંખવા તથા ઇચ્છા મુજબ એલચી તથા કેસર પણ નાંખી શકાય. આ મુરબ્બો જેમ જુનો તેમ વધારે ગુણકારી ગણાય છે. વળી આંમળા જેમ વધારે મોટાં તેમ તે વધારે ગુણ કરે છે. ગુણ—પિત્તજ્વર, દાહ, માથાની ગરમી, માથાનો દુખાવો, આંખની ગરમી, પિત્ત વિકાર વગેરેને મટાડે છે.

**૧૬૭ કેરીનો મુરબ્બો**—કેરીને ઉત્તમ શાખો ઉપરથી છાલ ચપ્પુવતી ઉતારી લઇ તેના પતીકાં પાડવાં અને તે પતીકાંને ઘીમાં

તાપથી બાફવા. અર્ધા પરધાં બફાય એટલે કપડામાં નાંખી પાણી નીચોવી લેવું. પછી ત્રણથી ચારગણી સાકરથી ચાસણીમાં તે કેરીનાં પતીકાં નાંખવાં. તથા એલચી, કેસર ઇચ્છા પ્રમાણે નાખવાં. ખમણીથી છુંદો કરીને પણ મુરબ્બો કરવાનો રીવાજછે. કેરીનો મુરબ્બો પિત્તશામક, રૂચિકર તથા પૌષ્ટિક છે. અને ઉનાળામાં લુખ લાગવાથી આવેલા તાવ ઉપર સારો ફાયદો કરે છે. માત્રા--તોલા ૧-૨.

**૧૬૮ આદુનો મુરબ્બો**--આદુ ઉપરની છાલ ઉતારીને તેના નાના નાના કકડા કરવા અને તેને પાણીમાં બાફવાં આદુ અરધું બફાય એટલે તેનાથી ત્રણ ગણી સાકર લઇ તેની ચાસણી કરીને તેમાં નાંખવું, કેસર, એલચી, નાંખવાં હોય તો નાંખવા. જુણ-જીર્ણ જ્વર, વિષમજ્વર, મંદાગ્નિ મટાડીને અગ્નિ પ્રદીપ્ત કરે, રૂચી ઉત્પન્ન કરે. માત્રા. તો. ૧.

**૧૬૯ કહોળાનો મુરબ્બો**--જુનુ મોટું ભુરૂં કહોળું લઇ તેના ઉપરની છાલ ઉતારી નાંખવી. પછી કાપીને અંદરના બી તથા પોચો ગરભ કાઢી ફેંકી દેવાં અને પછી તેનાં અકેક બબ્બે રૂપીઆ ભારનાં પતીકાં પાડી તેને પાણીમાં બાફવાં. જરા પોચાં પડે એટલે કપડામાં નાંખી પાણી નીતારી કાઢવું અને કહોળાના બાફેલાં પતીકાંને ત્રણ ગણી સાકરની ચાસણીમાં નાંખવાં. કેસર તથા એલચી ઇચ્છા પ્રમાણે નાંખી શકાય. જ્વર, રક્તપિત્ત, માથાની ગરમી, ભ્રમ, ચકરી, ઉન્માદ અનિદ્રા, વગેરેને મટાડી મગજને શાંત કરે છે. માત્રા-તો. ૨ાાથીપ.

## લેપ.

**૧૭૦ કૃમિઘ્ન લેપ**—(૧) કરંજ, કડવો લીંબડો, નગોડ એ સર્વનાં પાન વાટી જીવડા પડેલા ઘારામાં ભરવાથી જીવડા મટે છે. (૨) લસણ વાટીને લેપ કરવો. (૩) હીંગ ને કડવા લીંબડાનાં પાન વાટીને લેપ કરવો. પ્લેગના તાવમાં ગાંઠ ફાડી નાખવા ઉપર આ લેપ કરવો.

**૧૭૧ દશાંગલેપ**—સરસડાની છાલ, જેઠીમધ, તગર, રતાં-

જળી, જટામાંસી હળદર, કઠ, વાળો તથા એલચી, દશ વસ્તુનું સમાન વજને ચૂર્ણ. આ લેપમાં જરા ઘીનો કરમરો (મોણ) દઈને ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં વાટી લેપ કરવાથી તમામ પ્રકારનાં ગરમીનાં ગડગુમડ **સંનિપાત જવરનો સોજો**, દાહ, રતવા, ઉંદરવા તથા બીજા ઝેરી ડંખનો સોજો, વનસ્પતિના ઝેરનો સોજો, પ્લેગની ગાંઠનો સોજો ઇત્યાદિ મટે છે.

**૧૭૨ ગ્રંથીનો લેપ**—( દોષઘ્ન લેપ ) સરગવાના મૂળની છાલ સુંઠ, સરસવ, સાટોડીનાં મૂળ તથા દેવદાર સમભાગ ચૂર્ણ કરવું ખાટી છાશમાં કે છાશની પરાશમાં વાટીને જાડો લેપ મારવાથી વાયુ તથા કફનો સોજો, ગ્રંથી ( ગાંઠો ) નો ઉત્તમ લેપ છે.

**૧૭૩ દાહ માટે લેપ**--સુખડ, કપુર તથા વાળો તેનો લેપ શરીરે ચોપડવો.

**૧૭૪ દાહ માટે લેપ**--હજારવાર ઠંડા પાણીથી ધોયેલ ઘી શરીરે ચોળવું.

**૧૭૫ શીળસનો લેપ**--ધોળાં સરસવ, હળદર, ઉપલેટ, કુવાડીયાનાં બી, તલ, સમભાગ બારીક ચુર્ણ કરીને સરસીયા તેલમાં કાલવી લેપ કરવો. પિત્તને લીધે શરીર ઉપર શીળસ, ઘ્રમકાં ઉપડે છે તે મટે. તાવ પ્રથમ આવીને ધ્રામકાં નીકળે તે ઉપર લેપ કરવો.

## ક્ષાર.

**૧૭૬ યવક્ષાર**--જવના પંચાગને લઇ તેને છાયામાં સુકવી નં. ૧૫ માં બતાવ્યા પ્રમાણે ક્ષાર કાઢવો. માત્રા–વાલ ૧ થી ૪. ગુણ--કફઘ્ન, મૂત્રલ.

**૧૭૭ નારિકેલક્ષાર**--પાણીવાળાં લીલા નાળીયેરનાં ગોટામાં કાણું પાડી સારી પેઠે લુણ ( મીઠું ) ભરી કપડમાટી કરીને સુકવીને અડાયા છાણાના અગ્નિથી પકવવું. ઠંડું થયા પછી એ નાળીયેર તથા અંદરનું મીઠું બન્ને સાથે વાટી શીશીમાં ભરી રાખવાં. માત્રા–તો. ૦। થી ૦॥. ચૂર્ણ પીપર સાથે ખાવાથી સર્વ જાતના શળ મટે છે.

**૧૭૭/૧ અપામાર્ગક્ષાર**—( અંઘેડાનો ખાર ) અંઘેડાના પંચાંગને છાયામાં સુકવી બાળી તેની રાખ કરીને ક્ષાર કાઢવો મા–વા –૧–૪. ગુણ કફઘ્ન ગુલમઘ્ન અને ઉષ્ણ. વૃન્દ.

## ગુગળ.

**૧૭૮ ગોક્ષુરાદિ ગુગળ**—ગોખરૂ તો. ૧૧૨ તેને કુટીને ૭ ગણા પાણીમાં ઉકાળવાં. અરધુ પાણી બાકી રહે તે ગાળી લઇ તેમાં શુદ્ધ ગુગળ તો. ૨૮ મેળવીને ઘુંટવો અને ઉપરથી નીચેની ચીજોનું બારીક ચૂર્ણ નાંખવું.—ત્રિકટુ, ત્રિફળાં, તથા મોથ તે સાતે ચાર ચાર તોલા. માત્રા–તોલો ૦।, અનુપાન—પાણી અથવા દરદ પ્રમાણે. ધાતુગતજ્વર, પરમો, મૂત્રકૃચ્છ, પ્રદર, મૂત્રાઘાત, વાતરક્ત, પથરી, શુક્રરોગ.

**૧૭૯ ત્રિફળાગુગળ**—હરડે, બેહેડાં, આંમળાં તથા પીપર એ ચારે દરેક તો. ૪ તેનું ચૂર્ણ કરવું. શુદ્ધ ગુગળ તોલા ૨૦ તેનો ઘીમાં ભૂકો કરી સર્વેને મેળવી પાણીમાં ગોળી વાળવી. અથવા પાણીમાં ચાસણી કરીને તેમાં ચૂર્ણ નાંખી ગોળી વાળવી. માત્રા—તો. ૦।થી ૧. અનુપાન—પાણી સાથે અભિઘાતજ્વર, ભગંદર, નાડીવ્રણ, ગુલ્મ, સોજા, હરસ.

## વાજીકર તથા ધાતુ પૌષ્ટીક ઔષધો.

**૧૮૦ આમળાના પ્રયોગો**—( ૧ ) આમલકી રસાયન તાજાં સુકા આમળાં ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તેને લીલા આંમળાંના રસની ૭ દિવસ સુધી ભાવના દેવી અને સુકવીને શીશીમાં ભરી રાખવું. **માત્રા**—તો. ૦। થી ૧ **અનુપાન**—ગાયનું દુધ તથા સાકર. પુષ્ટિ આપે છે.

**૧૮૧ આમળાંના પ્રયોગો**—( ૨ ) સુકાં આમળાં તથા પીપરના ચૂર્ણને લીલા આમળાંના રસની ભાવના કેટલીક દેવી. **માત્રા**—તો. ૦। થી ૦।। **અનુપાન** સાકર, ઘી તથા મધની સાથે ચાટવું અને ઉપર દુધ પીવું. વૃદ્ધાવસ્થાને દૂર કરી શરીર પુષ્ટ બનાવે છે.

**૧૮૨ આમળાંના પ્રયોગો** ( ૩ )—સુકાં આમળાંનું ચૂર્ણ તો. ૨૫૬, તેને લીલાં આંમળાં ૧૦૦૦ ને રસ કાઢી ભાવના દેવી. પછી તેને ઘીના રીઢા માટલામાં ભરી તેમાં મધ તો. ૨૪, ઘી તો. ૨૫૬, પીપરનું ચૂર્ણ તો. ૩૨ સાકર તો. ૬૪ નાંખવું અને તે માટલાને ચોમાસામાં રાખના ઢગલામાં દાટી મુકવું. ચોમાસાને અંતે કાઢીને શક્તિ પ્રમાણે ખાવું. લાંબા કાળ સુધી જુવાની ટકી રહે, સ્મરણ શક્તિ આબાદ રહે, સઘળા રોગ નાશ પામે, અને સ્ત્રી વિષે સંપૂર્ણ શક્તિ કાયમ રહે છે.

**૧૮૩ આમળાંનાપ્રયોગો**—( ૪ ) આમળાં, ગોખરૂ અને ગળો એ ત્રણેનું સમ ભાગે ચૂર્ણ. **માત્રા**—તો. ૦। થી ૦॥ **અનુપાન**—ઘી, તથા સાકર તે ઉપર દુધ પીવું. જુવાની, વિર્ય, આયુષ્ય વગેરેની પ્રાપ્તી થાય છે અને હસ્તદોષથી થયેલ નપુંસકપણું મટે છે.

## ચિકિત્સા.

પ્રથમ પ્રકરણમાં આર્ય વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે તેમ અંગ્રેજી વૈદ્યક પ્રમાણે, જ્વર નિદાનમાં તેના પ્રકારો, કારણો અને લક્ષણો બતાવવામાં આવ્યાં છે, હવે પછી તેના ઉપાયો જણાવીએ છીએ.

ઉપાયો જણાવતાં પહેલાં કહેવું જોઇએ છે કે જ્વરના પ્રકારો, કારણો અને લક્ષણો બતાવેલા છે; છતાં પણ તેમાંનો કયા પ્રકારનો જ્વર છે તે નિર્ણય કર્યા પછી વાત, પિત્ત, કફ વિગેરેના અંશાંશનો નિર્ણય કરવાનું કાર્ય ઘણું સહેલું નથી. જ્વરમાં કયો દોષ પ્રધાન છે, અને કયો દોષ દૂષિત થવાથી તાવની ઉત્પત્તિ થઇ છે, એ બાબતનો નિર્ણય ચોક્સ રીતે થાય તો તેની ચિકિત્સા ( ઉપાય ) સંપૂર્ણ રીતે થઇ શકે છે. વિદ્વાન વૈદ્યો જ્વરના કારણ લક્ષણો પર વિચાર કરી જ્વરના પ્રકારના અનુમાન પર આવીને ઉપાય કરે છે, તથાપિ કેટલી વખત ઘણી ગુંચવણ આવી પડે છે, ત્યારે તે બાબત સૂક્ષ્મ દૃષ્ટિથી પૂર્વાપર વિચાર કરી નિર્ણય પર આવવું પડે છે, અને પછી તે પ્રમાણે ઉપાય કરવા પડે છે.

જ્વરના ઉપાયોની શરૂઆત કરતાં પહેલાં ઉપાયો કરવામાં રાખવાની સાવચેતી માટે ચેતવણી આપવાની વધારે જરૂર છે. વાત,

પિત્ત, અને કફ એમાં એકાદ દોષ અગર ત્રણે દોષો અયોગ્ય આહાર વિહારથી આમાશયમાં જઈ અપક્વ અન્ન રસને દૂષિત કરી જઠરાગ્નિની ઉષ્ણતાને બહાર કાઢે છે તેનું નામ જ્વર છે.

એટલે જ્વરમાં કોઠાનો અગ્નિ મંદ થાય છે, અને અપક્વ રસ દૂષિત થઇ બીજા ઉપદ્રવો કરે છે, માટે અપક્વ રસને પચાવવો એ પ્રથમ સંભાળવાનું છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્વરમાં જ્યારે અગ્નિ મંદ થાય છે, અને અપક્વ રસને પચાવવાની જરૂર છે, ત્યારે કોઠાનો અપક્વ અન્ન–રસ પાચન નથી થયો અને અગ્નિ પ્રદિપ્ત થયેલ નથી ત્યાં સુધી વિશેષ અન્ન અથવા પોષણના પદાર્થો નકામા થઇ પડે છે, એટલું જ નહિ પણ થોડા ઘણા રહેલા જઠરાગ્નિને દબાવી ઓલવી નાંખે છે. આ બાબત સમજવાનું એ છે કે જ્વરમાં દોષનું પાચન કરવાનું છે, પણ જ્યાં સુધી આહાર એટલે અપક્વ અન્ન–રસ કોઠામાં ભરેલો હોય ત્યાં સુધી દોષનું પાચન થાય નહિ. જઠરનો અગ્નિ પ્રથમ અન્નને પાચન કરે છે, ને અન્ન સારી રીતે પચી ગયા પછીજ દોષને પચાવે છે. જ્વરમાં જેમ અન્નનું પાચન કરવાનું છે, તેમ દોષનું પણ પાચન કરવાનું છે. માટે જ્યાં સુધી અપક્વ અન્ન–રસનું પાચન થઇ વાત પિત્તાદિક દોષોને પક્વ થવાનો અવસર મળ્યો નથી; ત્યાં સુધી વિશેષ પોષણ વગર જરૂરનું ઠરે છે, એટલુંજ નહિ પણ ઘણા વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે તે પોષણ ઉલટું હાનીકરનારૂ થાય છે. એટલા માટે આર્યવૈદ્યક શાસ્ત્રકારોએ જ્વરમાં **લંઘન** ( ઉપવાસ ) કરવાની ભલામણ કરેલી છે. વાગ્ભટ્ટાચાર્યે ચિકિત્સા પ્રકરણમાં જણાવ્યું છે કે:

**आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन् ।**
**विदधाति ज्वरं दोष स्तस्मात्कुर्वीत लंघनम् ॥**

---

( ૧ ) આમાશય એટલે હોજરી ( Stomach ) એ પ્રમાણે સામાન્ય રીતે કહેવામાં આવે છે, પણ મહર્ષિ ચરકાચાર્ય કહે છે કે **नाभिस्तनान्तरं जन्तोरामाशय इतिस्मृतः ।** નાભિ તથા સ્તન ( છાતિનો) ભાગ તે આમાશય છે.

આમાશય (૧) (હોજરી) માં રહેલો આમ (કાચો જઠર) રસવાળો દોષ અગ્નિને બુઝાવીને સ્રોતો (રસ્તાઓ) ને રોકીને જ્વર કરે છે. માટે લંઘન કરવું. હોજરીમાં જ્યારે આમ દોષ (Auto-intoxication) વધે છે અને તે વધેલો દોષ હોજરીના સ્રોતો (માર્ગો) ને રૂંધે છે, અને અગ્નિને ઓલવે છે, ત્યારે પાચનક્રિયા બંધ પડે છે. પાચનક્રિયા બંધ પડે છે તેથી આમાશયના દોષો જઠરાગ્નિને બહાર કાઢે છે, અર્થાત્ આમદોષ એજ જ્વરનું કારણ છે. માટે આમને પચાવવા માટે લાંઘણ કરવી.

તાવમાં આમ એજ મુખ્ય કારણ છે. તો તે આમનો નિકાલ કરવાના બેજ રસ્તા છે; રેચથી આમ (કાચો મળ) કાઢી નાખવો કે લંઘનથી કે પાચનની ક્રિયાથી આમને પકાવવો; આ બેમાં લંઘન ઉપાય હીતકારક માનેલ છે. અને રેચને નુકશાનકારક ગણેલ છે.

**अनवस्थित दोषाग्नौ लंघनं दोष पाचनं** અવ્યવસ્થા પામેલા દોષવાળા અગ્નિમાં લાંઘણથી દોષનું પાચન થાય છે.

હવે લાંઘણ કેટલી કરવી અને કોણે ન કરવી એ વાત વિચારવા જેવી છે.

પ્રાચીન પ્રાણાચાર્યોનો પણ તેમાં મતભેદ છે, અને તેથી આયુર્વેદના મત સાથે અર્વાચીન તબીબો સર્વાંશે મળતા ન આવે તો તેમાં પણ આશ્ચર્ય નથી. પણ સદ્દભાગ્યે પશ્ચિમાત્ય ડૉકટરો અને વિશેષે કરીને અમેરિકાના ડૉકટરો આપણા આમદોષને હવે સમજ્યા છે. આમ દોષ એ એક પ્રકારનું ઝેર છે-'દોષ' શબ્દમાં દુષ્ટતા પામેલા પદાર્થ (ઝેર) નો સમાવેશ થાય છે. તેથી ડૉકટર લોકોએ તેમના કોશમાં એક નવો શબ્દ ઉમેર્યો છે તે શબ્દ (Auto-intoxication) છે 'ઓટો-ઇન્ટોક્ષીકેશન' એટલે માણસે પોતે કરેલા અવળા આહાર વિહારથી જઠરમાં એક પ્રકારનું ઝેર (Toxin) ઉત્પન્ન થાય છે. પાશ્ચિમાત્ય ડાકટરો પણ હવે આ ઝેરના નિવારણ માટે લંઘન (Fasting) ની ભલામણ કરે છે. અને લાંઘણ (ઉપવાસ) ના મહિમામાં તો મોટાં મોટાં ચોપાનીઆં અને ચોપ-

ડા લખાયા છે ને નિત્ય લખાય છે. પણ આ લાંઘણુ આંખો મીંચી ને બધા એક સરખી રીતે કરે તો પાછું ઉંટવૈદું થઇ જાય.

માણસની કુદરતી પ્રકૃતિનો અને પ્રકૃતિના દોષ (Natural temperament) નો દરપળે વિચાર કરવાનો છે, અને તેથી વાત, પિત્ત, કફ એ ત્રણ દોષ અથવા પ્રાકૃતિ ધર્મનો આયુર્વેદના પ્રાણાચાર્યોએ કરેલો વિચાર બહુ યુક્તિ પુરઃસર છે. નીચે લખેલા દરદીઓએ લાંઘણુ ન કરવી, એવી આયુર્વેદની આજ્ઞા છે.

વાતજ્વરવાળો, ક્ષયરોગી, ખરી ભુખ લાગી હોય તે, ગર્ભિણી સ્ત્રી, દુર્બળ માણસ, બાળક, વૃદ્ધ, ભય પામેલ, તૃષિત એટલે તરસ બહુ લાગી હોય તે, અને ઉર્ધ્વ વાતવાળો એટલા એ લંઘન ન કરવું.

વળી અમારા ડાહ્યા પ્રાણાચાર્યોએ લાંઘણનો એક કાંટો બતાવ્યો છે. આ કાંટો ભૂલ કરે જ નહી.

**दोषाणामेव साशक्ति लंघने या सहिष्णुता ।**

લાંઘણુ કરવાની જેટલી સહનશક્તિ, એટલી એ શક્તિ દોષની જ સમજવી; અર્થાત્ શરીરમાં આમદોષ વધારે હોય તે માણસ લાંઘણુ પણ વધારે વખત સુધી સહન કરી શકે છે. કેમકે તેને ખરી ભુખ સમજાતી નથી; આ ઉપરથી એમ પણ નક્કી સમજી રાખવાનું છે કે તાવના દરદીને તેની ઇચ્છા વિના પરાણે ગળામાં કાંઇ રેડરેડ કરવું નહિં. આમ દોષ બળી ગયા પછી ભુખ ઉઘડે છે, અને પછી દરદી લાંઘણુ સહન કરી શકતોજ નથી, તરતજ નબળો પડવા માંડે છે.

## જ્વરોના પૂર્વ રૂપ વખતે કરવાની ચિકિત્સા.

વાતજ્વરનું પૂર્વરૂપ દેખાય તે વખતે બુદ્ધિમાન વૈદ્યે યોગ્ય સંસ્કારવાળું ઘી પાવું. પણ આમવાળા વાતજ્વરના પૂર્વ રૂપો જણાતાં હોય તો સંસ્કારિત ઘી આપવું નહિ.

આમવાળા વાતજ્વરના રોગીને લંઘન[1] કરાવવાથી સુખ પ્રાપ્તિ

---

[1] **ज्वरादौलंघनंशस्तं ज्वरमध्येतुपाचनं । ज्वरान्तेरेचकंप्रोक्तमेतज्ज्वरचिकित्सितम् ॥ यो-र.**

થાય છે. પિતજ્વરોના પૂર્વ રૂપો જણાય તે વખતે સૂક્ષ્મ વિરેચન આપવું. કફજ્વરોના પૂર્વ રૂપો જણાય તે વખતે સૂક્ષ્મ વમન આપવું. સંનિપાત જ્વરોના તથા મિશ્રજ્વરોનાં પૂર્વ રૂપોમાં દોષોના અનુસાર પ્રમાણે વમન, વિરેચન, તથા ઘૃતપાન, આદિ શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરવી. જે રોગી વમન, વિરેચન, અને ઘૃતપાન માટે અયોગ્ય જણાય તેને માટે લંઘન અત્યુતમ ઉપાય છે. તરૂણજ્વરમાં સંશોધનનો નિષેધ છે, તે ઉપરથી પૂર્વ રૂપોમાં સંશોધનનો નિષેધ સમજવો નહિ, કારણ કે જેમ ધૂમાડામાં અને અગ્નિમાં ભેદ છે તેમ પૂર્વ રૂપો અને રૂપોમાં ભેદ છે. જ્વર સાત દિવસ સુધી તરૂણ કહેવાય છે, બાર દિવસ સુધી મધ્ય અવસ્થાવાળો કહેવાય છે, અને બાર દિવસ વીત્યા પછી જીર્ણ કહેવાય છે.

## જ્વરોનું રૂપ સ્પષ્ટ જણાયા પછીની ચિકિત્સા.

જ્વરો જ્યારે સ્પષ્ટ રૂપોવાળા થાય ત્યારે લંઘન કરાવવું, એજ હિતકર છે. એટલાજ માટે વાગ્ભટ્ટાચાર્યે જણાવ્યું છે કે જ્વરના આરંભમાં તથા પૂર્વરૂપમાં લંઘન કરાવવું તે એવી રીતે કરાવવું કે બળનો અત્યંત ક્ષય થવો જોઇએ નહિ.

## [1]લંઘનના ગુણો.

જે જ્વરવાળા માણસના દોષો સ્થાનાંતરમાં જવાથી, અને અગ્નિ વિક્ષિપ્ત હોવાથી અનવસ્થિત થાય છે, તે જ્વરવાળા માણસના લાંઘણ કર્યાથી દોષ પાકી જાય છે, જ્વર નાશ પામે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, અન્ન ખાવા ઉપર રૂચિ થાય છે, આમ પાકવાથી મોઢાનો શ્વાસ, વિગેરેનો નાશ થાય છે, અને શરીર હલકું થઈ જાય છે. એ બાબત બીજા તંત્રોમાં પણ જણાવ્યું છે કે આમાશયમાં દુષ્ટ થઈ ગયેલો દોષ અગ્નિને બુઝાવી અન્ન વિગેરેના અપક્વ

१ ज्वरे लंघनं मेवा दावुपदिशिष्ठ मृते ज्वरात् । क्षया निलभयक्रोधकाम शोक श्रमोद्भवात् ॥ यो. र.

ભાગથી સ્રોતોને ઢાંકી દઇને જ્વર ઉત્પન્ન કરે છે, માટે જ્વરમાં લંઘન કરવું ઉચિત છે. અગ્નિ આહારને પચાવે છે; પણ આહારથી રહિત હોય તો દોષોને પચાવે છે, માટે વૃદ્ધિ પામીને અગ્નિને ઢાંકી દેનારા દોષનો લંઘનને લીધે ક્ષય થવાથી અગ્નિ પ્રદીપ્ત થતાં જ્વરની પ્રાપ્તિની સામગ્રીઓ તૂટી જવાથી જ્વર ઉતરી જાય, શરીર હલકું થઇ જાય, અને ભુખ પણ લાગે, એ સંભવિતજ છે.

## લંઘન નિષેધ.

આમ વિનાના વાયુના જ્વરમાં, ક્ષયથી થયેલા જ્વરમાં, કામ ક્રોધાદિક મનના વિકારોથી થયેલા જ્વરમાં, ઉર્ધ્વ શ્વાસ સાથેના જ્વરમાં, વ્રણજ્વરમાં, શોથજ્વરમાં લંઘન કરાવવું નહિ. તે પ્રમાણે જેમને માટે લંઘનનો નિષેધ કર્યો છે તેમને પણ લંઘન કરાવવું નહિ.

## લંઘન બરાબર થયાના લક્ષણો.

અધોવાયુ, મૂત્ર તથા મળ યોગ્ય રીતે નીકળવા લાગે, ભૂખ તથા તરસ સહન થઇ શકે નહિં, શરીર હલકું થઇ જાય, અંતઃકરણ તથા ઇંદ્રિયો પ્રસન્ન થાય, અને કૃશતા થાય, તો લંઘનનો સમ્યક્ યોગ થયેલો જાણવો. ( આ લક્ષણોમાંથી એકાદ લક્ષણ થાય ત્યારે નહીં પણ એ સઘળાં લક્ષણો સામટા થાય ત્યારે લંઘનનો સમ્યક્ યોગ થયેલો જાણવો.)

## લંઘનનો અતિયોગ થયેલાંના લક્ષણો.

ઓજનો ક્ષય થઇ જાય, તરસ લાગ્યા કરે, મોઢામાં શોષ પડે, તંદ્રા થાય, નિદ્રા આવે નહીં, ભ્રમ થાય, અને શ્વાસ આદિ ઉપદ્રવો થાય, તો લંઘનનો અતિયોગ થયો સમજવો. લંઘનનો હીન યોગ થયો હોય તો ઉલટીના જેવા ઉછાળા આવ્યા કરે છે, મોળ આવે છે, વારંવાર કફ પડે છે, તંદ્રા થાય છે, અને કંઠ તથા મોઢું અશુદ્ધ રહે છે.

## ઉકાળેલું પાણી.

ઉનું પાણી અગ્નિને પ્રદીપ્ત કરે છે, કફનું છેદન કરે છે, તથા

વાયુ તથા પિત્તને અનુલોમ કરે છે, તૃષા મટાડે છે અને દોષો તથા સ્રોતોને કોમળ કરે છે, માટે કફજ્વર અને વાતજ્વર વાળાઓને કફજ્વર વાતજ્વરમાં ઉનું પાણી હિતકર છે. ટાઢું પાણી સેવન કરવાથી જ્વરની વૃદ્ધિ થાય છે.

## પાણી ઉકાળવાના પ્રકાર.

પાણી ઉકળતાં ઉકળતાં ધીમે ધીમે ફીણ વગરનું નિર્મળ તથા અડધું રહે ત્યારે તે ઉનું પાણી ગણાય છે. એ ઉકાળેલું પાણી ટાઢું કરીને વાપરવું. દિવસે ઉકાળેલું પાણી રાત્રે ભારે થઇ જાય છે, અને રાત્રે ઉકાળેલું પાણી દિવસે ભારે થઇ જાય છે, માટે તેવી રીતે વાપરવું નહી.

## સંસ્કારવાળું ઉકાળેલું પાણી.

પિત્તજ્વર તથા મદ્ય, કે વિષ વિગેરેથી ઉત્પન્ન થતા જ્વરોમાં મોથ, સુંઠ, રાતો વાળો, ખડસલીઓ, કાળો વાળો અને રતાંદલી એ છ વસ્તુઓ નાંખી ઉકાળી ટંઢુ કરેલું પાણી પાવું. આ સંસ્કારવાળા પાણીને ષડંગ પાણી કહે છે.

## પાચન કવાથો.

જ્વરમાં બહુ દોષને લીધે તેમ મંદાગ્નિને લીધે, લંઘનથી સાત દિવસ ઉપરાંત પણ દોષો ન પાકેલાં જોવામાં આવે તો પછી પાચન કવાથો નીચે પ્રમાણેના આપવાઃ—

**૧ બૃહત્પંચમૂળ કવાથ**—વાતજ્વર ઉપર બૃહત્પંચમૂળનો કવાથ પાચન માટે આપવો. પિત્તજ્વરમાં મોથ, કડુ અને ઇંદ્રજવનો કવાથ મધ નાખી પાચન માટે આપવો. કફજ્વર ઉપર પિપલ્યાદિ ગણનો કવાથ પાચન માટે આપવો. મિશ્ર દોષોથી ઉત્પન્ન થયેલા જ્વરો ઉપર દોષોના અનુસાર પ્રમાણે ઉપર કહેલા કવાથોને મિશ્રિત કરી પાચન માટે આપવો. આ બાબત બીજા તંત્રોમાં જણાવ્યું છે કે વાતપિત્ત જ્વર ઉપર લઘુપંચમૂળનો કવાથ આપવો. કફપિત્તજ્વર ઉપર લઘુપંચમૂળનો કવાથ આપવો, અને કફવાતજ્વર ઉપર બૃહત

પંચમૂળનો ક્વાથ પાચન માટે આપવો, અને સન્નિપાતજ્વર ઉપર ભોંયરીંગણી, ધમાસો અને ગોખરૂનો ક્વાથ પાચન માટે આપવો.

## પાચન ક્વાથો નહિ આપવાની સ્થિતિ.

જેણે તુરત પાણી પીધું હોય તેને, જેણે લાંઘણ કરી હોય તેને, જેણે ભોજન કર્યું હોય તેને, અજીર્ણવાળાને, ક્ષીણ થયેલાને અને તૃષાવાળાઓને, પાચન ક્વાથો આપવા નહિ.

## ઔષધ સમય અને દોષપાક.

જ્વરવાળાને ઔષધ આપવું તે દોષ પાકી ગયા પછીજ આપવું. દોષ પાકી ગયાનું લક્ષણ નીચે પ્રમાણે'—

જ્વર હલકો પડી ગયો હોય, શરીર હલકું પડી ગયું હોય, અને વાયુ, પિત્ત, કફ, મૂત્ર તથા ઝાડો પોતપોતાના માર્ગમાં સારી રીતે ચાલતાં હોય ત્યારે દોષ પાકી ગયેલો જાણવો. કેટલાએક આચાર્યો માને છે કે તાવને સાત દિવસ થયા પછી અને કેટલાએક એમ જણાવે છે કે દશ રાત્રિ થયા પછી ઔષધ આપવું.

## ઔષધ આપવા બાબતનો સુશ્રુત મત.

પિત્તજ્વરની ઉત્પત્તિને થોડીજ મુદત થઇ હોય તો પણ દોષનો પાક થયેલો જોવામાં આવે તો દશ દિવસો વ્યતીત થયાની રાહ નહીં જોતાં ઔષધ આપવું.

વાતજ્વર તથા કફજ્વર આદિ જ્વરોમાં પણ દોષનો પાક થયેલો જોવામાં આવે તો થોડી મુદત થયાં છતાં પણ એટલે સાત દિવસ તથા બાર દિવસ પૂરા નહીં થયેલાં છતાં પણ ઔષધ આપવું અનુચિત નથી.

## દોષ પાકયા પહેલાં ઔષધ નહિ આપવાનું કારણ.

આમ ( કાચા ) દોષવાળા માણસને શોધન ઔષધ આપવામાં આવે, તો તે ઔષધ જ્વરને વધારે પ્રજ્વલિત કરે છે. અને શમન ઔષધ આપવામાં આવે તો તે ઔષધ, સંતતજ્વરમાંથી

વિષમજ્વર કરે છે. બીજા તંત્રોમાં વાયુ જ્યારે આમવાળો હોય છે, ત્યારે દસ્તની કબજીયત થાય છે, અગ્નિ મંદ કરે છે, તંદ્રા ઉત્પન્ન કરે છે, આંતરડાઓમાં વેદના સાથે ગુડગુડ થાય છે, શરીરમાં સોયા ઘોંચ્યા જેવી વેદના થાય છે. તે પ્રમાણે પિત્ત આમ-વાળું હોય તો તે ખાટું હોય છે, દુર્ગંધવાળુ હોય છે, હરિતવર્ણ-વાળું હોય છે, કાંઇ શ્યામતાવાળું પણ હોય છે, સ્થિર હોય છે, ખાટા હોડકાર આવ્યા કરે છે, અને કંઠ તથા હૃદયમાં દાહ થાય છે. કફ પણ આમવાળો હોય તો મેલો હોય છે, ઘટ હોય છે, તંતુઓવાળો હોય છે, કંઠમાં જામી રહે છે, દુર્ગંધવાળો હોય છે, અને ભૂખ તરસને લાગવા દેતો નથી.

## જ્વરોમાં વમન વિરેચન બાબત.

કફજ્વરમાં કફ પાકી ગયો જણાતો હોય તો રોગીની શક્તિ ઉપર વિચાર કરી વમન ( ઉલટી ) કરાવવું. પિત્તજ્વરમાં પિત્તનો ઘણો ભાગ જણાતો હોય, અને પક્વાશય શિથિલ હોય તો વિરે-ચન આપવું.

વાતજ્વરમાં વાયુ પ્રતિલોમ થઇ ઉર્ધ્વ ભ્રમણ કરતો હોય અને પીડા થતી હોય તો નિરૂહબસ્તિ આપવી.

જ્વરમાં પીઠ તથા કમ્મર જકડાઇ જવાથી અત્યંત પીડા થવાથી રોગીનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તો અનુવાસનબસ્તિ ( સ્નેહ બસ્તિ ) આપવી.

જ્વરમાં કફથી માથું વધારે ભારે જણાતું હોય તો તેની પીડા શમન કરવા શિરો વિરેચન નસ્ય આપવું.

## જ્વરોમાં જુદાં જુદાં પથ્ય.

ઘણા ઉપવાસ, શ્રમ, અને વાયુ, વધવાથી જ્વર થયો હોય તો તેમાં ભાત, મગના [1]યૂષ સાથે આપવો. કફથી જ્વર થયો હોય

---

૧ મગને અઢાર ઘણાં પાંણીમાં પકવતાં તેનો થોડી કણીવાળો જે રસ થાય તે મગનો યુષ કહેવાય છે.

તો તેમાં મગના યૂષ સાથે ભાત આપવો. પિત્તથી જ્વર થયો હોય તો તેમાં સાકરથી સંસ્કાર કરેલો ભાત મગના યૂષ સાથે આપવો. વાત પિત્તથી જ્વર ઉત્પન્ન થયો હોય તો દાડમ, આંમળાં અને મગના યૂષ સાથે ભાત આપવો. વાતપિત્ત-કફથી જ્વર ઉત્પન્ન થયો હોય તો નાહાના અને મગના યુષ સાથે ભાત આપવો. પિત્તકફથી જ્વર ઉત્પન્ન થયો હોય તો પટોલ અને લીંમડાના મુળ સાથે સંસ્કાર કરેલો ભાત આપવો.

## કેવા તાવમાં દુધ આપવું.

[1]જીર્ણજ્વરથી પીડાયેલો કૃશ માણસ હોય, અને વાતજ્વર તથા પિત્તજ્વરમાં જે રોગી માણસ મળબંધવાળો હોય, જેના મળો પક્વ થઇ પડી ગયા હોય, રૂક્ષ હોય, જે દાહવાળો હોય અને તરસથી પીડાતો હોય, તે માણસને દુધ હિતકર છે.

## [2]તરૂણજ્વરમાં દુધનો નિષેધ.

સાત દિવસ સુધી તરૂણજ્વર કહેવાય છે તે તરૂણજ્વરમાં દુધ પીવામાં આવે તો મૃત્યુ કરે છે.

## દુધનું પથ્ય.

જે જ્વરના રોગીનો કફ ક્ષીણ થયો હોય તેને, સાત્મ્ય પ્રકૃતિ-વાળાને, તૃષાવાળાને, પિત્ત તથા વાયુથી પીડાયેલાને, તથા અતિસાર (ઝાડા) વાળાને દુધ પથ્ય છે. કારણ કે તે દુધ અગ્નિથી બળેલા વનને જેમ વરસાદ જીવાડે છે, તેમ લંઘનથી તપેલા શરીરને જીવાડી જ્વર નાશ કરે છે. જ્વરમાં દુધ ચા પાવાના સંબંધમાં ઉપર બતાવેલા તરૂણજ્વર સિવાયના બીજા જ્વરોમાં સંસ્કારિત ઠંડુ દુધ

---

૧ જે જ્વર બાર દિવસથી ઉપર અને ત્રણ દોષોની જે બમણી અવધિ છે તેથી પણ ઉપર માણસોના શરીરમાં મંદ વેગથી રહે તે જીર્ણ-જ્વર કહેવાય છે. સુશ્રુત.

૨ तदेव तु पयः पीतं तरुणेहन्ति मानवम् । સુશ્રુત.

અગર ઉષ્ણુ કે ધારોષ્ણુ દુધ યોગ્ય કાલે આપવું. દુધમાં ગાયનું દુધ ઉત્તમ ગણેલું છે.

## ૧ પંચમૂલ સિદ્ધ દુધ.

પંચ મૂળથી ઉકાળેલું દુધ લેવાથી જ્વર, જીર્ણુજ્વર, ઉધરસ, શ્વાસ, મસ્તકશૂળ અને પડખાનાં શૂળનો નાશ થાય છે.

## ૨ શુંઠયાદિ શૃત દુધ.

સુંઠ, બળદાણા, ભોંયરીંગણી અને ગોખરૂથી સિદ્ધ કરેલું દુધ વાતજ્વર, ઝાડો, શોથજ્વર અને ઉધરસને મટાડે છે.

## ૩ પુનર્નવાદિ સિદ્ધ દુધ.

નાની સાટોડી, બીલાં અને મોટી સાટોડીથી સિદ્ધ કરેલું દુધ સર્વ પ્રકારના તાવ અને સોજાને મટાડે છે.

## ૪ દ્રાક્ષાદિ શૃત દુધ.

દ્રાક્ષ, બલદાણા, જેઠીમધ, સારિવા અને લીંડીપીંપર નાંખી ઉકાળેલું દુધ ઠંડું કરી મધ નાંખી આપવું.

## ૫ [1]દુધનો પ્રયોગ.

દૂધ રૂ. ૮ ભારમાં પાણી રૂ. ૩૨ ભાર તેમાં લીંડીપીંપર ત્રણ નાંખીને ઉકાળવું, ઉકળતાં તમામ પાણીનો ભાગ બળી જાય અને દુધ રહે ત્યારે ઉતારી ઠંડું પડે ત્યારે પીંપર કાહાડી નાંખી પછી ઉકાળેલું દુધ આપવું તે દુધ જીર્ણુજ્વરનો નાશ કરે છે, જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે, શ્વાસ, કાસ, વાત, તાવ, વિગેરે જ્વરોનો નાશ કરે છે, રૂચિ કરનાર છે, બળ આપનાર અને શરીર પુષ્ટ કરનાર છે.

## ચિકિત્સા તત્ત્વ અને પદ્ધતિ.

જે કારણોથી જ્વર ઉત્પન્ન થયો હોય તે કારણોથી વિપરીત ચિકિત્સા થવી જોઇએ. જેમકે અજીર્ણુથી ઉત્પન્ન થયેલા જ્વરમાં

---

૧ जलचतुःपलयुक्तपयः पलेशृतकणात्रयमग्नि करं परम्।
श्वसनकासबलासपुरातनज्वरहरं रुचिदं बलवर्धनं॥ वैद्य०

લંઘનથી ચિકિત્સા કરવી અને લંઘનના અતિયોગથી જ્વર થયો હોય તો ભોજનથી ચિકિત્સા કરવી. સ્ત્રીઓને કસુવાવડથી, તેમ ધાવણ ચઢવાથી, શ્રમથી, રૂધિરાદિકસ્ત્રાવથી અને અભિઘાતથી જે જ્વરો જે જે દોષના કારણથી ઉત્પન્ન થાય છે, તે તે દોષોને શાંત કરનારૂં શમન તથા પાચન ઔષધ આપવું.

## [1]સંશમન ક્વાથો.

### વાતજ્વર.

૧ પીંપર, ઉપલસરી, દ્રાક્ષ, સુવા અને હરેણુનો ક્વાથ ગોળ નાંખી આપવો.

૨ ગળોનો ક્વાથ આપવો.

૩ બળદાણા, દર્ભ અને ગોખરૂનો ક્વાથ આપવો.

૪ સુવા, વજ, કડ-દેવદાર, હરેણું, કોથમીર, વાળો અને મોથનો ક્વાથ મધ અને સાકર નાંખી આપવો.

૫ દ્રાક્ષ, ગળો, સીવણુના ફળ, ત્રાયમાણ અને ઉપલસરીનો ક્વાથ ગોળ નાખી આપવો.

૬ ગળોનો સ્વરસ અને તેટલોજ શતાવરીનો સ્વરસ ગોળ નાખી આપવો.

વાયુના જ્વરને શાન્ત કરવા માટે જે જે વખતે જે જે અનુકુલ હોય તે તે પ્રમાણે સ્વેદ, લેપ, વિગેરે ઉપાયોની યોજના કરવી. ટાઢ આવે તે વખતે સ્વેદ વિધિ, પેટ ચઢે તે વખતે લેપ, માથું દુઃખે ત્યારે લેપ; વિગેરે ઉપાયો કરવા.

## સંશમન ક્વાથ.

### પિત્તજ્વર.

૭ સીવણ; રતાંદલી, વાળો, ધમાસો અને જેઠીમધનો ક્વાથ સાકર નાખી આપવો.

---

[1] સુશ્રુતાચાર્યે પ્રથમ સંશમન ક્વાથોની શરૂઆત કરી છે.

૮ ગળો, શ્વેત કમળ, લોધર, ઉપલસરી અને નીલકમળનો ક્વાથ સાકર નાખી પાવો.

૯ દ્રાક્ષ, ગરમાળાનો ગોળ. એ બન્નેનો ક્વાથ, સાકર નાખી આપવો.

૧૦ પદ્મકાષ્ટ, જેઠીમધ, દ્રાક્ષ, શ્વેતકમળ અને નીલકમળના કલ્કને ઉના પાણીમાં ઘોઈ, રાત્રે રહેવા દઈ સવારમાં મધ સાથે મેળવી પીવાને આપવામાં આવે તો તેથી જ્વરનો દાહ શાન્ત પામે છે.

૧૧ જીભ, તાળવું, ગળું, અને તૃષાનું સ્થાન એટલામાં શોષ બહુ જણાતો હોય તો સેકેલા જવ, વાળો, રીસામણી અને સીવણના ફળ એટલી ચીજોનો કલ્ક કરી માથા ઉપર મુકવો.

૧૨ આંમળાં અને જીરાંને વાટી તેનો કલ્ક ગુલાબ જળમાં કરી માથા ઉપર મુકવો.

૧૩ બીજોરાંના અંદરનો ગર્ભ એટલે કેસરાનો કલ્ક, મધ તથા સિંધવ સાથે મોહોડામાં રાખવાથી મોહોડાની કડવાસ અને બેસ્વાદ બંધ થાય છે.

૧૪ દ્રાક્ષ, દાડમ, સાકર અને ખજુરનો કલ્ક કરી મહોડામાં રાખવાથી બેસ્વાદ મટે છે.

## સંશમન ક્વાથ.

### કફજ્વર.

૧૫ ગળો, લીમડો, સપ્તિપર્ણ અને કાંટાવાળોનો ક્વાથ મધ નાંખી આપવો.

૧૬ સુંઠ, મરી, પીંપર, નાગકેસર, હળધર, કડુ અને ઇંદ્રજવનો ક્વાથ મધ નાખી આપવો.

૧૭ હળદર, ચિત્રક, લીમડો, વાળો, અતિવિષ, મજીઠ, ઇંદ્રજવ, મોરવેળ, અને પટોળનો ક્વાથ, મધ તથા મરીનું ચુર્ણ નાખી આપવો.

૧૮ ઉપલસરી, અતિવિષ, કડુ, ગુગળ, ધમાસો અને મોથનો ક્વાથ આપવો.

૧૯ મોથ, ઇંદ્રજવ, ત્રિફળા, કડુ અને ધ્રામણાનો કવાથ આપવો.

## વાતજવરના ઉપાય.

લાંઘણ દરેક જવરમાં હિતકારક છે, તોપણ દોષ પ્રકૃતિ અને દરદીની સ્થિતિ ઉપર વિચાર કરીને લંઘન કરાવવું યોગ્ય છે. વાતજવરમાં વૈધક-શાસ્ત્રે ૭ દિવસની લાંઘણની મુદ્દત રાખી છે.

### ( ૨૦ ) કિરાતાદિ કવાથ.

( ૧ ) કરીયાતું, નાગરમોથ, લીમડાની ગળો, વિરણના વાળા, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ, સુંઠ એટલી વસ્તુઓનો કવાથ વાતજવરનો નાશ કરે છે.

### ( ૨૧ ) ઉશીરાદિ કવાથ.

( ૨ ) વિરણનો વાળો, સુંઠ, પીઠવણ, કરીયાતું, મોથ, સાલવણ, રીંગણી, ભોંયરીંગણી, ગળો, ગોખરૂ, એટલી વસ્તુઓનો કવાથ વાતજવરનો નાશ કરે છે.

### ( ૨૨ ) ગુડુચ્યાદિ કવાથ.

( ૩ ) ગળો, સુંઠ અને પીંપળમૂળના ગંઠોડાનો કવાથ વાતજવરનો નાશ કરે છે; આ કવાથને ગુડુચ્યાદિ પાચન કહે છે; અને તે વાતજવરનાં સંપૂર્ણ લક્ષણો જણાયા પછી સાતમે દિવસે આપવો.

### ( ૨૩ ) સુંઠયાદિ કવાથ.

( ૪ ) સુંઠ, નાગરમોથ, ગળો, હળદર અને ધાણાનો કવાથ વાતજવરનો નાશ કરે છે.

### ( ૨૪ ) દુરાલભાદિ કવાથ.

( ૫ ) ધમાસો, સુંઠ, નાગરમોથ, ગળો, પીંપળીમૂળના ગંઠોડાનો કવાથ વાતજવરનો નાશ કરે છે.

### ( ૨૫ ) કણાદિ કવાથ.

( ૬ ) લીંડીપીંપર, ગળો, સુંઠ, એરંડાના મુળ અને પીંપળમૂળનો કવાથ વાતજ્વરનો નાશ કરે છે.

## ( ૨૬ ) ક્ષુદ્રાદિ ક્વાથ.

(૭) ભોંયરીંગણી, સુંઠ, ધાણા, રીંગણી અને ભોંયરીંગણીનો ક્વાથ વાતજ્વરનો નાશ કરે છે.

## ( ૨૭ ) મીશ્યાદિ ક્વાથ.

( ૮ ) વરીઆળી, સારીવા (ઉપલસરી) કાલીદ્રાક્ષ અને ગરમાળાના ગોળનો ક્વાથ વાતજ્વરનો નાશ કરે છે.

## [૧]( ૨૮ ) મહા સુદર્શન ચૂર્ણ.

( ૯ ) હરડે, બહેડા, આમળા, હળદર, દારૂહળદર, બેઠી ભોંયરીંગણી, ખડસલીઓ, મોથ, ત્રાયમાણ, નેત્રવાળો, લીમડાની છાલ, પુષ્કરમૂળ, જેઠીમધ, કડાછાલ, અજમોદ, ઇંદ્રજવ, ભારંગમૂળ, સરગવાનાં બી, ફુલાવેલ ફટકડી, વજ, તજ, પદમક, વાળો, સુખડ, અતિવિષ, બલા, સાલવણ, પીઠવણ, વાવડીંગ, તગર, ચિત્રક, દેવદાર, ચવક, પટોળ, જીવક, ઋષભક, લવંગ, વાંસકપુર, ધોળું કમળ, કાકાલી, તમાલપત્ર, જાવંત્રી, તાલીસપત્ર, સુંઠ, મરી, પીંપર, પીપળીમૂળ, મોરવેલ, ગળો, ધમાસો, કડુ, કચોરો; તે સર્વના વજનથી અરધું કરીઆતું; તે સર્વનું બારીક ચૂર્ણ કરવું. માત્રા–તોલો ૦। અનુપાન ઠંડુ પાણી. ત્રણે દોષ, સર્વજ્વર, બન્ને દોષવાળા તાવ, ત્રિદોષજ્વર, સન્નિપાતજ્વર, માનસજ્વર, શીતજ્વર, આંતરીયા તાવ તથા સર્વજ્વરનો નાશ કરે છે.

## ( ૨૯ ) લઘુ સુદર્શન ચૂર્ણ.

( ૧૦ ) ગળો, પીંપર, પીંપરીમૂળ, કડુ, હરડે, સુંઠ, લવીંગ, લીંબડાની અંતરછાલ, તજ, સુખડ આ સર્વ ચૂર્ણના વજનથી અરધું કરીઆતાનું ચૂર્ણ મેળવવું. ત્રિદોષ તથા સર્વ જવરનો નાશ કરે છે.

## ( ૩૦ ) પુષ્કરાદિ ચૂર્ણ.

( ૧૧ ) એરંડાનાં મૂળ, મરી, સુંઠ, કરીઆતું, હીંમજ, ઇંદ્ર-

---

૧ ચુર્ણ તથા ક્વાથ વગેરે પ્રકરણમાં જે ચુર્ણો, ક્વાથો વગેરે બતાવ્યાં છે તેમાં અને આ ચુર્ણો, અને ક્વાથોના પાઠોમાં ફેરફાર છે.

જવ, કડુ, સંચળ એ વસ્તુઓની ફાકી લેવી.

### ( ૩૧ ) ઇંદ્રયવાદિ ચૂર્ણ.

( ૧૨ ) ઈંદ્રજવ, સુંઠ, સંચળ, કરીયાતું, પોખરમૂળ, વાવડીંગ, હરડેદળ એ વસ્તુઓની ફાકી લેવી.

### ( ૩૨ ) શતાવર્યાદિ કવાથ.

( ૧૩ ) શતાવરી અને ગળોનો સ્વરસ વાતજ્વરનો નાશ કરે છે. ઉપરના કવાથ, ચૂર્ણ, તથા ફાકીનાં હીમ, ફાંટ, વિગેરે કરી તે પણ લેવાં.

## પિત્તજ્વરના ઉપાય.

દોષની સ્થિતિને અનુસરી એક દિવસ લાંઘણ કરવી, અગર તો ભુખ ન લાગે ત્યાં સુધી લાંઘણ કરવી.

### (૩૩) ઇંદ્રયવાદિ કવાથ.

( ૧ ) ઇંદ્રજવ, નાગરમોથ અને કડુનો કવાથ મધ નાંખી પીવો.

### ( ૩૪ ) પર્પટાદિ કવાથ.

( ૨ ) ખડસલીઓ, મોથ, ધમાસો અને કરીયાતુ; એનો કવાથ પીવો.

### ( ૩૫ ) કટ્ફલાદિ કવાથ.

( ૩ ) કાયફળ, મોથ, પાહાડમૂળ, કડુ, કરીયાતુ અને ઇંદ્રજવનો કવાથ સાકર નાંખી પીવો.

### ( ૩૬ ) દુરાલભાદિ કવાથ.

( ૪ ) ધમાસો, પિત્તપાપડો, કરીઆતુ, અરડુસીની છાલ અને કડુનો કવાથ મધ નાખી પીવો.

### ( ૩૭ ) કિરાતાદિ કવાથ.

( ૫ ) કરીયાતું, કડુ, મોથ, જેઠીમધ, બેહેડાં, પીપળમૂળ અને ત્રાયમાણનો કવાથ સાકર નાખીને પીવો.

## (૩૮) પર્પટ ક્વાથ.

(૬) [1]પિત્તપાપડાનો એકલો ક્વાથ પીવો, તેમાં પણ વીરણુનો વાળો, સુંઠ અને રતાંદલી નાંખી ક્વાથ પીવામાં આવે તો વધારે હિતકર છે.

## (૩૯) દ્રાક્ષાદિ ક્વાથ.

(૭) કાલીદ્રાક્ષ, હરડે, પિત્તપાપડો, મોથ, કરીઆતું અને ગરમાળાનો ગોળ એટલી વસ્તુઓનો ક્વાથ આપવો.

## (૪૦) દુરાલભાદિ ક્વાથ. [૨]

(૮) ધમાસો, અતિવિષની કળી, કરીયાતુ, કડુ, અરડુસી, પિતપાપડો, એ વસ્તુઓનો ક્વાથ સાકર નાંખી આપવો. આ બન્ને ક્વાથ માટે વૈદ્યાવતંસ લોલિંબરાજ કવિએ નીચે પ્રમાણે કહ્યું છે.

[2]શાર્દૂલવિક્રિડિત.

ગર્માલો, કડુ, મોથ, દ્રાક્ષ, હરડેને રેણુના ક્વાથથી,
મૂર્છા, શોષ, તૃષા, તનપ્ખ, લવરી, ભ્રાંતિ જશે વેગથી;
કર્યાંતૂ, કડુ, વીખ, અર્ડુસી, ધમાસો, રેણુના ક્વાથને,
પીતાં સાકર શું તજે તરસને પિત્તજ્વરો દાહને.

## (૪૧) હરિતક્યાદિ ક્વાથ.

(૯) હરડે, ગળો, ખડસલીયો અને પિત્ત પાપડાનો ક્વાથ આપવો.

---

૧ **રથોદ્ધતા.**

**એકલોજ પિત્તપાપડા તણો, ક્વાથ પિત્તજ્વરને હરેજનો;**
**સુંઠ, ઉદક, રતાંજલી ભળે, કેમ પિત્તજ્વરને ન તે દળે.**

**વસંતતિલકા.**

**પિત્તજ્વરે સલિલ રેણું તણું ભજશે, આરોગ્યલક્ષ્મિ ઝટ તેની સમીપ જશે;**
**છોડાવતાં સખિવડે જયમ રીસતારી, હું આવતી મદન પીડિત પાસ મારી.**

૨ **દ્રાક્ષાદિ ક્વાથ.** **વૈ. જી.**

## ઉપજાતિ.

અરે ! બતાવ્યા બહુ ક્વાથ શાણો,
પરાશરાદી મુનીયે પુરાને ?
હડે, ગળો, રેણું ક્વાથ પીતાં,
જાશે ન પિત્તજ્વરની શું ચિંતા.

## ( ૪૨ ) ષડંગ ક્વાથ.

( ૧૦ ) કાળો વાળો, ધોળો વાળો ( વીરણનો વાળો ) મોથ, ખડસલીયો, પિત્તપાપડો, સુંઠ, રતાંજલી એ વસ્તુઓના ક્વાથને "ષડંગ" ક્વાથ કહે છે. તે દાહજ્વરમાં ઘણો ઉત્તમ છે.

## પુષ્પિતાગ્રા.

શશિમુખિ, સુંઠ, મોથ, જુગ્મવાળો,
વળી પિત્તપર્પટ, રક્ત ચંદનાળો;
જ્યમ હિમજળ તર્ષને હણે છે,
ત્યમ સહુ તાવ ક્વાથ આ હરે છે.

( ૧૧ ) પ્રથમ કહેવામાં આવેલાં લઘુસુદર્શન તથા મહાસુદર્શન ચૂર્ણો તથા તેના હિમ વિગેરે પીવાથી પણ ફાયદો થાય છે. પિત્તજ્વરમાં શરીરે દાહ બહુ થાય છે. માટે નીચે પ્રમાણે તેના ઉપાયો કરવાં.

## [1]( ૪૩ ) ઉપજાતિ.

હજાર વેળા જલથી ઘિ ધોશો,
ચોળી શરીરે જ્વર દાહ ખોશો;
પરસ્ત્રિ શું લંપટ કેરી જેમ,
ઘટે સ્વનારી પ્રતિ પ્રીતિ તેમ.

## ( ૪૪ ) નિંબાદિ લેપ.

( ૧૨ ) લીમડાની કુપળોને પાણીમાં વલોવી તેનું ફીણ શરીરે

---

१ सहस्रधौतेन घृतेन दिग्धदेहस्य दाहः कृशतां बिभर्ति ।
अन्याङ्गनासङ्गमसादरस्य स्वीयेषु दारेषु यथाभिलाषः ॥

ચોળવાથી પિત્તજ્વરમાં થતો દાહ શાંત પામે છે.

ઇંદ્રવજ્રા.

દાહ, તૃષા, મોહ સમે સમૂળો,
જો નિંબ પત્રોતણું ફીણ ચોળો;
વારાંગના સંગતથી જ જેમ,
નાસે ધનીનું ધન પ્યારી! તેમ.

[1]( ૪૫ ) દ્રાક્ષાદિ કવાથ.

( ૧૩ ) કાલી દ્રાક્ષ અને ગરમાળાના ગોળનો કવાથ પિત્તજ્વરને દૂર કરે છે. છતાં પણ તેમાં પિત્તપાપડો, નાગરમોથ, ગળો અને કડુ, મેળવીને પીવામાં આવે તો તે અમૃત સમાન ગુણ આપે છે.

[2]( ૪૬ વસંતતિલકા.

છે ચર્ચિયાં શરિર ચંદનથીજ જેમાં,
મોતી ભર્યાં ચપળ છે સ્તન જુગ્મ જેનાં;
ચાતુર્ય મોહભરિ વાણિ વદંતિ બાલા,
આલિંગતાં દુર થશે સહુ તાપ જ્વાલા.

( ૧૪ ) અર્થ સમજાય તેવો છે. એટલે સ્ફુટ કરવાની જરૂર નથી.

( ૪૭ ) વૈતાલીય.

( ૧૫ ) શુભ પંકજ પેખવા થકી, વળી સૂગંધિત મંદવાયુથી;
જળ કેલિ કથા કુતુહળે નહિ પિતજ્વર વ્યાધિયો પળે.

---

१ द्राक्षारग्वधयो: कवाथ: पीत: पित्तज्वरापह: ।
पर्पटाब्दामृतातिक्तायुक्त श्चेत्किं सुधा तत: ॥

२ श्रीखंडमंडितकलेवर वल्लरीणाम् ।
मुक्ताफलाकुल विशालकुचस्थलीनाम् ॥
वैदग्ध्यमुग्धवचसां सुविलासिनीना ।
मालिङ्गनंसकलदाहमपाकरोति ॥ वै. जी.

## ( ૪૮ ) શાર્દૂલ વિક્રીડીત.

( ૧૬ ) શય્યા કોમલ, કંજપત્રથિ રચી, કે, મિત્ર શૂં વાસતાં,
કે ખીલ્યાં તરૂ યુક્ત રમ્ય વનમાં વાપીજલો પેખતાં;
મેના પોપટના મધૂર સુરથી કે પ્યારિ ગોષ્ટી થકી,
કે પંખા ખસતા તણા સમિર એ દાહો શમાવે નકી.

## ( ૪૯ ) ચંદનાદિ લેપ.

( ૧૭ ) સુખડનું ચંદન, બરાસકપુર, અને વિરણનો વાળો એ,
ત્રણ વસ્તુઓનો લેપ પિત્તજ્વરના દાહને સમાવે છે.

## દ્રુતવિલંબિત.

[1]અયિ પ્રિયે મધુ ગાન કરાવતી,
મધુર ભાષિણિ; કામથિ રાગતિ;
સુખડ, કર્પુર, વિરણ લેપથી,
શરીર દાહ શમાય જરૂરથી.

યુનાની દવા કેટલી વખતે સારી અસર કરેછે. શરબત-બનપ્સા (ન. ૧૪૮), શરબત નિલોફર (નં. ૧૪૬), લીંબુનું શરબત (નં. ૧૫૦), આંબલાનું શરબત, ગુલાબનું શરબત (નં. ૧૪૩) હિતકર છે.

## કફજ્વરના ઉપાય.

કફજ્વરના દરદીને લંઘન કરવાની મુદત ચાર દિવસની છે. જ્યાં સુધી દુષિત થયેલા દોષનું પાચન ન થાય ત્યાં સુધી લંઘન તથા મગનું ઓસામણ આપવું હિતકર છે.

## ( ૫૦ ) મુસ્તાદિ કવાથ.

( ૧ ) નાગરમોથ, ધમાસો, સુંઠ, તથા અરડુસીનો કવાથ બાર દિવસ પછી પાચનાર્થે આપવો.

---

१ अयि नितंबिनि गायनलालसे । मधुरवाणिनि काममदालसे ।
वपुषिदाहवतांविहितंहितं । हिमहिमांशुजलैरनुलेपनम् ॥
वै. जी.

### ( ૫૧ ) ભારંગમૂલાદિ કવાથ.

( ૨ ) ભારંગમૂળ, ધમાસો, નાગરમોથ, સુંઠ અને અરડુ-સીનાં પાંદડાંનો કવાથ આપવો.

### ( ૫૨ ) કટવાદિ કવાથ.

( ૩ ) કડુ, ચિત્રો, લીમડાની અંતરછાલ, હળધર, અતિવિષની કળી, વજ, ઉપલેટ, ઇંદ્રિજવ, પટોળાનો કવાથ મધ નાખી આપવો.

### ( ૫૩ ) ગુડુચ્યાદિ કવાથ.

( ૪ ) ગળો, લીમડાની અંતરછાલ, સુંઠ, દેવદાર, પદ્મકચુરો, કરીઆતુ, પોખરમૂળ, પીંપર અને ભોંયરીંગણીનો કવાથ આપવો.

### ( ૫૪ ) મુસ્તાદિ કવાથ નં. ૨

( ૫ ) નાગરમોથ, ઇંદ્રિજવ, ત્રિફળા ( હરડાં, બેહેડાં, અને આંમળાં ) અને કડુનો કવાથ આપવો.

### ( ૫૫ ) નિંબાદિ કવાથ.

( ૬ ) લીમડાની ગળોનો કવાથ તથા હિમ તથા ફાંટ એમાંથી ગમે તે મધ નાખીને આપવું.

### ( ૫૬ ) નિર્ગુડિ કવાથ.

( ૭ ) નગોડનો કવાથ, પીંપરનું ચૂર્ણ નાખીને પીવો.

### ( ૫૭ ) વાસાદિ કવાથ.

( ૮ ) અરડુસીનાં પાન, ગળો અને ભોંયરીંગણીનો કવાથ મધ નાંખીને પીવો.

### ( ૫૮ ) કટ્ફલાદિ કવાથ નં. ૨.

કાયફળ, નાગરમોથ, કડુ, સુંઠ, કાકડાસીંગ અને પોખરમૂળ, એટલી વસ્તુઓનું ચૂર્ણ બે આની ભારથી પાવલી ભાર સુધી મધ તથા આદાના રસમાં લેવું.

### ( ૫૯ ) કર્કટાદિ કવાથ નં. ૧

( ૧૦ ) કાકડાસીંગ, અતિવિષની કળી, કરીયાતું અને

પીંપરનું ચૂર્ણ બે આની ભારથી પાવલી ભાર સુધી મધમાં ચાટવું.

## ( ૬૦ ) કર્કટાદિ ક્વાથ નં. ૨

કાકડાસીંગ, પીંપર, કાયફળ અને પોખરમૂળ એ ચાર ઓસડોનું બારીક ચૂર્ણ કરી તેમાં મધ નાંખીન તેનો અવલેહ ( ચાટણ ) કરવો તે ચાટણ સવાર સાંજ પા રૂપીઆભારથી અડધા ભાર સુધી ચાટવો.

## ( ૬૧ ) વાસાદિક્વાથ નં. ૨

( ૧૨ ) અરડુસી, અંઘેડો, મોંથ, કાયફળ, આ વસ્તુઓમાંથી એકનું સેવન પણ કફજ્વરનો નાશ કરે છે.

**( ૬૨ )અમૃતકલાનિધિરસઃ**—( ૧૩ ) શોધેલો વછનાગ, ભાગ. ૨ કોડીની ભસ્મ ભાગ. ૫, મરી ભાગ ૯, એ સર્વને ખાંડી ચાળી, તુલસીના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ કરી તેમાંથી અકેકી ગોળી સવાર સાંજ આદાના રસમાં અગર સુંઠના ઉકાળા સાથે લેવી.

**( ૬૩ ) ત્રભૂવનકીર્તિરસ**—( ૧૪ ) હીંગળોક તો, ૧, વછનાગ તો. ૧, સુંઠ તો. ૧, મરી તો ૧, ટંકણ તો. ૧, પીંપલીમૂળ તો. ૧, એ બધાંને ખાંડી સૂક્ષ્મ કરી તેમાંથી અકેક રતી આદાના રસમાં આપવો.

**( ૬૪ ) ચુનાની દવા**—( ૧૫ ) હબ્બેશફા, ધંતુરાનાંબી, શોધેલાં તો. ૩, રેવંચી તો. ૨, સુંઠ તો. ૧, એ ત્રણને ખાંડી ચાળી, બાવળના ગુંદરના પાણીથી ઘુંટી ચણા જેવડી ગોળી કરવી તેમાંથી એક ગોળી તાવ ચડતાં પહેલાં બે કલાક અગાઉથી લેવી.

## ( ૬૫ ) અર્કાદિ ગુટિકા.

( ૧૬ ) આકડાની જડ ભાગ ૨, કાલી મીરચ ભાગ ૧, તેને બકરીના દુધમાં વાટી ચણા જેવડી ગોળીઓ કરવી. માત્રા ગોળી ૧ લેવી.

### ( ૬૬ ) કટ્ફલાદિ લેપ.

( ૧૭ ) કફજ્વરમાં છાતીએ ફેફસાં જોતાં કફ કાચો હોય તો કાયફળ તો. ૧, ભારંગમૂળ તો. ૧, એ બન્નેને પાણીમાં ગસીને ઉનુ કરી લેપ કરવો.

### ( ૬૭ ) શેક ( નં ૧. )

( ૧૮ ) પોસ્તના ડોડાનો અગર અલસીનો સેક કરવો.

### ( ૬૮ ) ( શેક નં ૨ )

( ૧૯ ) અરડુસીના પાંનનો ગાયના મૂત્ર સાથે શેક કરવો.

### ( ૬૯ ) સ્વરસ.

( ૨૦ ) અરડુસીનાં પાંન નં. ૪ તેમાં વાલ. ૨. જવખાર તથા વાલ. ૨ આંબાહળધર નાંખી પાંનનું બીડું વાળી તેને પાશેર પાણીમાં બાફી ચોળી નાંખી તેને ગળી તેમાં ચાર આની ભાર મધ નાંખી પાવુ એવી રીતે સવાર સાંજ કરવું.

## વાતપિત્તજ્વરના ઉપાય.

આ તાવ વાયુ અને પિત્ત બન્નેના જોરથી થાય છે અને તેમાં પાંચમે દિવસે ઔષધ આપવાનું વૈદ્યક શાસ્ત્ર ફરમાવે છે. આ તાવમાં વાતહર, અને પિત્તહર ઔષધોની યોજના કરવી.

### ( ૭૦ ) શુંઠ્યાદિ ક્વાથ.

( ૧ ) સુંઠ, નાગરમોથ, કરીઆતું, ગળો અને પંચમૂળ, ( સાલવણ, પીઠવણ, ઉભી રીંગણી, બેઠી રીંગણી, ગોખરૂ. )નો કરેલો ક્વાથ આપવો.

### ( ૭૧ ) ગુડુચ્યાદિ ક્વાથ નં. ૧.

( ૨ ) ગળો, લીંબડાની અંતર છાલ, ધાણા, પદ્મકાષ્ટ અને રતાંદળીનો ક્વાથ આપવો.

## (૭૨) ગુડુચ્યાદિ કવાથ નં. ૨.

( ૩ ) ગળો, રતાંદળી, ઇંદ્રજવ, પદ્મકાષ્ટ, સુંઠ, હરડે, ગરમાળાનો ગોળ, વિરણના વાળા, પાડાડમૂળ, ધાણા, મોથ, અને કડુનો કવાથ આપવો.

## ( ૭૩ ) મુસ્તાદિ કવાથ.

( ૪ ) મોથ, પિત્તપાપડો, પદ્મકાષ્ટ, કરીઆતુ, વિરણનો વાળો, અને રતાંદળીનો કવાથ આપવો.

## ( ૭૪ ) પંચભદ્ર કવાથ.

( ૫ ) ગળો, ધાસીઓ પિત્તપાપડો; મોથ, કરીયાતું, અને સુંઠ, એ પાંચ ઔષધોનો પંચ ભદ્ર નામનો કવાથ આપવો.

## ( ૭૫ ) કિરાતાદિકવાથ.

( ૬ ) કરીઆતુ, કડુ, આંબળાં પડકચુરો, દ્રાક્ષ, મરી, સુંઠ અને ગળોનો કવાથ કરી જુનો ગોળ નાંખી આપવો.

## ( ૭૬ ) વાસાદિકવાથ.

( ૭ ) અરડુસી, સતાવરી, પીંપળીમૂળ, પીંપર, કાયફળ, એરંડાના મૂળ, લીંબડાની અંતર છાલ, ગળો, ભારંગ મૂળ, કડુ, કરીયાતું, અને સુંઠ એ સર્વનો કવાથ આપવો.

## કફવાતજવર.

આ તાવમાં કફ અને વાયુનુ જોર હોય છે, માટે કફહર અને વાતહર ઔષધોનો ઉપયોગ કરવો, કફ વાત જવરમાં નવમે દિવસે ઔષધ આપવાનું વૈદકશાસ્ત્ર ફરમાવે છે.

## ( ૭૭ ) પીપલ્યાદિ કવાથ.

( ૧ ) પીંપર, પીંપળીમૂળ, ચવક, ચિત્રો, અને સુંઠનો કવાથ દીપન કરનાર છે.

### ૭૭/૧ આરગ્વધાદિ ક્વાથ.

(૨) ગરમાળાનો ગોળ, પીપળી મૂળના ગંઠોડા, નાગરમોથ, કડુ, હરડે તેનો ક્વાથ દીપન પાચન કરનાર છે.

### ૭૮ રીંગણ્યાદિ ક્વાથ.

(૩) ભોંયરીંગણી, ગળો, સુંઠ અને પોખરમૂળનો ક્વાથ આપવો.

### ૭૯ કટ્વાદિ ક્વાથ.

(૪) કડુ, કરીઆતુ, મોથ, ગળો અને સુંઠનો ક્વાથ આપવો.

### ૮૦ દશમૂળાદિ ક્વાથ.

(૫) દશમૂળનો ક્વાથ નીચે પ્રમાણે બતાવ્યો છે તે કરી આપવો.

| | | |
|---|---|---|
| ૧ સાલવણુ | ૪ બેઠી રીંગણી | ૭ અરણી |
| ૨ પીડવણુ | ૫ ગોખરૂં | ૮ અરડુસો |
| ૩ ઉભી રીંગણી | ૬ બીલી | ૯ શીવણુ |
| | | ૧૦ પાડળ. |

એ પ્રમાણે દશ મૂળ છે.

### ૮૧ મુસ્તાદિ ક્વાથ.

(૬) મોથ, પિત્તપાપડો, સુંઠ, ગળો અને ધમાસો તેનો ક્વાથ આપવો.

## કફ પિત્ત જ્વરના ઉપાય.

આ તાવમાં કફ અને પિત્તનું વધારે જોર હોય છે, માટે કફહર અને પિત્તહર ઔષધો આપવાં. આ તાવમાં દશમે દિવસે ઔષધ આપવા વૈદ્યકશાસ્ત્ર ફરમાવે છે.

### ૮૨ કિરાતાદિ ક્વાથ.

(૧) કરીઆતુ, દેવદાર, દશમૂળ, સુંઠ, નાગરમોથ, કડુ, ઇંદ્રિજવ, ગજપીંપર અને ધાણાનો ક્વાથ આપવો.

### ૮૩ મુસ્તાદિ ક્વાથ. નં. ૨

(૨) મોથ, પિત્તપાપડો, વિરણના વાળા, દેવદાર, સુંઠ, ત્રિફળા, ધમાસો અને કરીઆતુ, તેનો ક્વાથ આપવો.

### ૮૪ વાસા સ્વરસ નં. ૨

(૩) અરડુસીના પાનનો સ્વરસ કાઢી સાકર નાખી આપવો.

### ૮૫ કિરાતાદિ ચૂર્ણ.

(૪) કરીઆતુ, કડુ, પડોળ, લીંબડાની અંતરછાલ; હળદર, પીંપર, ભોંયરીંગણી, ગળો, સમભાગે લઇ તેની ફાકી કરી તેમાંથી ૦|, ૦| ભાર ફાકી સવાર, સાંજ ગરમ પાણી સાથે આપવી.

### ૮૬ સુંઠયાદિ ચૂર્ણ.

(૫) સુંઠ, પીંપર, પીપળીમૂળ, હરડે, મોથ, કડુ, ગરમાળો, ધાણા, કરીઆતુ, કાળીદ્રાક્ષ, સમભાગે ખાંડી તેનુ ચૂર્ણ સવાર સાંજ ૦|, ૦|, ભાર ગરમ પાણી સાથે આપવું.

### ૮૭ સુંઠયાદિ ક્વાથ.

(૬) સુંઠ, મોથ, આંબળાં અને ગળોનો ક્વાથ તાવનું પાચન કરે છે.

### ૮૮ પર્પટાદિ ક્વાથ.

(૭) ખડસલીઓ, વરીઆળી, કરીઆતુ, હરડેદળ, ગરમાળો તથા કડુ દરેક સમભાગે લઇ તેની છ પડી કરવી અને તેનો ક્વાથ કરી આપવો.

## સંનિપાત જ્વરના ઉપાય.

## ( મુંઝારો. )

### ૮૯ રાસ્નાદિ ક્વાથ.

૧ **સંધિક**—(૧) રાસ્ના, સુંઠ, ગળો, કાંટાસળીઓ, નાગરમોથ, શતાવરી, હરડે, દેવદાર, કડુ, કચોરા, અરડુસી, એરંડમૂળ અને દશમૂળ, એટલી વસ્તુઓનો કાઢો, સંધિક સંનિપાત મન્યાસ્તંભ,

અંત્રવૃદ્ધિ, સર્વે પ્રકારના જ્વર, ફોલ્લી, કમર અને સાંધાનું શૂલ તથા સર્વાંગમાંના સણકાનો નાશ કરે છે. (૨) દેવદાર, કચોરા, ગળો, રાસ્ના અને સુંઠનો કાઢો ગુગળ નાંખી આપવો એટલે સંધિક સંનિપાત અને વાયુનો નાશ થાય છે.

### ૯૦ વચાદિ કવાથ.

(૩) ઘોડાવજ, ધમાસો, ગળો, ભારંગમૂળ, કાંટાસળીયો, દેવદાર, નાગરમોથ, સુંઠ, વરધારો, રાસ્ના, ગુગળ, આસન, એરંડાના મૂળ અને શતાવરીનો કાઢો આપવાથી સંધિક સંન્નિપાત, જડતા, ગ્લાનિ, ચકરી અને પક્ષાધાત મટે છે.

### ૯૧ ગુડુચ્યાદિ કવાથ.

(૪) ગળો, એરંડાના મૂળ, સુંઠ, દેવદાર, રાસ્ના અને હરડેનો કાઢો આપવાથી સંધિક સંન્નિપાત મટે છે.

### ૯૨ ધૂપ.

નગોડ, ગુગળ. રાઇ, કડવા લીંબડાના પાંન અને રાળનો ધૂપ સંધિક સંન્નિપાતનો નાશ કરે છે.

### ૯૩ પથ્યાદિ કવાથ.

૨ **અંતક**—૧ હરડે, અરહુસી, ફાલસાં, રાસ્ના, દેવદાર, ગળો, કડુ અને કઠકુલિંજનનો, કાઢો આપવો. (૨) નાચણાનો લોટ, લસણના રસમાં મેળવી તેની ભાખરી તેલમાં અથવા ઘીમાં અથવા એરંડાના તેલમાં શેકીને ગરમ ગરમ માથા ઉપર બાંધવી.

### ૯૪. મુસ્તાદિક વાથ.

૩ **રૂગ્દાહ**—(૧) નાગરમોથ, રતાંદલી, સુંઠ, વાળો, કાળો વાળો અને પિત્તપાપડો એટલી વસ્તુઓનો કાઢો ઠંડો થયા પછી આપવો.

### ૯૫ અભયાદિ કવાથ.

હરડે, નાગરમોથ, ધાણા, રતાંજલી, પદ્મકાષ્ટ, અરડુસીનાં પાંન, ઇંદ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાલીપાટ, સુંઠ અને કડુનો કાઢો આપવો.

### ૯૬ મુસ્તાદિ ક્વાથ. ( નં. ૨ )

નાગરમોથ, કડુ, ઘોડાવજ, વાળો, ગરમાળો, કડુ, ત્રિફળા (હરડાં, બેહડાં, આંબળાં) ચીકણુ, કડવો લીંબડો, કડવું તુરીયું, દશમૂળ અને કરીઆતું એટલી વસ્તુઓનો કાઢો રૂગ્દાહ સંનિપાત અને વાત વ્યાધિનો નાશ કરે છે.

### ૯૭ ધૂપ.

( ૪ ) કૃષ્ણાગરૂ, કપૂર, કુંદર, નખળા, તગર, વાળો, ચંદન અને રાળનો ધૂપ આપવો.

### ૯૮ લેપ.

( ૫ ) બોરડીનાં પાંદડાં દહીંમાં મેળવી શરીરે લેપ કરવો.

### ૯૯ કર્પૂરાદિ લેપ.

( ૬ ) કપૂર, ચંદન અને લીંબડાના પાંદડાને છાશમાં વાટી તેનો લેપ કરવાથી દાહ શમે છે.

( ૭ ) પિત્ત જ્વર ઉપરના ક્વાથ તથ દાહ શમનના ઉપાયો કરવા.

૪ ચિત્તભ્રમ—( ગેલીયો મુંઝારો. )

### ૧૦૦ દ્રાક્ષાદિ ક્વાથ.

( ૧ ) દ્રાક્ષ, દેવદાર, નાગરમોથ, આંબળાં, ગળો. હરડે, ગરમાળાનો ગોળ, કરીઆતુ, પિત્તપાપડો અને કડવા પંડોળનો કાઢો આપવો.

### ૧૦૧ બ્રાહ્મ્યાદિ ક્વાથ.

( ૨ ) બ્રાહ્મી, વજ, શતાવરી, ત્રિફળા, કડુ, બલા, ગરમાળાનો ગોળ, કરીઆતુ, લીબડાની છાલ, પટોળ, દ્રાક્ષ અને દશમૂળનો કાઢો આપવાથી ચિત્તભ્રમ શમે છે.

### ૧૦૨ ક્વાથ.

( ૩ ) મહુડાની છાલ, નખળા, શિમળાની છાલ, લીંડી પીંપર, અરજુન છાજડની છાલ, હરડે, મોરમાંસી, મગરૂ અને રતાંદલીનો કાઢો આપવો.

## ૧૦૩ બ્રાહ્યાદિ કવાથ. (૨)

(૪) બ્રાહ્મી, દ્રાક્ષ, કડવાં પંડોળાં, વાળો, હરડે, પિત્તપાપડો, ગરમાળાનો ગોળ, કડુ અને શંખાવલીનો કાઢો આપવાથી ચિત્તભ્રમ શમે છે.

## ૧૦૪ હરિતક્યાદિ કવાથ.

(૫) હરડે, પિત્તપાપડો, કાળીદ્રાક્ષ, શંખાવલી, નાગરમોથ, દેવદાર, ગરમાળાનો ગોળ અને બ્રહ્મીનો કાઢો આપવો.

## ૧૦૫ કણાદિ કવાથ.

(૬) લીંડી પીંપર, મરી, સિંધવ, ઘોડાવજ, કરંજના બીઆં, હળધર, આંબળાં, હરડે, બેહેડાં, રાઇ, સુંઠ અને હીંગ એટલી વસ્તુઓનું ચૂર્ણ બકરાના મૂત્રમાં ખરલ કરી ગોળીઓ કરવી. તેનું આંખમાં અંજન કરવાથી ચિત્તભ્રમ, ઉન્માદ, ભૂતબાધા, મસ્તકરોગ, નેત્રરોગ અને ભ્રમનો નાશ કરે છે.

## ૧૦૬ ધૂપ.

(૭) મોરમાંસી, જેઠીમધ, ચંદન, દેવદાર, મધ, નખલા, પિત્તપાપડો, અગરૂ, પીળો વાળો અને એલચીદાણાનો ધૂપ કરવો.

## ૧૦૭ અર્કાદિ કવાથ.

૫ **શીતાંગ**—(૧) આકડાના મૂળ, જીરૂ, ત્રિકટુ (સુંઠ, મરી, પીંપર), ભોયરિંગણી, કાકડાશીંગી અને પુષ્કળ મૂળનો કવાથ, ગોમૂત્રમાં અગર પાણીમાં સિદ્ધ કરી, ગોમૂત્ર નાંખી પીવાથી શીતાંગ સંનિપાતનો નાશ કરે છે.

## ૧૦૮ ચુર્ણ.

(૨) કંકોડીના કાંદા, પિત્તપાપડો, કલથી, લીંડીપીંપર ઘોડાવજ, કાયફળ, શાહજીરૂ, કરીઆતુ, ચિત્રક, કડવી દુધી અને હરડે, એટલી વસ્તુઓનું ચૂર્ણ શરીરે ચોળવાથી શીતાંગ સંન્નિપાતનો નાશ થાય છે.

## ૧૦૯ માતુંલુંગાદિ કવાથ.

(૩) બીજોરૂ, કરીઆતુ, પીંપરમૂળ, દેવદાર, દશમૂળ, અજમોદ, અને સુંઠનો કવાથ આપવો.

### ૧૧૦ ભારંગાદિ ક્વાથ.

૬ **તંદ્રિક**—(૧) ભારંગમૂળ, ગળો, નાગરમોથ, રીંગણી, હરડે, પુષ્કરમૂળ અને સુંઠનો ક્વાથ આપવો.

### ૧૧૧ ગુડુચ્યાદિ ક્વાથ.

(૨) ગળો, કડવા પંડોળાં, અરડુસી અને ત્રિકટુનો ક્વાથ આપવો.

### ૧૧૨ અંજન.

(૩) લીંડીપીંપર, મનસીલ અને હડતાલનું અંજન કરવું.

### ૧૧૩ ક્વાથ.

(૪) કડવા પંડોળા, ગળો, હરડે અને દ્રાક્ષનો ક્વાથ ત્રિકટુનું ચૂર્ણ નાંખી આપવો.

### ૧૧૪ ફળત્રિકાદિ ક્વાથ.

૭ **કંઠકુબ્જ**—(૧) ત્રિફળાં, ત્રિકુટ, નાગરમોથ, કડુ, કડાછાલ, અરડુસી અને હળધરનો ક્વાથ આપવો.

### ૧૧૫ સુંઠયાદિ ક્વાથ.

(૨) કાકડાશીંગી, કડાછાલ, હરડે, મોથ, કચોરો, કરીઆતું, ભારંગમૂળ, હળધર, કડુ, પુષ્કરમૂળ, ચિત્રક, મરી, ભોંયરીંગણી, અરડુશી, આંબળાં, દેવદાર, બેહેડાં, ચવક, સુંઠ, પીંપર અને કાયફળનો ક્વાથ આપવો.

### ૧૧૬ રાસ્નાદિ ક્વાથ. (નં-૨)

૮ **કર્ણક**—(૧) રાસ્ના, આસન, નાગરમોથ, રીંગણી, ભારંગમૂળ, ઘોડાવજ, પુષ્કરમૂળ, કાકડાસીંગ અને હરડેનો ક્વાથ આપવો.

### ૧૧૭ દશમૂલાદિ ક્વાથ.

(૨) દશમૂળ, કડુ, લીંડીપીંપર, મરી, ત્રિફળાં, સુંઠ અને કરીઆતાનો ક્વાથ આપવો.

### ૧૧૮ નસ્ય.

(૩) સિંધવ, મરી અને લીંડીપીંપર, ગરમ પાણીમાં ઘસી નસ્ય આપવું.

## ૧૧૯ દાર્વ્યાદિ કવાથ.

**ભુગ્નનેત્ર**—(૧) દારૂહળધર, નાગરમોથ, કડવા પંડોળાં, હળધર, કડુ, ત્રિફળાં અને લીંબડાની અંતરછાલનો કવાથ આપવો.

## ૧૨૦ પીપલ્યાદિ કવાથ.

(૨) લાંડીપીંપર, કડવાં પંડોળાં, નાગરમોથ, કડુ, રીંગણી, લીંબડાની અંતરછાલ અને દેવદરનો કવાથ આપવો.

## ૧૨૧ ચૂર્ણ.

(૩) કરીઆતુ, લીંડીપીંપર, ઘોડાવજ, મરી, લસણ અને રાઇનુ ચૂર્ણ મધમાં આપવું.

## ૧૨૨ અંજન.

(૪) લીંડીપીંપર ને સીધાલુણનું અંજન, આંખમાં કરવું.

## ૧૨૩ પંચવકલરસ.

(૫) શુદ્ધપારો, ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, મરી ૧ ભાગ, શુદ્ધ વછનાગ ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, તે સર્વના ચૂર્ણને ધંતુરાના પાનના રસમાં એક દિવસ ઘુંટી એ ચનોઠીના વજનની ગોળી કરવી— માત્રા એક ગોળી આકડાના મૂળનાં છાલના કવાથ સાથે આપવી.

## ૧૨૪ મુસ્તાદિ કવાથ.

**૧૦ રક્તષ્ઠીવી**—નાગરમોથ, પદમકાષ્ટ, પિત્તપાપડો, ચંદન, જુઇ, શતાવરી, જેઠીમધ, કડવો લીંબડો, લીંબડાની અંતરછાલ, વાળો, ચીત્રક ને રતાંદલીનો કવાથ આપવો.

(૨) પિત્તપાપડો, ધમાસો, અરડુશી, સુગંધીવાળો, તેનો કવાથ સાકર નાંખી આપવો.

## ૧૨૫ નસ્ય.

(૩) ત્રીફળાના ઉકાળાનું નસ્ય આપવું.

## ૧૨૬ નસ્ય.

(૪) ડુંગરીના રસનું, દાડમના રસનું, ધરોના રસનુ, નસ્ય આપવું.

આ સંનિપાત "ન્યુમોનીયા"ને મળતો છે માટે વિશેષ ચિકિ-ન્યુમોનિયાની ચિકિત્સામાં બતાવવામાં આવશે.

## ૧૨૭ મુસ્તાદિ ક્વાથ.

**૧૧ પ્રલાપક**--(૧) નાગમોથ, વાળો, દશમૂળ, સુંઠ પિત્તપાપડો, રતાંદળી, ધાવડીની છાલ અને અરડુશીનો ક્વાથ આપવો.

## ૧૨૮ તગરાદિ ક્વાથ.

(૨) તગર, આસન, કુંભાની છાલ, શંખાવળી, દેવદાર, બ્રાહ્મી, જટામાંસી, નાગરમોથ, ગરમાળો, હરડે અને દ્રાક્ષનો ક્વાથ આપવો.

આ સન્નિપાત "ટાઈફ્સ ફીવર"ને મળતો છે માટે વિશેષ ચિકિત્સા ત્યાં આપવામાં આવશે.

## ૧૨૯ ઉગ્રાદિક્વાથ.

**૧૨ જીહ્વક**--ઘોડાવજ, રીંગણી, ધમાસો, રાસ્ના, ગળો, સુંઠ, કડુ, કાકડાસીંગ, પોખરમૂળ, બ્રાહ્મી, ભારંગમૂળ, કરીઆતુ, અરડુશી અને કચોલાંનો ક્વાથ આપવો.

## ૧૩૦ રીંગણ્યાદિ ક્વાથ.

(૨) રીંગણી, સુંઠ, પોખરમૂળ, કડુ, રાસ્ના, ગળો, ભારંગ મૂળ, કાકડાશીંગ, કચોલાં, ધમાસો, અરડુશી, નાગરમોથ, બ્રાહ્મી, ઘોડાવજને કરીઆતાનો ક્વાથ આપવો.

## ૧૩૧ દેવદાર્વ્યાદિક્વાથ.

(૩) દેવદાર, લીંબડો, બેહેડા, હરડેદળ, કડવાપંડોળા, હળધર, દારૂહળદર, સુંઠ, રીંગણી, પોખરમૂળ, નાગરમોથ, ગળો અને અરડુશીનો ક્વાથ આપવો.

## ૧૩૨ વિરભદ્ર રસ.

શુદ્ધ પારો ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીંપર ૧ ભાગ, પંચલવણ, વરીઆળી દરેક ૧ ભાગ, જીરૂ ૧ ભાગ, શાહજીરૂ ૧ ભાગ સર્વેને ખાંડી આદુના

રસમાં ઘુંટી અડદના દાણા જેવડી ગોળી કરવી, ગોળી એક ચિત્રાના રસ સાથે આપવી.

### ૧૩૩ રીંગણ્યાદિ ક્વાથ. (નં. ૧)

**૧૩ અભિન્યાસ**—ભોંયરીંગણી, ભારંગમૂળ, પોખરમૂળ, કચોરો, કાકડાસીંગ અને ધમાસો તેનો ક્વાથ આપવો.

### ૧૩૪ રીંગણ્યાદિ ક્વાથ. (નં. ૨)

(૨) રીંગણી, ગળો, જીરૂ, દ્રાક્ષ, ડોરલી, સુંઠ, મરી, લીંડીપીંપર, કાકડાસીંગ અને વાવડીંગનો ક્વાથ કરી આપવો.

### ૧૩૫ ત્રિફળાદિ ક્વાથ.

(૩) ત્રિફળા, કડુ, અને ગરમાળાનો ગોળનો ક્વાથ જવખાર નાંખી આપવાથી સર્વે જ્વરનો નાશ થાય છે.

### ૧૩૬ કર્કટાદિ ક્વાથ.

(૪) કાકડાસીંગ, ભારંગમૂળ, હરડે, જીરૂ, લીંડીપીંપર, કરીઆતુ, પિત્તપાપડો, દેવદાર, ઘોડાવજ, ઉપલેટ, ધમાસો, કાયફળ, સુંઠ, નાગરમોથ, ધાણા, કડુ, ઇંદ્રજવ, પાહાડમૂળ, એરંડાના બીજ, ગજપીંપર, અંઘેડો, પીંપરીમૂળ, ચિત્રક, ઇંદ્રવરણાના મૂળ, ગરમાળાનો ગોળ, લીંબડો, કચોલા, વાવડીંગ, હળધર, દારૂહળધર, અજમો અને કરમાણી અજમાનો ક્વાથ કરી તેમાં હીંગ અને આદાનો રસ આપવાથી તેર પ્રકારના સન્નિપાતનો નાશ થાય છે.

### ૧૩૭ દ્વાત્રિંશાંગ ક્વાથ.

**૧૪ હારિદ્રક**—ભારંગમૂળ, કરીઆતુ, લીંબડાની છાલ, મોથ, કડુ, વજ, સુંઠ, મરી, પીંપર, અરડુશી, ઇંદ્રવારૂણી, રાસ્ના, ધમાસો પટોળ, દેવદાર, હળદર, કાળીપાટ, ઝેરકોચલાં, બ્રાહ્મી, દારૂહળદર, ગળો, નસોતર, અતિવિષ, પુષ્કરમૂળ, ત્રાયમાણ, ભોરીંગણી મોટી, ભોરીંગણી નાની, ઇંદ્રજવ, હરડે, બેહેડાં, આમળાં, કચોરો, એ ૩૨ વસ્તુનો ક્વાથ; તેર જાતના સન્નિપાત, શૂળ, ખાંસી દમ, ઉરૂસ્તંભ, કફ વગેરે ભયંકર દરદોને મટાડે છે. નિ–૨.

ઉપર બતાવેલા સન્નિપાતોમાંનો સંધિકસાધ છે. તંદ્રિક, ચિત્ત વિભ્રમ, કર્ણક, જીહવક. કંઠકુબ્જ, એ પાંચ કષ્ટ સાધ્ય છે. અને બાકીના આઠ અસાધ્ય છે. આ પ્રમાણે કહેવામાં આવ્યા છતાં પણ ઉપાયો બતાવેલા છે. કારણ કે કેટલીક વખતે અસાધ્ય રોગ પણ ઇશ્વર કૃપાએ સાધ્ય થઇ શકે છે માટે ઉપાયો કરવા જોઇએ.

## સન્નિપાત્ત જ્વરના સામાન્ય ઉપાયો.

**૧૩૮** દેવદાર, કાયફળ, ત્રિફળાં, રતાંદલી, ફાલસાં, કડુ, પદ્મ-કાષ્ટ અને વાળાનો ઉકાળો આપવો.

**૧૩૯** મધ, ઘી અને દ્રાક્ષ એકઠા કરી તેનો ખલ કરી તેનો લેપ જીભને કરવો એટલે જીભ સારી થાય છે.

**૧૪૦** કાયફળ, પોખરમૂળ, કાકડાસીંગ, ત્રિકટુ, ધમાસો અને અજમોદનું ચૂરણ મધમાં આપવું. તે દરેક પ્રકારના સન્નિપાતને મટાડે છે.

**૧૪૧** સિંધવ અને ત્રિકટુની આદાના રસમાં ગોળીઓ કરી મહોડામાં રાખવી એટલે ગળામાં દબાએલો કફ બહાર પડી જઇ શરીને હલકુ કરે છે, અને જ્વર, મૂર્છા, શ્વાસ અને ગળરોગ મટે છે.

**૧૪૨** રોગી બેભાન થઇ ગયો હોય તો પિંપર, સિંધાલુણ અને પીંપળીમૂળ એ ત્રણુની બરોબર મરીની ઝીણી ભૂકી મેળવી, ગરમ પાણીમાં નાંખી તેનો નાસ આપવો. તેથી માથાનો ભાર તથા ઘેન ઓછું થાય છે.

## ચૂર્ણ.

**૧૪૩** કરીઆતું, કડુ, ઉપલેટ, અજમો, ઇંદ્રજવ, કચોરાનું ચૂર્ણ શરીરે ચોળવું જેથી કફ થયેલો કંઠાવરોધ તથા સંનિપાત જ્વરનો નાશ થાય છે.

**૧૪૪** કાયફળ, પોખરમૂળ, કાકડાશીંગ, ત્રિકટુ, ધમાસો અને અજમોદનું ચૂર્ણ મધમાં આપવું જેથી સન્નિપાત્ત જ્વર, શ્વાસ, હેડકી મટે છે.

## અંજન.

**૧૪૫** સમુદ્ર ફળ પાણીમાં ઘસી આંખમાં અંજન કરવું.

**૧૪૬** ડાંગેરની ધાણીનો લોટ સિંધવ નાખીને આપવો.

**૧૪૭ ઘેન ઉતારવાનું અંજન,** સરસવના દાણા, પીંપર, મરી, સિંધાલુણ, શુદ્ધ મનશીલ, વજ, લસણ, એ સર્વેને ગોમૂત્રમાં વાટી આંખમાં અંજન કરવાથી ઘેન ઓછું થઇ શુદ્ધિ આવે છે.

**૧૪૮ તાવનાં માથું ઘણું ગરમ હોય તે વખતે પોતા મુકવાની દવા.**

સુરોખાર રૂ. ૧) ભાર અને નવસાર રૂ ૧) ભાર એ બન્નેને શેર ૩ પાણીમાં મેળવી તે પાણીમાં ધોળાં કકડાં બોળી તાળવા ઉપરથી કપાળ સુધી આવે તેમ મુકવા અને રોગીને શુદ્ધિ આવે ત્યાં સુધી પાણીથી ભીંજાયેલા રાખવાં.

**૧૪૯** રીંગણી, ધમાસો અને ગોખરૂના ક્વાથમાં સિદ્ધ કરેલો આહાર આપવો.

**૧૫૦** અભિન્યાસ-ઉપરનો કટ્ફલાદિ ક્વાથ આપવો.

**૧૫૧** પિત્તની અધિકતાવાળાં ત્રિદોષમાં અભયાદિ ક્વાથ આપવો તેથી રોગની શાંતિ થાય છે.

**૧૫૨** અધિક દોષવાળા, ત્રિદોષજ્વરમાં પાતળા ઝાડા થતા હોય અને પાંસળામાં શૂળ આવતું હોય તેવા સંન્નિપાત જ્વરમાં **દ્વાત્રિંશાંગ ક્વાથ** આપવો.

## દ્વાત્રિંશાંગ ક્વાથ.

**૧૫૩** ભારંગમૂળ, કરીઆતુ, લીંબડાની અંતરછાલ, મોથ, કડુ, વજ, સુંઠ, મરી, પીંપર, અરડુશી, ઇંદ્રવારૂણી, રાસ્ના, ધમાસો, પટોળ, દેવદાર હળધર, કાલી દ્રાક્ષ, ઝેરકોચલાં, બ્રાહ્મી, દારૂહળધર, ગળો, નસોત્તર અને અતિવિષની કળી.

**૧૫૪** કાયફળ, નાગરમોથ, ઘોડાવજ, પહાડમૂળ, જીરૂં, પિત્તપાપડો, દેવદાર, હરડે, કાકડાશીંગ, લીંડીપીંપર, કરીઆતુ, સુંઠ, ભાર-

ગમૂળ, ઈંદ્રિજવ, કડુ, કચોરાં, રોહિસઘાસ અને ધાણાનો કાઢો કરી, તેમાં હીંગ અને આદુનો રસ નાંખી તે આપવો; એટલે કર્ણમૂળ, ગરદન અને ગળા સંબધી સોજો, કફવાત જ્વર, શ્વાસ, ઉધરસ, હેડકી, હનુગ્રહ, ગલગંડ, ગંડમાલા, કફથી થએલો સ્વરભેદ, મસ્તકની જડતા, બહેરાપણું, કફ અને **મેદની વૃદ્ધિ**, દશ પ્રકારના તાવ, સન્નિપાત-જ્વર, અભિન્યાસજ્વર, તથા સંજ્ઞાનાશ મટે છે.

**૧૫૫** કચોરા, પુષ્કરમૂળ, રીંગણી, કાકડાશીંગી, ધમાસો ઈંદ્રિજવ, કડવા પડોલાં અને કડુનો કાઢો આપવો, તે સન્નિપાતજ્વર, દમ, ઉધરસ, દિવસે નિદ્રા, રાત્રે જાગરણ, મુખશોષ, તરસ તથા ત્રિદોષનો નાશ કરે છે.

## ભારંગ મૂલાદિ ક્વાથ.

**૧૫૬** ભારંગમૂળ, કરીઆતું, કડવો લીંબડો, નાગરમોથ, કડુ, ઘોડાવજ, ત્રિકટુ, અરડુશી, કડવાં ઈંદ્રિવરણાં, રાસ્ના, ધમાસો, કડવાં પંડોળા, દેવદાર, હળધર, પહાડમૂળ, કુચલા, બ્રાહ્મી, દારૂહળધર, ગળો, નસોતર, અતિવિષ. પુષ્કરમૂળ, ત્રાયમાણ, રીંગણી, ડોરલી, ઈંદ્રજવ, ત્રિફળાં અને કચોરાંનો કાઢો આપવો, એનું નામ, બત્રિશો કાઢો એ તેર પ્રકારનો સન્નિપાત, શૂળ, ઉધરસ ઽકી, દમ, પેટ ચડવું, ઉરૂસ્તંભ, અંત્રવૃદ્ધિ, ગલરોગ, અરૂચિ અને સંધિગ્રહને, સિંહ જેમ હાથીઓની પંક્તિનો નાશ કરે છે, તે પ્રમાણે નાશ કરે છે.

## ૧૫૭ કિરાતાદિ ક્વાથ.

કરીઆતું, દેવદાર, દશમૂળ, સુંઠ, નાગરમોથ, કડુ, ઈંદ્રજવ, ધાણા અને ગજપીંપળનો કાઢો કરી આપવો. આ અષ્ટાંગ કાઢો, ઘેન, ( ઝોકાં ખાવાં ) બડબડ, ઉધરસ અરૂચિ, દાહ, મોહ, દમ, યુક્ત સર્વ જ્વરનો નાશ કરે છે આ ક્વાથ મૃત્યુ તુલ્ય જ્વરનો પણ નાશ કરે છે.

## ૧૫૮ દશમૂળાદિ ક્વાથ.

દશમૂળ, એકલાંનો ક્વાથ તથા તેની સાથે પોખરમૂળ, લીંડીપીંપર

અને ગળો નાંખીને ક્વાથ આપવામાં આવે તો સન્નિપાત જ્વરનો નાશ કરે છે.

### ૧૫૯ સુંઠયાદિ ક્વાથ.

સુંઠ, દેવદાર, કચોરાં, પિત્તપાપડો, રીંગણી, કડુ, કરીઆતુ, નાગરમોથ અને ધમાસાનો ક્વાથ લીંડીપીંપરનું ચુર્ણ અને મધ, નાંખીને આપવો. એ ક્વાથ સન્નિપાત્ત જ્વરનો નાશ કરે છે.

### ૧૬૦ અર્કાદિ ક્વાથ.

આકડાના મૂળ, ધમાસો, કરીઆતુ, દેવદાર, રાસ્ના, નગોડ, ઘોડાવજ, અરણી, સરગવો, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, અતિવિષ નીકળી, તથા ભાંગરાનો ક્વાથ આપવો. આ ક્વાથને અર્કાદિ ક્વાથ કહે છે. તે ત્રિદોષ, ધનુરવાત, દાંત બંધિગયેલા હોય તે, ઉધરસ, શ્વાસ અને સૂતિકા રોગને મટાડે છે.

### ૧૬૧ દેવદાર્વ્યાદિ ક્વાથ.

દેવદાર, સુંઠ, કરીઆતુ, ધાણા, કડુ, ઇંદ્રજવ, ગજપીંપર, દશમૂળ, અને નાગરમોથ, એ અઢાર ઔષધોનો દેવદાર્વ્યાદિ ક્વાથ આપવો અને તે ક્વાથ તીવ્ર એવો સંન્નિપાત્ત જ્વર, ઉધરસ, હૃદયશૂળ, પખવાડાનું શૂળ, દમ, હેડકી અને ઉલટીનો નાશ કરે છે.

સન્નિપાત જ્વરની પર જાતોમાં ૧૩ મુખ્ય બતાવેલી છે. ત્રણ દોષ (વાત, પિત્ત, કફ) ના એકત્ર થવાથી ત્રિદોષ (સન્નિપાત જ્વર) થાય છે, તેમાં વાતાધિક્ય, પિત્તાધિક્ય પણ જોવામાં આવે છે, તે બાબત પાછળ હકીકત કહેવામાં આવી છે. તેની ચિકિત્સા માટે વિદ્વાન વૈદ્યે દોષોના અંશાંશની બરાબર પરિક્ષા કરી જે દોષ જે પ્રમાણમાં ન્યુનાધિક્ય લાગે તે પ્રમાણે ચિકિત્સામાં ઔષધોની યોજના કરવી, અને તે ઉપર નીચે બતાવેલી દવાનો ઉપયોગ કરવો.

(૧) ટંકણ ૦ાા રૂ. ભાર, મરી રૂ. ૦ાાા ભાર, લીંડીપીંપર ૧ રૂ. ભાર, અકલકરો ૦ાા રૂ. ભાર, શુદ્ધ પારાથી બમણો શુદ્ધ ગંધક લઈ તેની કરેલી કાજળી રૂ. ૧ાા ભાર, ચિત્રાની છાલ રૂ. ૦ા ભાર,

સુંઠ રૂ. ૦ાા ભાર અને ચણીકબાલા રૂ. ૦ાા ભાર એ સર્વેને ખાંડી, ચાળી, ભાંગરાના રસમાં ગોળી ચણોઠી જેવડી કરવી. તેમાંથી એકેકી ગોળી સવાર. સાંજ આપવી.

**૨ ઉપાય** સોનાનો વરખ નં-૧, લીંડીપીંપર ૦૧ રૂ. ભાર, કાળાંમરી ૦૧ રૂ. ભાર, નાગરવેલના પાન નંગ ૪, એ સર્વેને ફુદીનાના રસમાં ઘુંટી લુગડે ગળી, તેમાં સોનાનો વરગ નાંખી, હલાવી, ત્રણ ભાગ કરી, સવાર, બપોર અને સાંજરે આપવું.

(૩) સન્નિપાતના દરદીને ઘી આપવું નહિ, કારણ કે દરદીને ઘી સોમલ કરતાં પણ વધારે ઝેરી છે.

સન્નિપાતનું દરદ ઘણું ભયંકર છે તેમાં ને કાળમાં (મોતમાં) કાંઇ ભેદ નથી. જે વૈદ્ય તેના ઉપર જય મેળવે છે એટલે સન્નિપાત મટાડે છે તે પ્રતાપી વૈદ્ય કહેવાય છે.

વૈદ્યાવતંસ લોલીંબરાજે કહ્યું છે કે

**त्रिदोषाजगरग्रस्तान् मोचयेद्यस्तु वैद्यराट्**
**आत्माऽपितस्यदातव्यः किंपुनः कनकादिकम् ॥**

ત્રિદોષરૂપી અજગરે ગળેલા મનુષ્યોને જે છોડાવે છે એટલે રોગરહિત કરે છે, તેનેજ વૈદ્યરાજ જાણવો અને તેવા વૈદ્યને માટે આત્મા પણ આપવો યોગ્ય છે, તો પછી સોનું વગેરે આપવું એમાં આશ્ચર્ય શું છે?

## બીજું કથન.

**संनिपातोदधौ मग्नानुद्धरतेद्य: कृपाकरः ।**
**तस्मैकिंकिंनदेदयंस्याद्वद्कोविदनन्दिनि ॥**

"જે દયાળુ વૈદ્ય, સંનિપાતરૂપી સમુદ્રમાં ડુબેલા રોગીઓને બચાવે છે, તેને શું શું ન આપવું જોઇએ? હે પંડિતની પુત્રી; તું મને કહે. ટુંકામાં તેવા વૈદ્યનું યથાયોગ્ય સન્માન કરવું જોઇએ.

સંનિપાત જ્વરમાં પ્રથમ જે જે ઉપાયો બતાવ્યા છે, તે તે ઉપાયો રોગીની પ્રકૃતિ દોષ ઉપર વિચાર કરીને કરવાના છે. તાવની

ગરમાઇ વધારે જણાતી હોય તો, નીચેની દવાનો ઉપયોગ કરવો.

## ચિંતામણી રસ ૧.

ચિંતામણિ રસ—જીરૂં, શાહજીરૂ, લીંડીપીપર, સુંઠ પંચલવણુ, ( સિંધવ, સંચળ, બીડવણુ, વરાગડુ મીઠું ગસીયુમીઠું ), મરી, શુદ્ધ ગંધક, અભ્રક, ટંકણુ, જવખાર, સાજીખાર, શુદ્ધ પારો, એ તમામ ચીજો રૂ ૦। ભાર લેવી અને તેથી અડધો ભાગ શુદ્ધ વછનાગ, લેવો એ બધાનો ખરલ કરી આદાના રસની પાંચ ભાવના આપવી ત્યારપછી નાગરવેલના પાનનારસની પાંચ ભાવના આપવી ત્યાર પછી ચનોઠી પ્રમાણે ગોળી કરવી, તેમાંથી એકેકી ગોળી, સવાર, સાંજ આપવી, આ પ્રમાણે ત્રિપુર ભૈરવરસ (નં. ૧૨૬) સંજ્ઞાકરણ રસ, (નં. ૧૨૯) સ્વચ્છંદ ભૈરવરસ (નં. ૧૩૪) મહા મૃત્યું જયરસ (નં. ૧૩૪) વગેરે રસાદિ ઔષધોની યોજના યુક્તિથી કરવી.

## આગંતુક જ્વરના ઉપાયો.

(૧) વિષથી તથા ઔષધિના ગંધથી આવેલા તાવમાં વિષ તથા પિત્તનું શમન થાય તેવા ઉપયો કરવા. એલાદિ ગણની વસ્તુઓનો ક્વાથ નીચે પ્રમાણે બતાવ્યો છે તે પ્રમાણે કરવો.

એલાયચી, તજ, તમાલપત્ર, નાગકેસર, કેસર, ચણકબાબ, અગર અને લવીંગ વિગેરેનો ક્વાથ કરી આપવો.

(૨) **કામજ્વર**—કામજ્વરથી આવેલા તાવના ઉપચારમાં ચંદન, કાળો વાળો, તજ, ધાણા જટામાંસી, વિગેરે શીતળ પદાર્થોનો ક્વાથ આપવો તથા પિત્તજ્વરની ચિકિત્સાના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે સુસ્વરૂપ, શૃગાંરવાળી, સુગંધોથી ચર્ચીત, રસીક એવી તરૂણ સ્ત્રીઓનું આલિંગન, સંભાષણુ, વિગેરેથી કામજ્વર શાન્ત થાય છે.

વૈદ્યાવત્તંસ લોલિંબરાજ કવિએ કામપિત્તજ્વરનો ઉપાય નિચે પ્રમાણે બતાવ્યો છે.—

પિત્તજ્વરમાં પ્રાંટરસ, ક્વાથ, સુધાનું શું કામ?<br>
કરો પ્રિયા સુખ પાનજો, મેં સેવ્યું આઠ જામ.

## શાર્દુલ વિક્રીડીત.

પ્રાણપ્યારિ ? પિયો ન રોગિ પુરૂષો, જે પિત્ત તાવે તપ્યા;
વેલાના રસ જે વિલંબથિ ફલે, આપે પિતાં જે વ્યથા.
ત્યારે વૈદ્ય શિરોમણી ! શું કરવું ? પ્યારી ! સુખે સેવજો;
કાંતાનો અતિ મિષ્ટ જે અધર તે, છે નિત્ય મેં જે ભજ્યોં.

કામજ્વરનો ઉપાય.

[1]કાંતા કટાક્ષથી બળ્યો, કહો શું ઔષધ તેનું ?
દ્રઢ આલિંગન પથ્ય છે, ચુંબન ક્વાથજ એનું.

### કામજ્વરનો બીજો ઉપાય.

**अतनुज्वर पीडिता सिबाले ।**
**तव सौख्यायमतो ममोपवास: ।**
**रसमर्पय वैद्यनाथ, नाहं ।**
**भवदावेदित लंघनेऽसमर्था ॥ वै-जो.**

હે સ્ત્રી ! તું કામજ્વરથી પીડાયેલી છે; માટે હું જો તારા સમીપમાં વસું તો તેથી તને સુખ થશે એમ મારૂં ધારવું છે. સ્ત્રી–ત્યારે તો હે વૈદ્યનાથ આપના સમાગમનો આનંદ આપો, કેમકે આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાને હું સમર્થ નથી.

બીજો અર્થ–હે સ્ત્રી તું ભારે તાવથી પીડાયેલી છે, માટે તું ઉપવાસ કરે તો તને સુખ થાય એમ મારૂં ધારવું છે. સ્ત્રી–હે વૈદ્ય-નાથ ! 'વિશ્વતાપહરણ' વગેરે કોઈ રસ આપો કેમકે, આપે જે ઉપવાસ કરવાની મને આજ્ઞા કરીતે કરવાને હું અશક્ત છું.

૩. આગંતુકજ્વર વાળાને લાંઘણ બીલકુલ કરાવવી નહિ; પણ એથી ઉલટું સ્નિગ્ધ અને તરાવટવાળું ઠંડુ ભોજન આપી તેને શાંત કરવું એટલે તેના તાવનો જુસ્સો નરમ પડશે.

---

**૧ कान्ताकटाक्षदग्धानां वदवैद्य किमौषधम् ।**
**दृढमालिंगनंपथ्यं क्वाथश्चाधर चुम्बनम् ॥**

૪ ક્રોધ, ભય, અને શોકથી ઉત્પન્ન થતાં માનસિક વિકારોના તાવમાં જ્ઞાનોપદેશ વિગેરેથી, પિત્તને શમાવનાર ઉપાયોથી, અને ઇચ્છેલી વસ્તુના ભાવથી શાંતિ થાય છે. ક્રોધથી, ઉત્પન્ન થતાં તાવમાં પિત્તને શમન કરનારી ક્રીયા કરવી, અને મહાત્માઓના ઉપદેશો સાંભળવા, ક્રોધથી અથવા ભયથી આવેલા જ્વરો આશ્વાશન કરવાથી, ઇષ્ટ વસ્તુના લાભથી, વાયુનુ શમન કરવાથી અને હર્ષ ઉપજાવનારા સાધનો કરવાથી શાંત થાય છે.

૫. શ્રમ, માર, ચાલવાનો પરિશ્રમ, પડીજવું, વાગવું વિગેરે કારણથી આવેલા તાવમાં રોગીના શરીરપર તેલ તથા ઘીનું મર્દન કરાવવું, તથા ખાવાને ભાત દુધ સાથે આપવો અને દિવસે નિદ્રા કરાવવી, મધુર અને સ્વાદિષ્ટ વસ્તુ આપવી.

૬. ગુરૂ વિગેરેના શાપથી, કે શત્રુએ કરેલા અભિચાર ક્રોધથી તાવ આવ્યો હોય તો **શાસ્ત્રોક્ત**, હોમ આદિક ક્રિયાઓથી શાંતિ કરવી.

૭. ભૂતના આવેશથી જ્વર ઉત્પન્ન થયો હોય તો, તુળશીના ૮ પાંન લઇ તેના રસમાં ત્રિકટુતું ચૂર્ણ નાંખી તે રસ નાકમાં સુંઘાડવો.

૮. ગંધક અને આંમળાનું ચુરણ આપવું.

૯. હીંગ અને લસણના પાણીમાં વાટી તેનો નાશ લેવો તથા અંજન કરવું.

૧૦. તુલસીના પાંન ૮, ધોળાં મરી નં. ૮, સહદેવીની જડ રવિવારે પવિત્ર થઇને લાવેલી હોય એ ત્રણે મેળવી કંઠે બાંધવી.

૧૧. ભૂતવિદ્યા તંત્રમાં જે ઉપાયો બતાવ્યા છે તે કરવા.

## વિષમ જ્વરના ઉપાયો.

**૧. સંતત જ્વર**—ઇંદ્રજવ, પટોલના પાંન અને કડુનો ક્વાથ આપવો. આ તાવમાં પ્રથમ હરડે, સુંઠ, સાજીખાર અને સંચળની સરખા વજને ફાકી રૂ. ૦। ભારની સવાર સાંજ આપવી, જેથી મળ શુદ્ધિ થશે, અને ન થાય તો (૩) કડુ તોલો ૦॥ પીંપળીમૂળ

૦। તોલો, ગરમાળાનો ગોળ ૦। તોલો ઉકાળીને તેના નવટાંક ક્વાથમાં થોડી સાકર મેળવીને ઉકાળો આપવો. આથી ઝાડા થઇ પિત્ત ઓછું થશે.

અથવા નીચેની ગોળી આપવી—મીંઢીઆવળ ૧ તોલો, સુંઠ ૦॥ તોલો, સંચળ ૦। તોલો, અજમો ૦। તોલો, કડુ ૦। તોલો, ઈંદ્રજવ ૦। તોલો; એ વસ્તુઓને ખાંડી કાળી દ્રાક્ષના રસમાં ૦।, ૦।, રૂપીઆ ભારની અકેક ગોળી કરી તેમાંથી ૧ ગોળી સવાર,સાંજ આપવી. એથી મળ શુદ્ધિ સારી થાય છે. તાવ ઓછો કરવા માટે નીચેનો પટોલાદિ ક્વાથ આપવો.

## પટોલાદિ ક્વાથ.

ઈંદ્રજવ, દેવદાર, હરડે, બેહેડા, આંબળાં, નાગરમોથ, દ્રાક્ષ, જેઠીમધ, ગળો અને અરડુસીનાં પાંનનો ક્વાથ મધ નાંખી આપવો. એથી તાવ ઓછો થશે અને તાવની ગરમીનું જોર ઓછું થઇ જશે તાવ ચાર દિવસમાં ઉતરી જશે. આ તાવની વિશેષ ચિકિત્સા **રીમીટંટ ફીવરની** ચિકિત્સામાં બતાવવામાં આવશે.

## સતત જ્વર.

૧. પટોળ, સારીવા, ( ઉપલસરી ) મોથ, કાળીપાટ અને કડુનો ઉકાળો આપવો.

૨. કડુ તથા સાકરની ઠંડા પાણી સાથે ફાકી આપવી, તેથી ઝાડાનો ખુલાસો થઈ યકૃતમાં પિત્ત ઓછુ થશે.

૩. **નિંબાદિ ચૂર્ણ:**—કડવા લીંબડાંનાં પાંદડાં ૪ તોલા, સુંઠ, મરી અને લીંડીપીંપર ૧૨ તોલા જવખાર તથા સાજીખાર એ આઠ તોલા અને અજમો ૨૦ તોલા એનું ચૂર્ણ કરવું. તે ઐકાહિક ( આંતરિયો ) દ્ધયાહિક, ( તરીયો ) ત્ર્યાહિક, ચાતુર્થિક ( ચોથીઓ ) અને સંતત જ્વરવાળાને સવાર સાંજ ૦।, ૦।, રૂપીઆ ભારની ફાકી આપવી.

આ તાવમાં પિત્તનું જોર વધારે હોય છે. માટે (૧) પટોલાદિ ક્વાથ (નં. ૪૫) આપવો. તેથી પિત્ત શાંત થઇ તાવ ઓછો થશે.

(૨) કડુ તથા સાકરની ફાકી ઠંડા પાણી સાથે આપવી. તેથી યકૃતમાં સુધારો થઈ ઝાડાનો પણ ખુલાસો થશે. (૩) લીંબડાની ગળો તથા લીંબડાની અંતર છાલ એ બે વિષમ જ્વરમાં સારો ફાયદો કરે છે, યકૃત (લીવર) તથાં પ્લીહા (બરોલ) સાથેના તાવમાં. (૪) કુમારિકાસવ (નં. ૧૦૯) સવાર, સાંજ બબે રૂપીઆ ભાર આપવો. (૫) ત્રાયમાણ, કડુ, ધમાસો, તથા સારિવાનો ક્વાથ પણ થોડા દિવસ આપવાથી સારો ફાયદો કરે છે. તાવની ગરમી વધારે હોય તો તેને ઓછી કરવા માટે (૬) ચિંતામણી રસ (નં. ૧૨૫) તુલસીનાં પાનના રસમાં સવાર સાંજ રતી ભાર આપવો. માથા ઉપર ગુલાબજળ તથા સુરાખારનાં પાણીનાં પોતાં મુકવાં. (૭) મહાસુદર્શન ચૂર્ણ (નં. ૮૫) સવાર સાંજ ૦।, ૦।, રૂપીઆ ભાર આપવું તથા તેનું હિંમ કરી આપવું.

## અન્યેદ્યુષ્ક જ્વર.

૧. નિંબાદિ ચૂર્ણ (નં. ૮૦) સવાર સાંજ ૦।, ૦।, રૂ. ભાર લેવું. (૨) દ્રાક્ષાદિ ક્વાથ (નં. ૯) આપવો. (૩) ધાણા સુંઠ, ગોખરૂ અને તજનો ઉકાળો સાકર નાંખી આપવો. (૪) હીમજ, અને ઇંદ્રજવનું ચૂર્ણ ગોળમાં આપવું. (૫) પટોલાદિ ક્વાથ (નં. ૪૫) આપવો.

## તૃતીયક જ્વર.

(૧) કિરાતાદિ (નં. ૧૧) આપવો. (૨) મોથ, સુંઠ, ગળો, રાતી સુખડ, વાળો, પીંપર અને અરડુસીના પાંનનો ક્વાથ મધ તથા સાકર મેળવીને સાત દિવસ આપવો. (૩) ચિકણમૂળ અને સુંઠનો ઉકાળો સવાર સાંજ આપવો. (૪) નિંબાદિ ચૂર્ણ (નં. ૮૦) સવાર સાંજ ૦।, ૦। રૂપીઆ ભાર આપવું. (૫) [1]બે રૂપીઆ ભાર

---

૧ रसं धत्तूरपत्रस्य पलार्धं दधिना सह ॥ पीत्वामधुयुतं हन्ति महदेकान्तरज्वरम् ॥ वैद्यवल्लभ.

દહીંમાં તથા મધ સાથે ધંતુરાના પાનના રસના ત્રણથી ચાર ટીપાં નાંખી તે દહીં તાવ આવતા પહેલાં આપવું. (૬) [૧]શતાવરીનું મૂળ રવિવારે લાવી કુંવારી છોડીના હાથે કાંતેલા સુતરથી બાંધી તે કોટમાં અગર હાથે બાંધવું (૭) અરડુશી, પટોળ, ત્રિફળાં, દ્રાક્ષ, ગરમાળાનો ગોળ અને લીંબડાની અંતરછાલનો કવાથ મધને સાકર નાંખીને આપવો. (૮) રતાંદળી, ધાંણા, સુંઠ, વીરણનો વાળો, પીંપર અને મોથનો ઉકાળો મધ અને સાકર નાંખી આપવો. (૯) અગથિયાના પાનનો રસ કાઢી તેના ટીપાં નાકમાં નાંખવાથી આ તાવ અટકે છે. (૧૦) સરસડો, હળદર, દારૂહળદરના કલ્કમાં ઘી કરી તેનાં ટીપાં નાકમાં નાંખવાથી પણ આ તાવ અટકે છે. (૧૧) સહદેવીનાં મૂળ રવિવારે લાવી દરદીનાં ગળે અગર હાથે બાંધવાં (૧૨) ધોળી કનેરનાં મૂળીઆં રવિવારે લાવી કાને બાંધવાં.

## ચાતુર્થીક જ્વર.

આ તાવ ચોથે દિવસે આવનારો ગણાય છે એટલે જે દિવસે તાવ આવ્યો હોય તે દિવસ અંદર ગણીને ચોથે દિવસે આવનારો તાવ છે.

(૧) દેવદાર, હરડે, આંમળાં, સાલીપર્ણી (સાલવણ), અરડુશી અને સુંઠનો ઉકાળો, મધ, સાકર, નાંખી સવાર સાંજ આપવો. (૨) વાસાદિક કવાથ (નં. ૬૨) મધ અને સાકર નાંખીને આપવો. આ ઘણો સારો ઉપાય છે (૩) હરડે, સુંઠ, દેવદાર, આમળાં, અરડુશીનાં મૂળ અને સમેરવાનાં મૂળનો કવાથ કરી મધ સાકર સાથે સવાર સાંજ આપવો. (૪) [૨]અગથિયાના પાંદડાંના રસનાં દશ ટીપાં નાકે

---

१ रवौशतावरीमूलं कन्यासूत्रेण वेष्टितम् ॥
स्थितं करेच कंठेतु तृतीयज्वरनाशकृत ॥

२ अखंडित शरत्काल कलानिधि समानने ।
चातुर्थिक हरंनस्यं मुनिद्रुमदलाम्बुना ॥ वै. जी.

સુંધવાથી આ તાવ અટકે છે. (૫) [1]જુના ઘીમાં હીંગ મેળવી તેનો નાશ લેવાથી (સુંઘવાથી) આ તાવ મટે છે. આ સિવાય વિષમ જ્વરો માટે નિચેના ઉપાયો ફાયદો કરે છે. માટે બુદ્ધિમાન વૈદ્ય તેની યુક્તિથી યોજના કરવી. (૬) ક્ષુદ્રાદિ ક્વાથ. (નં-૬૬-૬૭ ૬૮). (૭) ભારંગ્યાદિ ક્વાથ. ભારંગમૂળ, નાગરમોથ, પિત્તપાપડો, ધમાસો, સુંઠ, કરીઆતુ, કડુ, પીંપર, ભોયરીંગણી અને ગળોનો ક્વાથ સાત દિવસ આપવો. (૮) મુસ્તાદિ ક્વાથ (નં. ૫૬-૫૭).

## વિષમ જ્વરના સામાન્ય ઉપાય.

(૧) અભયાદિ ક્વાથ (નં. ૧૭). આ ક્વાથ દરેક પ્રકારના વિષમજ્વરો, ટાઢીઆ, આંતરીઆ, કે પિત્તના તાવો તેમજ તેમાંથી થનારા મુઝારાનો ઘણો સારો ઉપાય છે. અને તે એકેક, બબ્બે વાર, પીંપરનું ચૂર્ણ નાંખીને પાવું તે સાથે જરૂર જણાય તો ચંદ્રપ્રભા (નં. ૯૭) નો ઉપયોગ કરવો.

આથી તાવના તમામ દોષોનું નિવારણ કરીને તાવ ઉતારશે. ઘણાં હઠીલા તાવો આ ક્વાથથી દૂર થયેલા છે. આ ક્વાથ ચાલતાં દરમીઆન ચોખાની કણકી, ગાયનું દુધ, મગનું ઓસામણ; તેમાંથી જે યોગ્ય લાગે તે રોગીનો દોષ, અને બળ અને શક્તિનો વિચાર કરીને આપવાં.

જ્વરની સ્થિતિ ત્રણ પ્રકારની છે. માટે તે દરેક સ્થિતિમાં ઉપાયો કરવાની યોજનાનો ક્રમ જાણવાની જરૂર છે.

## જ્વરની પ્રથમ સ્થિતિ.

તાવ ટાઢ ચઢીને આવે છે, તે વખતે દરદીને પથારીમાં સુવાડી ટાઢ પ્રમાણે ગરમ કામળો, ધુંસો, અગર ગોદડાં ઓઢાડી ટાઢ બંધ

---

શાલીનિ.

૧ જૂના ઘીમાં હીંગચુરો ઉકાલી, નાકે લેતાં ચોથીયો જાય ચાલી;
રૂપે રૂડી યૂવતી દેખી જેમ, સાધૂતા જે સાધુની જાય તેમ.

કરવાનાં ઉપચારો કરવા. દરદીની પથારી આગળ દેવતાનો તાપ કરવો ને લગાર ટાઢ નરમ પડયા પછી રાઇ નાંખી ગરમ પાણીમાં પગ બોળાવવા તથા ગરમ કરેલી ઇંટોથી હાથે પગે તપાડવું. પાણી માગે તો તજ, એલાયચી, ફુદેલો અને સુંઠ નાંખીને ગરમ ઉકાળો આપવો. કેટલાંક દરદીને ટાઢના જોર સાથે ઉલટીનાં ઉછાળાં આવે છે, ને ઉલટી થવાથી દરદીની ગભરામણ તથા તાવનું જોર નરમ પડે છે. માટે ઉલટી થાય તો થવા દેવી. એટલુંજ નહિં પણ ઉલટી કરાવવા. (૧) મોંમાં આંગળી ઘાલી ઉલટી કરવી. (૨) મીંઢળના ગરભને વાટી અડધા રૂ. ભારના આશરે બેઆની ભાર મીઠાં સાથે ફકાવવાં. (૩) વાટેલી રાઇ એક મોટો ચમચો અને મીઠું એક નાનો ચમચો તેને પોણો શેરથી દોઢશેર ગરમ પાણીમાં નાંખી બધું પાણી પાઇ દેવું એટલે પાંચ સાત મીનીટમાં ઉલટી થશે. આ પ્રમાણે ઉલટી થયા પછી સાદા પાણીથી મોં સાફ કરવું.

**બીજી સ્થિતિ**—ટાઢ આવી ગયા પછી ઉનો તાવ ભરાય છે, અને કેટલી વખતે ટાઢ આવી ગઇ હોય તો ત્યાર પછી થોડા વખતે તાવ એની મેળે પણ ઉતરી જાય છે. તાવ બરાબર આવી ગયા પછી બીજી સ્થિતિમાં તાવને હલકો કરવાનાં (પરસેવો લાવ-વાના) ઉપાયો કરવા. તાવની ગરમાઇ ને નરમ પાડવાના બે પ્રકાર છે. (૧) બાહ્યોપચાર, અને (૨) અંદરનો ઉપચાર. બાહ્યઉપ-ચારમાં આખા શરીરે પ્રથમ બતાવ્યા પ્રમાણેનો નાસ લેવરાવવો, કે ગરમ પાણીમાં વાદળી અથવા ફલાલીન શરીરે ફેરવવી. આ પ્રમાણે શરીર ઉપર ગરમ ઉપચારો કરવા ત્યારે માથા ઉપર ઠંડા ઉપચારો કરવાથી તાવની ગરમી કમી થાય છે, અને દરદીને રાહત મળે છે. માથા ઉપર કરવાના ઉપાયો નીચે પ્રમાણે છે–દાહ માટેનો લેપ (નં ૧૭૩–૧૭૪) માથા ઉપર કરવો. (૨) ગુલાબજળનાં પોતાં માથા ઉપર મુકવાં. (૩) લવન્ડર વોટર અથવા કોલન વોટરના પોતાં માથે મુકવાં. (૪) સુરાખારનાં પાણીનાં પોતાં મુકવાં. કાળી માટી

ટાંકાનાં પાણીમાં પલાળીને તેની થેપલી લુગડાના એવડમાં કરી માથે મુકવી, તે ઉપર પાણીનું પોતું મુકતા રહેવું. પિત્તજ્વરમાં દાહ બહુ થતો હોય અને ગરમી વધારે હોય તો માથા ઉપર એટલે તાળવે, કપાળે અને લમણા ઉપર બરફની પોટલી ફેરવ્યાં કરવી. બરફ માથે મુકવાના સબંધમાં આપણા દેશી વૈદ્યામાં ઘણો મતભેદ હોય છે. મહર્ષિ ચરકાચાર્યે આજ્ઞા કરી છે કે પિત્તજ્વર વગેરે દાહવાળા જ્વરોમાં શીતોપચાર કરવા, એટલે બરફ મુકવામાં કાંઈ હરકત નથી. ( ૬ ) દશાંગ લેપ ( નં. ૧૭૧ ) માથે ચોપડવો અથવા વિરણનો વાળો, સુખડ, કપુર, અને સુંઠનો ઘસારો પાણીમાં ઘસી માથે ચોપડવો. ( ૭ ) સુરોખાર, નવસાર અને મીઠું એ ત્રણ રૂપીઆ અકેક ભાર શેર પાણીમાં મેળવીને તેનાં પોતાં માથા ઉપર મુકવાં. આ પ્રમાણે કરવાથી માથા ઉપરની તાવની ગરમી ચઢતી નથી. દરદી સારી શુદ્ધિમાં રહે છે, અને તાવની ગરમઇ ઓછી થાય છે. આ શીતોપચાર દરદીની પ્રકૃતીને સહન થાય તેવી રીતે કરવો, પાણીનો શોષ બહુ પડે તો ઉકાળેલું પાણી ઠંડુ કરીને આપવું. ( ૮ ) કાળી દ્રાક્ષમાં સીંધાલુણ મેળવી મોંમાં રાખવા આપવી. ( ૯ ) ધાણા અને દ્રાક્ષને ઉકાળી તેનું પાણી ઠંડુ કરીને થોડું થોડું આપવું. ઉપરના ઉપચારો કરવાથી દરદીને પરસેવો વળશે અને પરસેવો થયા પછી લુગડાં કાઢી નાંખશે. પણ તેમ કરવાની જરૂર નથી. કેમકે પરસેવો થયા પછી શરીરે પવન લાગવા દેવો નહિ. પરસેવો બહુ આવી ગયો હોય તો કોરા લુગડાના કકડાથી અગર ટુવાલથી શરીર કોરૂં કરવું, અગર પેહેરણ વગેરે બદલાવવું, પણ બહારનો પવન શરીરે જવા દેવો નહિ. આ પ્રમાણે ઉપાયો કરતાં પણ કેટલી વખતે તાવની ગરમાઇ ઓછી થતી નથી તેને હલકી પાડવા નીચેના ઉપાયો કરવા.

( ૧૦ ) મહા સુદર્શન ચૂર્ણ ( નં. ૮૫ ) અને ( ૧૧ ) લઘુ સુદર્શન ચૂર્ણ ( નં ૮૭ ) ની ફાકી આપવી તથા ફાંટ કરી આપવો અને તે સાથે ( ૧૨ ) ફટકડી ફુલાવેલીમાંથી દરરોજ બબે વાલ

મધમાં સવાર, બપોર અને સાંજરે આપવી તેથી પરસેવો થશે અ-
થવા (૧૩) મોથ, રતાંદળી, વાળો, ધાણા અને સુંઠનો ઉકાળો મધ
નાંખીને આપવો. (૧૪) સ્વેદ માટે **ધર્મ પ્રસરણેશ્વર રસ આપવો.**
ટંકણ ફુલાવેલો તોલો ૧, ફટકડી ફુલાવેલી તો. ૧, નવસાર તો. ૧,
સુરોખાર તો. ૧, હલદર તો. ૧ એ સૌને વાટી તેમાંથી દરરોજ સવાર
બપોર અને સાંજરે ચાર ચાર વાલ મધના પાણીમાં આપવું. આ
પ્રમાણે બે ત્રણ દિવસ આપવાથી તાવ ઉતરી જાયછે. (૧૫) ભોંયરીંગણી,
સુખડ, ખડસલીઓ ખજુર, જેઠીમધ, તથા સાકર દરેક બબે રૂપીઆ
ભાર ખાંડીને બશેર પાણીમાં ઉકાળી તેમાંથી અચ્છેર પાણી રહે તે-
માંથી ત્રણ ચારવાર આપવું આ પ્રમાણે બે ત્રણ દિવસ પીધાથી
તાવ ઉતરી જાય છે. (૧૬) શરબતે બનપ્સા (નં ૧૪૮) તથા
(૧૭) શરબતે ઉનાવ (નં. ૧૪૯) તથા (૧૮) શરબતે નિલો-
ફર (નં. ૧૫૦) (૧૯) શરબતે બીજુરી (નં. ૧૫૫) (૨૦)
શરબતે દીનાર (નં. ૧૫૧) વગેરે યુનાની ઉપાયો આપવા તેથી
પરસેવો આવી તાવ ઉતરી જાય છે.

**ત્રીજી સ્થિતિ**—ઉપરની દવાઓ આપવાથી તાવ ઉતરી
જાય છે પણ તેની મુદતે આવી પાછો ખડો થાય છે, માટે એક
વાર તાવ ઉતરી જાય અને પાછો આવે તે દરમીઆન તાવ વિનાની
મુદતને તાવની ત્રીજી સ્થિતિ ગણવી એ મુદતમાં તાવ ફરીને ન
આવે તેના ઉપાયો નીચે પ્રમાણે છે—

(૧) મહા સુદર્શન ચૂર્ણ. (નં. ૮૫) તથા (૨) લઘુ સુદર્શન
ચૂર્ણ(નં. ૭૭)સવાર બપોર અને સાંજરે ૦ા રૂ. ભાર દરેક વખતે આપવું.
(૩) જ્વરઘ્નીવટીની નીચે બતાવેલી ગોળી સવાર સાંજ અકેકી આપવી.
(૪) ટાઢીઓ તાવ રોકવાને સોમલ, હરતાલ, અને તામ્ર સારૂં કામ
કરે છે. માટે તે મિશ્રણવાળા જ્વરાંકુશો આપવાં, જ્વરાંકુશ, સ્વલ્પ-
જ્વરાંકુશ વગેરે દવાઓ સારા વૈદ્યના હાથે તૈયાર થયેલી હોય તે
વાપરવા ભલામણ કરીએ છીએ.

**૫. જ્વરઘ્નીવટી**—શુદ્ધ પારો. તો. ૧, એળીઓ તો. ૪. પીંપર તો. ૪, ઇંદ્રવરણાંના મૂળ તો. ૪, હરડે તો. ૪. અક્કલગરો તો. ૪, સરસીયાના તેલમાં શોધેલો ગંધક તો. ૪. એમાંથી પ્રથમ પારો અને ગંધકને ખરલ કરી તેમાં ઉપરનું ચૂર્ણ મેળવી ઇંદ્રવાયણાના ફળના રસમાં એક દિવસ ખરલ કરી તેની ગોળી વાલના દાણા જેવડી કરવી તેમાંથી દરરોજ અકેકી ગોળી સવાર સાંજ ગળોના રસમાં આપવી.

**૬. શીતારિરસ**—(નં. ૧૩૯) ટાઢીઓ તાવ આવવાનો હોય તે પહેલાં ત્રણ કલાક અગાઉ એક ગોળી દૂધ સાથે આપવી.

**૭. સ્વલ્પ જ્વરાંકુશ** (નં. ૧૪૧)—ટાઢીઓ તાવ આવવાનો હોય તે પહેલાં બબ્બે કલાકે અકેકી ગોળી ૦। રૂ. ભાર આદાના રસમાં ગોળી વાટીને નાંખી તે સાથે મધ બે આની ભાર નાંખી પાવું.

**૮. [1]મલ્લપર્પટી**—રાળ તો. ૧ ને લોઢાની કડાઇમાં નાંખી ઉની કરી તેમાં શોધેલો સોમલ તો. ০॥ વાટીને નાંખવો. પછી સહેજ હલાવી એક રસ થાય એટલે ખલમાં નાંખવો એટલે પર્પટી તૈયાર થશે. આમાંથી સવાર સાંજ અકેક ચોખાભાર દવા મધમાં ચટાડવી, આ દવા ટાઢીઓ તાવ, એકાંતરીઓ તાવ અને ચોથીઓ તાવ વગેરેને રોકવામાં અકસીર છે.

**૯. [2]શીતારિરસ** નં. ૨—ત્રાંબાની ભસ્મ, ગંધક, ટંકણ ફુલાવેલો, શોધેલો વછનાગ, શોધેલું મોરથુંથુ, પારો, ખાપરીયું

---

१ राले चतुः पलमिते द्रविते ऽग्नियोगा
त्संमेल्य शुक्लविषमध पलप्रमाणम् ॥
खल्वे क्षिपेत्सपदि पर्पटिकारसोऽयं
हन्यात्क फानिलमतिभ्रम वान्तिवेगान् ॥ ७६

सिद्ध० मणि.

૨ શારંગધર.

અને હરતાલ એ સર્વે ઔષધો સમાન ભાગે લઇને તેને એક ઘડી સુધી કારેલીનાં રસમાં ખરલ કરવો. આ રસને શીતારિરસ કહે છે. એ રસની ચનોઠી પુરની ગોળી સાકર અને જીરા સાથે ખાવાથી એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ તાવ વિગેરે અટકે છે.

**૧૦.** લીંબડાની અંતર છાલ, ગળો, કરીઆતાની પાંદડી, તેનું ચૂર્ણ અથવા રાત્રે પલાળીને કરેલું હિમસાકર તથા મરીનાં દાણા નાંખી સવારે પીવાથી ટાઢ અટકે છે. (૧૧) કાંકચીઆનાં બીજ સેકેલા બે ભાગ. મરી ૧ ભાગ તેનો બે આની ભારથી પાવલી-ભારની ફાકી તુલસીનાં પાનનાં રસ સાથે સવાર બપોર અને સાંજે લેવાથી તાવ અટકે છે. ટાઢીઓ તાવ, આંતરીઓ તાવ, તરીઓ તાવ, ચોથીઓ તાવ, માટે સોમલ અને ક્વીનાઇન એ બન્ને ઉત્તમ દવા ગણાય છે. આર્ય વૈદ્યકમાં તાવ રોકવાને ચોક્કસ દવા સોમલનાં મિશ્રણવાળી દવાઓ છે; તેમજ અંગ્રેજી વૈદ્યકમાં ક્વીનાઇનના મિશ્રણવાળી દવાઓ છે. તે બાબતમાં ક્વીનાઇનનાં મિશ્રણોની વિદ્વાન દાક્તરોએ જે જે ભલામણ કરેલી છે તે તે મિશ્રણો મેલેરીઆનાં પ્રકરણમાં બતાવવામાં આવશે. ક્વીનાઇન આપતાં પહેલાં પેટ સાફ હોવું જોઇએ. માટે પેટ સાફ કરવા મળશુદ્ધિ ચૂર્ણ ( નં. ૮૬ ) આપવું એનાથી ઝાડો સાફ ન આવે તો. (૧૨) [1]**દીનદયાળચૂર્ણ** મીઢીઆવળ તો–૨, અજમો તો–૨ અને સંચળ તો–૧ નું ચૂર્ણ કરીને તેમાંથી દરરોજ રાત્રે અડધા રૂ. ભારની ફાકી ટાઢા પાણી સાથે આપવી તેથી પણ ઝાડો ન થાય તો પછી ( ૧૩ ) વાજીવ-ર્માંરસ ( નં. ૧૩૬ ) માંથી વાલપુર દવા લઈ ગોળનું પાણી અડધા રૂપીઆ ભાર કરીને લગાર ગરમ કરી તે દવા નાંખી પી જવી, ઉપર તજ, એલાયચી અને સુંઠનો ઉકાળો પીવો. આથી ચાર પાંચ ઝાડા થઇ પેટ સાફ આવશે. ત્યાર પછી ક્વીનાઇન તાવ ટાઢ વાઇને આવવાનો હોય તે પહેલાં બે કલાક અગાઉ દશથી પંદર ગ્રેન ક્વીનાઇન

---

૧. સિદ્ધભેષજ મણિમાલા.

લીંબુના અડધા રૂપીઆ ભાર પાણીમાં મેળવી પી જવું. અથવા મધમાં ગોળી નં. ૪ કરી લઈ લેવી. આ પ્રમાણે એક બે વારા લીધા પછી તુરત બંધ કરવું. ક્વીનાઇન વધારે લેવાથી કાનમાં બહેરાશ આવે છે. ક્વીનાઇનિ સાથે દુધનો ખોરાક આપવો જોઇએ. ક્વીનાઇનથી તાવ ન અટકે તો પછી સોમલ ( આર્સેનિક ) એજ અત્યુત્તમ ઉપાય છે. ક્વીનાઇન મેલેરીઆના ટાઢીયા તાવ માટે અકસીર ઇલાજ છે, અને યુક્તિથી વપરાય તો તેવાજ ગુણવાળી દવા છે, ક્વીનાઇન આપવાના સબંધમાં ઘણા અનુભવની જરૂર જણાય છે.

**ચોથી સ્થિતિ**—વિષમ જ્વર ઘણા દિવસ સુધી લંબાય છે, ત્યારે તેની ચોથી સ્થિતિ ગણાય છે. વિષમજ્વરના તાવ સંબંધિ સંપૂર્ણ વિવેચન પાછળના પ્રકરણમાં આપેલું છે. આ જ્વરની ચિકિત્સાના સંબંધમાં વિશેષ કાળજી રાખવાની જરૂર છે. કેટલીક વખતે વિષમજ્વરના નીચે બતાવેલા સામાન્ય ઉપાયો પણ લાગુ પડે છે. ( ૧ ) [1]ગળો, આંમળાં, સુંઠ, મોથ અને રીંગણીનો ક્વાથ મધ અને પીંપરનું ચૂર્ણ નાંખીને આપવો (૨)[2] લસણની તલના તેલમાં ચટણી કરી સવારમાં પ્રયોગ કરવાથી વિષમજ્વરનો નાશ થાય છે. આ પ્રયોગ માટે વૈદ્યાવતંસ લોલિંબરાજકવીએ નીચે પ્રમાણે જણાવ્યું છે.

### માલિની.

લસણ ચટણિ સેવે તેલ સાથે કદાકો,
વિષમજ્વર સમીર વ્યાધિ ખોશે તદાતો;

---

१ सनागरायाः सपयोधरायाः ससिंहकायाः सगडूचिकायाः ।
धात्र्याः कषायो मधुना विमिश्रः कणाविमिश्रो मधुनाज्वरघ्नः॥

२ नान्यानिमान्यानिकिमौषधानि ।
परंतु कांते ? नरसोनकल्कात् ।
तैलेन युक्तादपरप्रयोगोमहासमीरेविषमज्वरेऽपि ॥

બહુ અવર કહ્યાં છે ઔષધો શાસ્ત્ર પાને,
નથિ નથિ નથિ પ્યારી ! એહની કો સમાને;

( ૩ ) વિષમજ્વર પળાશે હર્ડેથી ક્ષૌદ્ર સાથે,
દિન દિન વૃધમાના પિંપળીના ક્વાથ;
વળિ ચુરણ જીરાનું ગોળ સાથે ભખંતાં,
પિંપર, સુંઠ, મરીને ગોળ સાથે ભજંતાં.

બે તોલા મધ સાથે તો. ાા થી ૧ તોલો હરડેનું ચૂર્ણ અથવા દરરોજ એકથી વધીને સાત સુધી લીંડીપીંપરનું ચૂર્ણ મધ સાથે ચાટવું, અથવા કાળીજીરી તો. ૧ ગોળમાં ગોળી કરી સેવન કરવી અથવા ત્રિફળાનું ચૂર્ણ તો. ૧ તે તો. ૨ ગોળ સાથે નિત્ય નિયમ પ્રમાણે ખાવાથી વિષમ જ્વર નાશ પામે છે. આ ચાર ઉપાયો વૈદ્ય જીવનના છે અને તે મારા અનુભવના છે.

### ૪ પૃથ્વી છંદ.

અહો ચપલ લોચની ! મદન મોહની ! સુંદરી !
ચમેલિ ફુલથી ભરી અલકવાળિ સિંહોદરી !
પટોલ, કડુ, મોથ, જેઠિમધ, હર્ડને ક્વાથ જે;
ભજે નિયમથી ખરે વિષમ તાવને તે તજે.

પટોલ, કડુ, હરડે, જેઠિમધ એ ઔષધો સમાન ભાગે લઇ તેમાંથી ચાર તોલાનો ક્વાથ આપવાથી વિષમ જ્વર દૂર થાય છે.

(૫) પટોલ, લીંબડાની અંતરછાલ, ઇંદ્રિજવ, ગળો અને મોથનો ક્વાથ મધ નાંખી આપવો.

(૬) **यो भजेत् समधुश्यामांहेहेमकलशस्तनि ॥**
**विषमेतुव्यथास्तस्य नभवन्ति कदाचन ॥**

સુવર્ણના કલશ જેવા સ્તનવાળી હે સ્ત્રી ! જે પુરૂષ (બે તોલા) મધ સહિત ( એક તોલો )–પીપરનું ચૂર્ણ સેવે–તેને વિષમ જ્વરની પીડા કદાપિ થાય નહિ. અર્થાત્ એથી વિષમજ્વર મટે છે.

બીજો અર્થ—હે સુવર્ણના કલશ સમાન સ્તનવાળી સ્ત્રી! જે પુરૂષ મધ સહિત તરૂણ સ્ત્રીનું સેવન કરે તેને કામ સંબંધી પીડા કદાપિ થતી નથી.

ત્રીજો અર્થ—હે હેમકલશ સ્તનિ–! જે પુરૂષ (બે તોલા) મધ સાથે (૦ાા–૧ તોલો) નસોતરના ચૂર્ણનું સેવન કરે તેને વિષમ જ્વરની પીડાઓ કદાપી થતી નથી.

ચોથો અર્થ–હે હેમકલશ સ્તનિ–! જે પુરૂષ ભક્તિ સહિત કાલિકા દેવીનું સેવન કરે તેને સંકટોમાં કદાપિ પીડા થતી નથી.

આ દવાનો અર્થ સ્પષ્ટ છે.

(૭) **પુષ્પિતાગ્રા છંદ.**

ક્ષણ ભર તજી ચંચલાઇ પ્યારી !
શુણ કથવું, મુજ સ્વસ્થતાઇ ધારી;
વિષમ જ્વર વ્યથા વિનાશ લાધે,
શિરપર તાંદળજાનું મૂળ બાંધે.

(૮) વિષમજ્વર હરે ક્વાથ આ તો,
મધ શુંગળો, લિમ આંમળાં તણો તો,
જયમ તુજ ચરણે પડી હું પ્યારી !
તુજ રિસને કરૂં તુજથીજ ન્યારી.

લીંબડાની અંતરછાલ, ગળો અને આંબળાંનો ક્વાથ મધ નાંખી આપવો.

(૯) **[1]તોટક છંદ.**

અયિ કામિનિ! ચંચલ નેણિ! પ્રિયે!
કમલા સમ શોભતિ રત્નકલે!
મધ સાથ ગળો, શિવ, મોથ ભજે;
વિષમ જ્વર સુંદરિ! ઠામ તજે.

---

૧ વૈદ્યાવતંસશ્રી લોલિંબરાજ કવિએ સંસ્કૃતમાં વૈદ્યજીવન ગ્રંથ રચ્યો છે તેમાંના આ અનુભવ સિદ્ધ પ્રયોગો છે.

(૧૦) પિત્તભંજીરસ—કટુ, કૃષ્ણાજીરૂ, (કાલીજીરી) કોલંબો, શોધેલો વછનાગ, શોધેલો પારો, શોધેલો ગંધક, માત્રા–સવાર સાંજ રતી. અનુપાન–તુલસીના પાનનાં રસમાં.

(૧૧) [1]સફેદ કાથો ૧ માસો શંખીઓ (સોમલ) ૧૨ રતી, તેની મગ જેવડી ગોળીઓ ૧૨ કરવી ટાઢ ચડયા પહેલાં ૧ ગોળી આપવી.

(૧૨) અફીણ ૧૨ રતીને લીંબડાના પાન તથા ગોળ સાથે ઘુંટીને ૨ ગોળી કરવી, એક ગોળી ત્રણ ઘડી પહેલાં અને બીજી ગોળી ટાઢ શરૂ થતાં પહેલાં આપવી.

(૧૩) ફુલાવેલ ફટકડી તથા ખાંડ સાથે પીસીને તેમાંથી ૦ાા માસાથી ૨ માસા સુધી આપવાથી ટાઢ અટકે.

(૧૪) તુલસીનાં પાન ૬ માસા, કાળાં મરી ૪ માસા, લીંડી પીપર નંગ ૧ તે સર્વેને વાટીને તેમાં ૧ તોલો સાકર મેળવી તાવ પહેલાં આપવાથી તાવ અટકે.

(૧૫) ધંતુરાનાં બી કુલડીમાં નાંખી તેનું મોં બંધ કરીને તથા કપડમાટી કરીને અડાયા છાણામાં મુકી તાપ આપવો તેથી બીની ભસ્મ થાય. તે રાખ ૪ માસા ટાઢ પહેલાં આપવાથી તાવ અટકે.

(૧૬) કાળા ધંતુરાનાં પાન, નાગરવેલનાં પાન, કાળી મીરચ (મરી) એ ત્રણેને વાટીને મરી જેવડી ગોળીઓ કરવી. તે ગોળી અકેક સવાર સાંજ આપવી. આ પ્રમાણે તાવના દરજ્જા પ્રમાણે દવાઓ લેવામાં આવે તો થોડા દોષવાળો ટાઢીઓ તાવ તો એકજ પારીમાં અટકી જાય છે, અથવા મંદ પડે છે અને બીજી એકાદ પારીમાં નિર્મૂળ થાય છે.

(૧૭ વિષમ જ્વરમાં વિશેષ ઉપચાર તરીકે નીચેની ઔષધીઓનો **સમયાનુસાર** યોગ્ય ઉપયોગ કરવો:—

(૧) અરડુસો (૨) કચુરો (૩) કડુ (૪) ગળો (૫) તાંદળજો

---

૧ સિદ્ધભેષજ મણિમાલા.

(૬) તુળસી. (૭) કાળીજીરી (૮) ત્રાયમાણ (૯) પદ્મકાષ્ટ (૧૦) ફુદેનો (૧૧) કડવો લીંબડો (૧૨) લીંડીપીપર (૧૩) સરગવો (૧૪) સહદેવી (૧૫) ઇંદ્રિજવ (૧૬) નાગરમોથ, (૧૭) જેઠીમધ વિગેરે.

તાવમાં ગરમી ઓછી કરવા માટે દાકટરો શીતોપચારની જેવી રીતે ભલામણ કરે છે તેવી રીતે આર્યવૈદ્યકશાસ્ત્ર પણ શિતોપચારની ભલામણ નીચે પ્રમાણે કરે છે.

**अभ्यंगांश्च प्रदेहांश्च परिषेकांश्च कारयेत्, यथाभिलाषं विभज्य द्विविधं ज्वरम्॥ चरक.**

"ટાઢીઓ અને ઉનો એમ તાવના બે વિભાગ પાડીને જ્યારે જેવા ઇષ્ટ હોય તેવા અભ્યંગ પ્રદેહ અને પરિષેક કરાવવાં." વળી

**शीतेनोष्णकृतान्रोगान्शमयन्ति भिषग्विदः॥**

"ઉષ્ણકૃત રોગોને વૈદું જાણનારા શિતોઉપચારોથી શમાવે છે."

આ ઉપરથી ખાત્રી થશે કે આયુર્વેદ અને પાશ્ચાત્ય વૈદ્યક બેય ઉષ્ણ જ્વરમાં શીતોપચારને ઇષ્ટ માને છે. શીતોપચાર ક્યા પદાર્થોથી કરવો એ બાબતમાં દેશકાળ પ્રમાણે તફાવત પડે એ સ્વાભાવિક છે. ચંદન, કમળ, હીમજળ વગેરે જે શીત પદાર્થો એ સમયમાં મળતા તે મહર્ષિઓ વાપરતાં, અને આજે બરફ સહેલાઇથી મળી શકે છે; તો તે વપરાય છે; પણ મુળ સિદ્ધાંતતો એનો એક જ છે. કે ઉષ્ણ જ્વરમાં શીતોપચાર કરવો.

## જીર્ણ જ્વરના ઉપાય.

(૧) ગળો, લીંબડો અને આંબલીનો ક્વાથ મધ નાંખી પીવો (૨) જેઠીમધ ગળો અને કડુનો ઉકાળો પીવો, (૩) મોથ, જેઠીમધ, ગળો અને કડુનો ઉકાળો પીવો. (૪) લીંબડા ઉપરની ગળો જીર્ણજ્વર ઉપર અત્યુત્તમ ઔષધ છે. આ ગળોનો સ્વરસ હીમ ક્વાથ કે ચૂર્ણ જૂનો ગોળ, મધ તથા લીંડીપીંપર નાંખી સેવન કરવાથી ઘણાં દિવસોનો જીર્ણ જ્વર જાય છે. તે ઉપર પહેરેજી દુધ ભાત તથા હલકો ખોરાક રાખવાની જરૂર છે. (૫) કડુ, કરીઆતું, પિત્ત-

પાપડો, નાગરમોથ, અને ગળોનો ક્વાથ આપવો. (૬) કાયફળ, જેઠી-મધ, કાકડાશીંગી (૭) ગળો અને કહુનો ક્વાથ આપવો (૮) ગળો સત્વ, ઘી, સાકર અને મધ સાથે આપવું. દુધ ઉપરનો પ્રયોગ જીર્ણ જ્વર ઉપર અમૃત સમાન છે. માટે પ્રથમ બતાવ્યા પ્રમાણે ગાયના દુધનો ઉકાળો ૨૧ દિવસ સુધીનો પ્રયોગ કરવો. (૯) દ્રાક્ષ, ગળો અને સુંઠનો ક્વાથ લીંડીપીંપરનું ચૂર્ણ નાંખી આપવો. (૧૦) પંચ-મૂળનો ક્વાથ, જીર્ણજ્વર, શ્વાસ, કાસ, અને પખવાડાના શૂળનો નાશ કરે છે. તેવી રીતે **ગુડપિષ્પલીનો** પ્રયોગ એટલે બે તોલા ગોળ અને એક તોલો પીંપરનું ચૂર્ણ સેવન કરવાથી જીર્ણ જ્વર, અજીર્ણ-જ્વર વગેરે મટે છે. જીર્ણજ્વરમાં પણ કેટલી વખતે કર્ણ શોથ થાય છે તે બાબત વૈદ્ય લોલિંબરાજ કવિએ જણાવ્યું છે કે—

**શાર્દૂલ વિક્રીડિતમ.**

સોજો કર્ણમૂલે ત્રિદોષ જ્વરની શાંતી પછી થાય જે,
છે મુસ્કેલ તથાપિ થાય દૂર તે જોખો[1] લગાડે ખરે;
રક્ત શ્રાવથિ ગ્લાનિ તો ઘૃત પિયો ને સુંઠ રાસ્ના તથા,
અર્ણી દારૂનિશા,[2] બિજોરૂ મુલ, ચિત્રા લેપટાળે વ્યથા.

(૧૧) ચાર તોલા લીંબડાની, ગળોના વેલાને છુંદીને સોલ તોલા પાણીમાં ક્વાથ કરી આઠ તોલા બાકી રહે ત્યારે તેમાં ચાર માસા પીંપરનું ચૂર્ણ નાંખી ગરમ ક્વાથ આપવો.

**વસંત તિલકા.**

સેવ્યો ખરે પિપરૂશું [3]અમૃતાનો કાઢો,
મારે જરૂર જિરણ જ્વર હોય ગાઢો;
રામે દશાસ્ય જ્યમ, જેમ પ્રલંબ રામે,
માર્યો સહસ્ત્રકર જેમ રણેજ રામે.

(૧૨) પંચમૂળના ક્વાથમાં પીંપર ચૂર્ણ નાંખી પાવો તેથી કફથી ઉત્પન્ન થયેલો જીર્ણજ્વર નાશ પામે છે.

---

૧ જળો. ૨ દારૂહળદર. ૩ ગલો.

### દોહરો.

શેવણ, બિલિ, પાડળ, અરણિ, ટેંટૂ મૂળ કવાથ;
પીંપરસહ સેવ્યે જશે, જીર્ણ જ્વર કફ જાત.

( ૧૩ ) ષડકચુરો, સુંઠ, ખડસલીઓ, પિત્તપાપડો, દેવદાર, ધમાસો, રીંગણી, મોથ, કડુ અને કરીઆતુ એ નવ ઔષધોનો કવાથ મધ નાંખી આપવાથી જીર્ણ જ્વર વગેરે દૂર થાય છે.

### શિખરિણી.

ધમાસો, કર્યાતૂં, સુંઠ, શડકચુરો, રિંગણિનો;
કડૂં, રેણું, મોથા, વળિ, અમર દારૂજ લઇને;
કરી કાઢો પીતાં મધ, પિંપરશું પ્યારિ સુજરે;
પળાશે ત્રિદોષ જ્વર, વિષમ, જીર્ણ જ્વર ખરે.

**૧૪ ગળોત્સવ**—મધ સાથે અગર તો સાકર દુધમાં ઘણા દિવસ લેવાથી જીર્ણ જ્વર તથા માથાનો દુઃખાવો વગેરે મટે છે.

**૧૫ સિતોપલાદિ ચૂર્ણ**—( નં. ૫૧ ) ઘી તથા મધમાં ચાટવાથી જીર્ણ જ્વર, શ્વાસ, કાસ, ક્ષય, હાથે પગે અને શરીરે થતો દાહ, રક્તપિત્ત, પડખાનું શૂળ, અરૂચી, મંદાગ્નિ વગેરે મટે છે. બીજી રીતે માખણ તો. ૦॥ મધ તો. ૦। સોનાનો વરગ એકનો અડધો ભાગ અને ઉપરનું ચૂર્ણ મેળવી લેવાથી જીર્ણ જ્વર દૂર થાય છે.

**૧૬ અમૃતામોદક**—ધાતુગત જ્વરની ચિકિત્સામાં ( નં. ૨ ) એમાં બતાવેલ છે તે પ્રમાણે ઉપયોગ કરવો.

**૧૭ લાક્ષાદિ તેલ**—(નં. ૧૦૫) શરીરે મર્દન કરવાથી જીર્ણ-જ્વર, વિષમ જ્વર અને ધાતુગત જ્વર મટે છે કેટલી વખતે, તે સાથે બદામનું તેલ મેળવીને પણ શરીરે મર્દન કરવામાં આવે તો પણ સારો ફાયદો કરે છે.

**૧૮ [1]વર્ધમાન પિપ્લી**—(૧) દરરોજ દુધમાં ત્રણ લીંડી

---

[1] સુશ્રુતમાં વર્ધમાન પિપ્લીયોગ, જીર્ણજ્વર તથા વિષમજ્વર માટે બતાવેલો છે. ચિકિત્સાસ્થાન અધ્યાય ૫ ના ૧૩ મા વિષયમાં

પીંપર લઇને તેને ઉકાળી તે દુધ તથા લીંડીપીંપર ખાઇ જવાં. પ્રથમ દિવસે ત્રણ, બીજે દિવસે ૭ એમ દરરોજ પીપર વધારતા જવી. એમ દશ દિવસ સુધી વધારી એકવીસ દિવસ સુધીનો પ્રયોગ કરવો. અને તેજ પ્રમાણે પાછી અકેક ઓછી કરતાં જવું. આ પ્રમાણે રોગીની શક્તિનો વિચાર કરી દુધ તથા પીંપર વધારતા જવી. આ વર્ધમાન પીપ્લી જીર્ણ જવરમાં અને ધાતુગત જવરમાં સારો ફાયદો કરે છે. પાંડુ, અગ્નિમાંધ, શ્વાસ, કાસ અને કફના રોગોને પણ મટાડે છે.

**૧૯** [1]ગળો, ત્રિફળાં, અરડુસી, ત્રાયમાણ અને ધમાસાના ક્વાથમાં, દ્રાક્ષ, પીંપર, મોથ, સુંઠ, નીલકમળ અને રતાંજલી, એટલાં ઔષધો સમભાગે લઇ તેનો કલ્ક નાંખી વિધિ પ્રમાણે ઘી તૈયાર કરવું. તે ઘી સેવન કરવાથી જીર્ણ જવર, ક્ષય, શ્વાસ અને કાસ મટે છે.

**૨૦** પીઠવણ, સાલવણ, દ્રાક્ષ, ત્રાયમાણ, લીંબડો, ગોખરૂ, બળદાણાં, ખડસલીયો, મોથ અને ધમાસાના ક્વાથમાં કચુરો, ભોંય આંબલી, ભારંગી, મેદા, પુષ્કરમૂળ અને નિર્મલી એ ઔષધોનો કલ્ક તથા બમણું ઘી નાંખી વિધિ પ્રમાણે ઘી તૈયાર કરવું. તે જીર્ણ જવર, ક્ષય, ખાંસી માથાની પીડા વગેરેને મટાડે છે.

**૨૧** ગાયનું દહીં, દુધ, મૂત્ર, ઘી અને છાણનો રસ એ સમભાગે લઇ મિશ્રણ કરી ત્રિફળાં, ચિત્રક, મોથ, હળધર, દારૂ હળધર, અતિવિષ, વજ, વાવડીંગ, સુંઠ, મરી, પીંપર, ચવક અને દેવદાર એઓનો કલ્ક કરી વિધિ પ્રમાણે **પંચગવ્ય ઘૃત** તૈયાર થાય છે આથી જીર્ણ જવર અને વિષમજવર દૂર થાય છે.

**૨૨ અગર્ભ પંચગવ્ય**—ગાયનું દહીં, દુધ, મૂત્ર, ઘી અને છાણનો રસ સમભાગે લઈ કોઇ ઔષધીઓનો રસ નહિ નાંખતાં ઘી વિધિ પ્રમાણે તૈયાર કરવું. એ જીર્ણ જવરનો શત્રુ છે.

---

[1] ઘૃત બનાવવાની રીત પાછળ આપવામાં આવી છે તે જુઓ.

**૨૩ ગડૂચિપંચગવ્ય ઘૃત**—ગાયનું દહીં, દુધ, ઘી, મૂત્ર, અને છાણનો રસ સમભાગે લઇ મિશ્રિત કરી ગળોના સ્વરસમાં નાંખી, ત્રિફળાં, ચિત્રક, મોથ, હળધર, દારૂ હળધર, અતિવિષ, વજ, વાવડીંગ, સુંઠ, મરી, પીંપર, ચવક અને દેવદાર એ ઔષધિઓનો કલ્ક નાંખી વિધિ પ્રમાણે ઘી તૈયાર કરવું. તે જીર્ણ જ્વર વગેરેને મટાડે છે. આ પ્રમાણે પંચાવિક, પંચાજ, પંચમહિષ અને ચતુરૂષ્ટ નામના ઘૃતો સુશ્રુતના ઉત્તર તંત્રના અધ્યાય ૩૯ માં બતાવ્યા છે તે ઘૃતો જીર્ણ જ્વર ઉપર સારો ફાયદો કરે છે.

**૨૪ લઘુમાલિની વસંત**—( નં ૧૩૮ ) મધ તથા લીંડીપીંપર સાથે, ( ૨ ) સિતોપલાદિ ચૂર્ણ સાથે. ( ૩ ) ગાયના દુધ સાથે અને બીજા અનુપાનો સુવર્ણ વસંત માલતી પ્રમાણે.

**૨૫ સુવર્ણ વસંત માલતી**—( નં. ૧૪૨ ) જીર્ણ જ્વરમાં આ દવા ઘણો સારો ફાયદો કરે છે. પાછળ બતાવેલા ( ૧ ) દુધના ક્વાથ સાથે સવાર સાંજ અકેકી રતિ આ ઔષધ લેવું. ( ૨ ) મધ તથા લીંડી પીંપર સાથે સવાર સાંજ અકેકી રતિ આ ઔષધ લેવું. દુધ ને ભાતનું પથ્ય રાખીને આ ઔષધ લેવાથી સારો ફાયદો થાય છે.

**૨૬ લવંગાદિ ચૂર્ણ**—( નં. ૮૮ ) અરલુ પુટપાક (નં. ૬૯) વાસા પુટપાક (નં. ૭૨) અમૃત કલારસ (નં. ૧૩૫) વગેરે ઔષધોનો ઉપયોગ કરવો.

**૨૭ ચુનાની**—ગળો, ખડસલીઓ, ધાણા, જેઠીમધ, કાકડા સીંગી, ખસ, રતાંદલી, લીંબડાનાં પાન, તડબુચનાં બી, સર્વ સમાન ભાગે તેમાંથી બે તોલા ચૂર્ણ અછેર પાણીમાં ઉકાળી નવટાંક રહે એટલે ગાળીને પી જવું.

**૨૮** જેઠીમધ, કાકડાસીંગી, ગળો, ખડસલીયો, કરીયાતુ, ખસ, (વાળો) તેમ વાળો અરડુસીની છાલ, જવાસો, અને ધાણાં દરેક બબે ટાંક બશેર પાણીમાં પલાળીને સવારમાં ઉકાળવું ને તેમાંથી અડધો શેર રહે એટલે ઉતારી સવાર સાંજ બે વખત પીવું.

**૨૯** [૧] ગળો (૨) લીંબડો (૩) અજમોદ (૪) ખ-

જુરી (૫) જીરૂ (૬) ઈંદ્રિજવ [૭] એલચી [૮] કચુરો [૯] ભોંય આંબલી [૧૦] લોધર [૧૧] સમેરવો [૧૨] આદુ (૧૩) અરણી [૧૪] વંશલોચન [૧૫] પદ્મકાષ્ટ [૧૬] કોલંબો [૧૭] તાંદળજાનાં મૂળ [૧૮] ધમાસો [૧૯] કડુ [૨૦] રતાંદલી વગેરે વિષમજ્વરો તથા જીર્ણજ્વરો અને ધાતુગતજ્વરો ઉપર ગ્રંથકારોએ સોમલ, હરતાલ અને મનસીલના જે જે જ્વરાંકુશો જુદા જુદા પ્રકારના બતાવ્યા છે પણ તે તે પ્રયોગો સારા અનુભવી વૈદ્યની સલાહ વિના વાપરવા નહિ.

## પુષ્ટ દેશજ્વરના ઉપચાર.

[૧] કડવા પટોળાં, નાગરમોથ, ગળો, અરડુશી, સુંઠ, ધાણા, કરીઆતુ અને કડુનો કવાથ મધ નાંખીને પીવો [૨] સુંઠને જવખારનું ચુર્ણ તથા હલધર ને જવરખારનું ચૂર્ણ સવાર સાંજ ગરમ પાણી સાથે આપવું. [૩] બાળહરડે, લીંમડાનાં પાન, લીંડીપીંપર, સિંધવ અને ચિત્રકનું ચૂર્ણ ગરમ પાણી સાથે આપવું. [૪] શોધેલો વછનાગ બે ભાગ, કોડીની રાખ પાંચભાગ, મરી નવભાગ, એનું ચૂર્ણ કરી વસ્ત્રથી ચાળીને આદાનાં રસમાં મગ જેવડી ગોળી કરવી તેમાંથી અકેકી ગોળી સવાર સાંજ પાણી સાથે લેવી.

## મધુરજ્વર.

### ( મંથરોકે મોતી ઝરો ) ઉપચાર.

(૧) ફુદેનો, રાન તુલસી, અને કાળી તુલશીનો અંગરસ કહાડી તેમાં સાકર નાંખી ત્રણ દિવસ કે સાત દિવસ આપવો. (૨) નાગરમોથ, કાલીદ્રાક્ષ, પિત્તપાપડો અને જેઠીમધનો કવાથ મધ નાંખી આપવો. (૩) વડનાં પાકા પાંદડાં અને બાજરીનો કવાથ કરી આપવો. (૪) ગરદન અને ગલા ઉપર ફોલ્લા આવે છે તેને માટે મોતીનો હાર ગળામાં પહેરવો. (૫) અજમોદાદિ ચૂર્ણ મધમાં આપવું. (૬) હરડે, અરડુસી, અને દ્રાક્ષનો કવાથ મધ નાંખી આપવો. (૭) જંગલી શેરડીનો રસ આપવો. (૮) નાગરમોથ, રાન તુલસી, કપુરી, મધુરી પિત્તપાપડો અને સુંઠનો કવાથ આપવો.

# સપ્તધાતુગત જ્વરની ચિકિત્સા.

## ( સાત ધાતુમાં રહેલા જ્વરોની ચિકિત્સા. )

શરીરમાં રહેલી સાતે ધાતુ ગત દોષોને સુધારવામાં ગળો જેવી રીતે કામ કરે છે તેવી બીજી કોઈ વનસ્પતિ કામ કરતી નથી. એ મારા અનુભવ ઉપરથી જણાયું છે. **આર્ય વૈદ્યક શાસ્ત્રોમાં** તેનું નામ અમૃતા છે. તે યોગ્ય રીતે અમૃત સમાન ગુણ કરે છે. (૧) ગળોસત્વ, આંબળાં; જીરૂં, લીંડીપીંપર, ચિત્રકમૂળ, કૌવચબીજ, તથા હરડેનું ચૂર્ણ કરી મધ અગર જુના ગોળમાં મોટા બોર જેવડી ગોળી કરવી. તેમાંથી અકેકી ગોળી સવાર સાંજ ગાયના અચ્છેર દુધ સાથે આપવી. (૨) **અમૃતામોદક**—ગળોનું ચૂર્ણ તો. ૧૬ તેમાં અકેક તોલો મધ, જુનો ગોળ તથા ઘી મેળવીને અકેક તોલાની ગોળી કરવી. તેમાંથી અકેકી ગોળી સવાર સાંજ ગાયના દુધ સાથે લેવી. ધાતુગતજ્વર, જીર્ણજ્વર, અને વિષમજ્વરનો નાશ કરે છે. (૩) કડુ; રીંગણી, મોથ, પીંપરીમૂળ અને હરડેનો ક્વાથ આપવો. (૪) સુવર્ણવસંતમાલતી ( નં. ૧૪૨ ) ધાતુગતજ્વરમાં અમૃત સમાન ગુણ આપે છે.

( ૧ ) માંખણ તો. ૦।, મધ તો. ૦।, અને સાકર તો. ૦।. તેમાં સવાર સાંજ અકેકી રતી આપવી. ( ૨ ) ગાયનું ધારોષ્ણ દુધ દુધ તોલા ૧૦ તેમાં સાકર તો. ૧ અને ગાયનું ઘી તો. ૦॥ નાંખી તેમાં અકેકી રતી સવાર સાંજ આપવી. પથ્ય—દુધ સાથે ભાત ખાવો. તેલ, આંબલી, મરચુ વાલ અને હીંગ ખાવાં નહિ (૫) લઘુ માલિની વસંત ( નં. ૧૩૮ ) તેનો ઉપયોગ ધાતુગત જ્વર માટે કરવાથી સારો ફાયદો થાય છે. (૬) [1]પ્રવાલ ભસ્મ, અભ્રક ભસ્મ, મોતીની ભસ્મ, ગળો સત્વ વગેરે ઔષધો રોગીની પ્રકૃતિ અનુસાર વિદ્વાન વૈદ્યોની સલાહથી કરવાં. (૭) ચંદ્રપ્રભા ( નં. ૯૭ ) સવાર સાંજ અકેકી ગોળી ગાયના ધારોષ્ણ દુધ સાથે લેવી. (૮) અમૃતા

---

૧ ભસ્મ પ્રકરણ જુઓ.

દિવટી (નં. ૯૫) (૯) ચ્યવનપ્રાશાવલેહ (નં. ૧૧૯). (૧૦) પ્રવાલપંચામૃત અકેક વાલ આંબળાના મુરબ્બા અડધાભાર સાથે લેવો. (૧૨) ગાયનું દુધ તો. ૧૦, દહીં તો. ૫, ઘી તો. ૧ મધ તો. ૧ લીંડીપીંપર વા. ૨ એ પાંચે મેળવીને નાની વલોણીથી વલોવી ફીણ આવે ત્યારે પીવું. આ પ્રમાંણે એકવીશ દિવસ સુધી **પંચામૃત** નો પ્રયોગ શરૂ રાખવો.

## ઉપદ્રવોના ઉપચારો.

જ્વર સાથે ઘણા ઉપદ્રવો થાય છે, અને તે ઉપદ્રવો રોગ કરતાં વધારે ભયંકર થાય છે, તે ઉપદ્રવોના ઉપાયો નીચે પ્રમાણે છે.

**સન્નિપાત જ્વરનો સોજો**—સન્નિપાત જ્વરમાં કાનના મૂળમાં સોજો થઇ આવે છે, તેને કર્ણુકસન્નિપાત એવું નામ એજ કારણથી આપવામાં આવેલ છે. આ સોજાથી મૃત્યુ પણ થાય છે. સન્નિપાત જ્વરમાં જો શરૂઆતમાંજ સોજો (કર્ણમૂળ) થાય તો તે સન્નિપાત સાધ્ય છે, જો સન્નિપાત જ્વરની મધ્યમાં સોજો થાય તો, તે કષ્ટસાધ્ય છે, અને જો તે સોજો સન્નિપાતની પાછલી સ્થિતિમાં માલમ પડે તો દરદી મરી જાય છે. આ કર્ણમૂળ દેખાય કે તરતજ (૧) જળો મુકાવવી. (૨) ગેરૂ, સાજીખાર; સુંઠ, વજ તથા રાઈ તેને કાંજી (ખટાઇ) માં વાટીને ગરમ કરીને લેપ મારવો. (૩) કળથી, કાયફળ, સુંઠ, તથા કાળીજીરી પાણીમાં વાટી ગરમ કરીને લેપ કરવો. (૪) દશાંગ લેપ (નં, ૧૭૧) કરવો. ગાંઠ વધતી જાય તો અળશીની કે ઘઉંના થુલાની ઉપરા ઉપરી પોલ્ટીસો મારી પકાવીને પરૂ કહાડી નાંખી અને પછી રૂઝ લાવવાનાં ઉપાયો કરવાં.

**તૃષાશોષ**—(૧) કફજ્વર હોય ને પાણીની તૃષા લાગતી હોય તો વારંવાર ઠંડું પાણી આપવું ઉચિત નથી. પાણી ઉકાળી ઠંડું પાડીને પાવું. (૨) વરીઆળીની પોટલી દરદીને વારંવાર ચૂસવા આપવી. (૩) બરફનું પાણી આપવું. (૪) ષડંગ પાનીય (નં. ૬૪)

પીવું. તેથી તૃષા, દાહ, તથા દાહજ્વર ઓછો થશે. (૫) દાડમના દાણાનો રસ કાઢી તેમાં સાકર તથા પાણી મેળવી કોગળા કરવા. (૬) દ્રાક્ષ તથા દાડમના પાણીના કોગળા કરવા પિત્તજ્વર ઉપરના શરબતો ( નં. ૧૪૩ ) આંબલાનો મુરબ્બો ( નં. ૧૬૬ ) અને ગુલકંદ ( નં. ૧૬૫ ) એમાંથી એક આપવું.

**દાહ**—શરીરની અંદર દાહ થતો હોય તો (૧) ગુલાબજળમાં સુખડનો તથા સુંઠનો અને મધ મેળવી શરબત જેવું કરીને પાવું. (૨) ગળો તથા વાળો તેને ઉકાળી તેની અંદર જરા પીંપર તથા વિશેષ મધ મેળવી પીવાથી સન્નિપાત જ્વરનો અંતર્દાહ શાંત પડે. (૩) અતિવિષ, બીલી, સુંઠ, મોથ તથા ખડસલીઓ તેનો ક્વાથ સાકર નાંખીને પીવો. શરીર ઉપર દાહ થતો હોય તો (૪) સુખડ સુંઠ, વાળો, તથા નીમક વાટીને તેનો શરીરે પાતળો લેપ કરવો. (૫) કાંજી અથવા ખટાઇમાં કપડું ભીંજવી નીચોવીને તે કપડું દરદીના શરીર ઉપર થોડી વાર ઢાંકવું. (૬) બોરડીનાં પાન, કાંજી અથવા ખટાઇમાં વાટી અગ્નિ ઉપર ગરમ કરવાથી તેમાંથી જે ફીણ નીકળે તે શરીરે ચોળવું. (૭) એજ પ્રમાણે લીંબડાના પાનનું ફીણ શરીરે મર્દન કરવું. (૮) પિત્તજ્વરના દાહ માટેના ઉપચારો કરવાં (૯) દાહ માટેના લેપ ( નં. ૧૭૩, નં. ૧૭૪ ) માંથી ગમે તે લેપ કરવો.

**ઉલટી**—(૧) ગળોનો ઉકાળો ઠંડો કરી મધ મેળવી પાવો. (૨) ચોખાની ધાણી તથા પીંપર મધમાં ચટાડવી. (૩) ખડસલીઆનું હીમ સાકર નાંખીને પાવું. (૪) આંબળાં, દ્રાક્ષ, તથા સાકરનું શરબત કરીને પીવું. (૫) સુખડ, વાળો; દ્રાક્ષ, મોથ, જેઠીમધ અને ધાણા એ સર્વે અથવા તેમાંથી મળે એટલી ચીજો પલાળી રાખી તેનુ પાણી સાકર કે મધ નાંખીને પાવું. (૬) લીંબડાની અંતર છાલનું પાણી સાકર નાંખીને પાવું. (૭) વાળો તો. ૧, તથા ધોળી સુખડ તો. ૦।।, તેને ખુબ પીસીને રૂ. ૫ ભાર પતાસાંના પાણીમાં મેળવી તેમાંથી અક્કેક તોલો પાણી વારંવાર આપવું. [૮] બરફનો

કકડો મોંમાં રખાવવો, અથવા નારંગી કે મીઠાં લીંબુ ચૂસાડવાથી કે તેનું શરબત આપવાથી પણ પિત્તની ઉલટી બેસી જાય છે. પિત્ત જ્વર માટે કેટલાક શરબતો ( નં. ૧૪૩ ) આંબલાનો મુરબ્બો (નં. ૧૬૬ ) અને ગુલકંદ ( નં. ૧૬૫ ) એમાંથી એક આપવું.

**હેડકી**—(૧) ઘોડાવજની બીડી કરીને પીવરાવવી. (૨) જંગલી અડદની ચલમ પાવી. (૩) ઘોડાવજ અને સુંઠની બીડી પાવી. (૪) ધુમાડા વગરના નિર્ધૂમ અંગારા ઉપર, હીંગ, મરી, અડદ તથા ઘોડાની સુકી લાદ, એ ચારેની ભુકી મુકીને તેનો ધુંવાડો તે દરદીને સુંઘડાવવો. (૫) રાઇની ભુકી તો. ૦ાા તેને તો. ૨૦ પાણીમાં મેળવી દઇ થોડીવાર પાણી સ્થીર રહેવા દઇ તે પાણી બે ત્રણ કલાકની અંદર થોડે થોડે દરદીને પાવું. (૬) પેટ ઉપર તેલ માલીસ કરીને ગરમ પાણીનો શેક કરવો. (૭) પીપળાની સુકી છાલ બાળીને તેની રાખમાં ઠંડુ પાણી નાંખી મેળવીને તે પાણી કપડેથી છાણી લઇ પાવું. (૮) છાતીએ રાઇનું પ્લાસ્તર મારવું. (૯) મોરનાં પીંછાની ભસ્મ કરી દરરોજ બબ્બે આનીભાર ભસ્મ ૦। રૂપીઆભાર મધમાં સવાર સાંજ ચાટવી.

**શ્વાસ**—(૧) ભોયરીંગણી; ધમાસો, કટવી ધીસોડી, કાકડાશીંગી તથા કાયફળનું ચૂર્ણ મધમાં ચટાડવું. (૨) મોર પીંછની પુછડીઓની રાખ ૨ રતી, તથા પીપરની ભુકી ૨ રતી મધમાં ચટાડવી. (૩) દ્વાત્રિંશાંગ ક્વાથ ( નં. ૩૯ ) આપવો. (૪) શ્વાસકુઠારરસ ( નં. ૧૪૦ ) રતિપુર આદાના રસમાં સવાર સાંજ આપવો. (૫) મહામૃત્યુંજય રસ (નં. ૧૩૪ )ની અકેકી ગોળી તુલસીનાં પાંનના રસમાં આપવી.

**કાસ**—તાવ સાથે ખાંસી આવતી હોય તો (૧) પીપરીમૂળ, બહેડાં. ખડસલીઓ તથા સુંઠ તેની ભુકી મધમાં ચટાડવી. (૨) વાસા પુટપાક ( નં. ૭૨ ). (૩) બેડાની છાલને ઘીનો કરમો દઇ છાંણમાં વીંટીને આગમાં બાફી તે છાલ મોંમાં રાખવી. તેથી ખાંસી જલદી

બેસી જાય છે. (૪) આ સિવાય નિદિગ્ધિકાદિ (નં. ૪૩) લઘુ-ક્ષુદ્રાદિ (નં. ૬૧) વાસાદિક (નં. ૬૨) ક્વાથ આપવો. તથા અરડુશીનાં પાંન, ભોયરીંગણી, ગળો, તેનો ઉકાળો મધ નાંખી પીવો તાવ તથા ખાંસી માટે કૃષ્ણાદિ ચૂર્ણ, પીંપર, અતિવિષ, નાગરમોથ તથા કાકડાશીંગી. માત્રા—૧ થી ૩ રતી. અનુપાન—મધ. બાળકોનો તાવ, ઝાડો, દમ, ખાંસી, ઉલટીને મટાડે છે. વાસાસવ (નં. ૧૧૩) ઉધરસ, ક્ષય, ઉરઃક્ષત, જીર્ણજ્વર, વિશેષે કરી સોજામાં સારો ફાયદો કરે છે. શ્વાસકુઠારરસ (નં. ૧૪૦)

**આનંદભૈરવરસ**—શુદ્ધ હિંગળો, શુદ્ધ વછનાગ, ત્રિકટુ, શુદ્ધ ગંધક તથા ટંકણ; સાત ચીજો સમભાગે વિધિ પુર્વક ખાંડીને લીંબુના રસમાં ૧૨ કલાક ઘુંટી વટાણા જેવડી ગોળી કરવી. અનુ-પાન—આદાના રસમાં તથા તુલસીના પાનના રસમાં આપવાથી આ દવા ઘણાં દરદોમાં લાગુ પડે છે. ખાંસી, શ્વાસ, ઝાડો, અજીર્ણ, સર્પદંશ, વીંછીનો દંશ, વગેરે. શરબતે એજાજ-(નં. ૧૫૩) આપ-વાથી ખાંસી, ગરમ તાવ તથા ક્ષયરોગ મટે.

**જ્વરાતિસાર**—તાવ સાથે ઝાડો-તાવ તથા અતિસારના કારણો એજ જ્વરાતિસારનાં કારણો છે, તાવમાં કુપથ્ય કરવાથી, પિત્તકારક ભોજનથી, બગડેલા પાણી પીવાથી અને જલદ રેચો લેવાથી આ દરદ થાય છે. જે તાવમાં પિત્તનો વિશેષ કોપ હોય છે તેમાં જ્વરાતિસાર હોવાનો સંભવ છે. તાવ તથા અતિસાર બન્નેનો ઉપાય સાથે કરવામાં મુશ્કેલી એ છે કે તાવની દવાઓ દસ્તના ખુલાસાવાળી હોય છે અને ઝાડાની દવાઓ દસ્તનો કબજો કરવાવાળી હોય છે. જ્વરાતિસારમાં દસ્ત એકદમ બંધ કરવો યોગ્ય નથી, કેમકે તેથી મળનો સંચય થઇને તાવને વધારી દે છે, પણ જો અ-તિસાર બહુ ઉગ્ર હોય તો તેને એક વાર રોકવાની જરૂર છે. સામાન્ય રીતે આ રોગમાં પાચક તથા અગ્નિ દીપક દવાઓ આપવી. ઉપાય (૧) લંઘન એટલે ઉપવાસ કરવો. અથવા છેક થોડું કે હલકું ખાવું.

(૨) ધાણા તથા સુંઠ અકેક તોલો તેને ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા પાણી રાખીને ગળી લઇ તેમાંથી બે ત્રણ વાર પાવું. આ સિવાય (૩) ચિંતામણી રસ ( નં ૧૩૫ ) સવાર સાંજ રતિ રતિ બાર આદાના રસમાં આપવો તથા (૩) અગ્નિતુંડીવટી–નો ઉપયોગ કરવો. તાવ સાથેના ઝાડા ઉપર આ અકસીર દવા છે.

**અગ્નિતુંડીવટી**—શોધેલો પારો, વછનાગ, ગંધક, અજમો, હરડે, બહેડાં, આમળાં, સાજીખાર, જવખાર, ચિત્રક, સિંધાલુણ, જીરૂ, સંચળખાર, વાવડીંગ, સમુદ્ર મીઠું, સુંઠ, મરી, પિપર, એ અઢાર ઔષધો સરખે વજને લેવાં; સર્વેના વજને બકામ લિંબડાના બીજ મેળવી; જંબીરાના રસમાં, ત્રણ દિવસ સારી રીતે ખરલ કરીને મરી જેટલી ગોળી બાંધવી; તેમાંથી અકેક ગોળી ઉપર લખેલા અનુપાન સાથે દરરોજ ખાધાથી અજીર્ણથી થતા સર્વ પ્રકારના અતિસાર તથા જ્વરાતિસાર વગેરે રોગ દૂર થાય. (૫)[૧] ઇસબ ગોળ તો. ૦ા સવારે અને સાંજરે પાણી સાથે ફાકવાથી જ્વરાતિસાર દૂર થાય છે. (૬) સુંઠ, ગળો, વાળો, ચંદન, કડાછાલ, નાગરમોથ અને કરીયાતાનો ક્વાથ આપવો. (૭) ગળો, સુંઠ, અતિવિષનીકળી, ઇંદ્રજવ, મોથ અને કરિઆતુ એ ઔષધોનો ક્વાથ આઠ તોલા પીવાથી તાવ સાથે ઝાડો મટે છે. (૮) રતાંજલી, વીરણનો વાળો, કાળો વાળો, કડાછાલ, પહાડમૂળ, પદ્મકાષ્ટ, ધાંણા, ગળો, કરીઆતુ, મોથ, બીલીના મરવા, અતિવિષનીકળી અને સુંઠ એ ઔષધો સમાન ભાગે લઇ તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરી તેમાં પાછલ બતાવ્યા પ્રમાણે મધ નાંખી આપવો. તરસ, ઉલટી, દાહ, અરૂચી, સાથેનો જ્વરાતિસાર ( તાવ સાથેનો ઝાડો ) મટે છે. (૯) જ્વરાતિસારમાં કફનો તથા વાયુ વધારો હોય, તથા કફ અને વાયુ બંનેનો વધારો હોય તો; મોટા પંચમૂળનો ક્વાથ આપવો અને પિત્તનો વધારો હોય તો નાના પંચમૂળનો

---

૧ इसबगोल इति प्रथितं जने हरति तज्ज्वर भाजमति सृतिम् । अनुभवाल्लिखितं नतु शास्त्रतो भवतु तद्भिषजामुपयोगिकम्.

ક્વાથ આપવો. આ ક્વાથનું બીજા પ્રકારે કથન નીચે પ્રમાણે છે,

[1]વાધે સમિર કે કફ વૃદ્ધિ પામે,
કે એ વધે મહત પંચ મુલે વિરામે;
જો પિત્ત વૃદ્ધિ લઘુ પંચ મુળોથી શામે,
પૂછે તું વાર બહુ સુંદરિ કોણ કામે.

## અજીર્ણ જ્વરના ઉપાય.

(૧) કરીયાતું, ગળો. સુંઠ, મોથ અને લીંડીપીંપરનો ક્વાથ આપવો. (૨) રીંગણી અને પિત્તપાપડાનો ક્વાથ આપવો. [૩] નાગરમોથ અને સુંઠનો ક્વાથ આપવો. [૪] આમળાં, ચિત્રક, બાળ હરડે, લીંડીપીંપર અને સિંધવનું ચૂર્ણ આપવું. [૫] કડુ, ઇંદ્રજવ, ભોંયરીંગણી. સુંઠ કરીયાતુ અને કાલી દ્રાક્ષનો ક્વાથ આપવો. (૬) પંચસમ ચૂર્ણ ( નં-૮૪ ) (૭) લવંગાદિ ચૂર્ણ ( નં.-૮૮ ) (૮) મહાસુદર્શન ચૂર્ણ ( નં.-૮૫ ) એ દવાઓ પૈકી કોઈ પણ દવા દરરોજ સવાર સાંજ આપવી. શક્તિ માટે (૯) ચંદ્રપ્રભા [ નં.-૯૭ ] [ ૧૦ ] દ્રાક્ષાસવ ( નં. ૧૧૦ ) [૧૧] લોહાસવ ( નં-૧૧૨ ) ખાધા ઉપર આપવાં. આ તાવમાં ખાવાની ઘણી સંભાળ રાખવાની છે, અજીર્ણ થાય તેવો ભારે ખોરાક લેવો જોઇએ નહિ. [2]મહર્ષિ વાગ્ભટ્ટાચાર્યે જણાવ્યું છેકે અજીર્ણ વિના જ્વર આવતો નથી એ બાબત ઘણી ધ્યાંનમાં રાખવાની જરૂર છે.

## સૂતિકા રોગ.

**લક્ષણ અને કારણ**—જ્વર, કંપારો, અંગમરડાવું, તૃષા, સોજો અને શૂળ આ સૂતિકા રોગનાં લક્ષણો છે- સુવાવડી સ્રીયોએ સમજ્યા વિના અન્નપાન સેવન કરવાથી તેમ વિષમાશન, અજીર્ણ ભોજન,

---

१ कफाधि केवा पवनाधि केवा । द्वयाधि केवा गुरुपंच मूलम् पित्ताधिकेस्यात्ल धुपंच मूलं । पुनःपुनःपृच्छासिकिं मृगाक्षि वैद्यामृत.

२ न वातेनविनाशूलं नपित्तेनविनाभ्रमः । न कफेन विना छर्दिः नाजीर्णेनविनाज्वरः । वाग्भट्टः

કરવાથી નીચેના રોગો થાય છે. જ્વર, ઝાડો, સોજો, શૂળ, પેટનું ચડવું, તંદ્રા અન્ન ઉપર દ્વેષ, મોમાંથી મોળ આવવી, અશક્તિ, રીકાશ, યકૃત, બરોલ વગેરે દરેક પ્રકારના જ્વર સાથેના વ્યાધિને સૂતિકા રોગ કહે છે. ઉપરનામાંથી એકાદ રોગ પ્રધાન હોઇ બીજા ઉપર ઉપદ્રવ રૂપે હોય છે.

## સગર્ભા સ્ત્રીયોના જ્વરની ચિકિત્સા.

સ્ત્રીયો સગર્ભાવસ્થામાં આવ્યા પછી તેમના શરીરની સ્થિતિનું બંધારણ ફરી જાય છે, માટે તે સ્ત્રીયોને ઔષધ આપવાના સંબંધમાં ઘણો વિચાર કરવાની જરૂર પડે છે. સગર્ભા સ્ત્રીયોના જ્વરની ચિકિત્સા બતાવતાં પહેલાં તેઓને પાળવાના નિયમો નીચે પ્રમાણે બતાવવાની પહેલી જરૂર છે.—

## સગર્ભાવસ્થામાં પાળવાના નિયમો.

(૧) ગર્ભિણીએ પહેલાં ત્રણ માસ સુધી વધારે સાવચેતીથી વર્તવુ, કેમકે ઘણાખરા ગર્ભસ્રાવ ત્રણ મહિને થઇ જાય છે. સાવચેતી એ રાખવી કે પહેલા ત્રણ ચાર માસ સુધી બહુ સાચવી સંભાળીને હરવું ફરવું વખતે પગ લપશી પડે, ઊંચો નીચો પડીને શરીરને ધક્કો લાગે, કોઈ વજનવાળી ચીજ બહુ જોર કરીને ઉંચકે ઇત્યાદિ કારણોથી ગર્ભવાળી સ્ત્રીને ગર્ભસ્રાવ થઇ જાય છે. ત્રણ માસ સુધી ગાડી જેવા વાહનમાં પણ તેણે બેસવું નહિ. કેમકે, શરીરને આંચકો લાગે તો ગર્ભસ્રાવ થવાનો સંભવ બને છે. ગર્ભિણીને સાસરેથી પીયર કે પીયરથી સાસરે લઈ જવી હોય તો ત્રણ માસ પુરા થયા પછી ચોથે કે પાંચમે મહિને લઈ જવી.

(૨). કેટલીક સ્ત્રીઓને મહિને અટકાવ આવે છે ત્યારે પીડા ઉપડી આવે છે. આવી સ્ત્રીઓએ ગર્ભ રહ્યા પછી પણ સાવચેત રહેવું જોઇએ, કેમકે વખતે બીજાં કારણથી પણ દસ્તાનના જેવી પીડા ઉપડી આવે છે; અને ગર્ભસ્રાવ પણ વખતે થઈ જાય છે.

(૩) પડોશમાં કોઇ સ્ત્રીને પ્રસવ થતો હોય તે વખતે ગર્ભિણી

સ્ત્રીએ અને ખાસ કરીને પહેલી વારની ગર્ભિણી સ્ત્રીએ તેની પાસે જવું નહિ; તેનું પ્રસવ દુઃખ જોઇને તે ભય પામી જાય છે, અને પ્રસવ વખતે કષ્ટાય છે.

(૪) ગર્ભિણીએ દરરોજ ઝાડો ખુલાસેથી આવે એવી તજવીજ રાખવી. જે ભારેવાઈ સ્ત્રીઓનો કોઠો હમેશાંક બજીયતવાળો રહે છે, તે પ્રસવ વખતે દુઃખ પામે છે; બાળકનું માથું જલદી બહાર આવી શકતું નથી. પ્રસવ થયા પછી પેટપીડ પણ રહે છે. દુધની સાથે દિવેલ (એરંડીયું) પીવાથી ઝાડાનો ખુલાસો થઇ જાય છે; પણ એવી રીતે દિવેલ રોજ લેવું નહિ; કોઈ કોઈ દિવસ લેવું.

(૫) ગર્ભિણીએ સખત રેચની દવા લેવી, તે પણ નુકશાનકારક છે. હદ ઉપરાંત રેચ લાગી જવાથી ગર્ભપાત અને કસુવાવડ થઇ જવાનો સંભવ છે.

(૬) ગર્ભિણીને ઝાડાના ખુલાસાની જેટલી જરૂર છે, એટલીજ જરૂર પેસાબના ખુલાસાની પણ છે. પેસાબ કબજ રહેવાથી પેસાબની અંદર જે ઝેર શરીરમાંથી બહાર નીકળવું જોઇએ તે ઝેર શરીરમાં રહે છે. ગર્ભિણી સ્ત્રીને આ પેસાબ કબજ રહેતો હોય તો પ્રસવના વખત શુધીમાં કાંઈ દરદ ન હોય તો પણ પ્રસવ વેદના શરૂ થયા પહેલાં કે વેણ શરૂ થતાંજ ખેંચતાણ જેવું દરદ થઇ આવે છે. ગર્ભિણી સ્ત્રીને ઝાડાના તથા પેસાબના અવયવો ઉપર ગર્ભનું દબાણ થવાથી ઝાડા પેસાબનો કબજો થવાનો સંભવ જ છે; માટે પેસાબ વિશેપ કબજ રહેતો હોય તો બરફ નાખેલું કે કોરી માટલીમાં ઠારેલું ઠંડુ પાણી પીવું; અથવા ગરમ કર્યા વિનાના દુધમાં એટલું જ બીજું ઠંડુ પાણી નાંખી અકેક પ્યાલો સવાર સાંજ પીવું.

(૭) ગર્ભિણીએ ખાવા પીવામાં બહુ સંભાળ રાખવી તેણે સાદો, સહેલાઇથી પચે એવો, અને શરીરમાં બળ આપે એવો ખોરાક ખાવો જોઇએ; વળી ચાવીને ખોરાક ખાવો જોઇએ, વાયડો ભારે અને ચાવ્યા વિના લપલપ ખાધેલો ખોરાક જ્યારે તેને પચતો નથી

ત્યારે કોઇવાર પેટપીડ ઉપડે છે, અને આવી ગાભણી સ્ત્રીને અજી-ર્ણું પેટપીડ ઉપડે છે, છતાં પ્રસવ વેદના જેવું તેને લાગે છે, અને તેથી તે તથા ઘરનાં માણસો ઘણા ચિંતામાં પડી જાય છે, અને આવા ભયમાં વખતે ગર્ભ અધુરે પણ જાય છે.

(૮) ગર્ભિણીને મિષ્ટાન મલિદા કદિ પણ ખવરાવવા નહિ; આવા ખોરાકથી ગર્ભિણી તેમજ ગર્ભના અંદરના બાળક બન્નેને નુકશાન પહોચે છે. ઘણીક સ્ત્રીઓને અધુરે જાય છે તેનાં કારણો આવાંજ હોય છે. ન પચે એવો ભારે ખોરાક વારંવાર ખાવાથી પેટમાં દરદ ઉપડી આવે છે, અને તેમાંથી પ્રસવનાં જેવી ખરી પ્રસવ પીડા ઉપડી આવીને ગર્ભપાત થઈ જાય છે.

(૯) જમતાં જમતાં વારંવાર પાણી પીવું નહિ, જમી ઉઠી-ને તરત ઘણું પાણી પીવુ નહિ, કેમકે તેથી અગ્નિ મંદ પડે છે જમી ઉઠીને તરત કાંઈ મહેનતનું કામ ન કરવું. તેમ ખાઇને ઉંઘવું નહિ.

(૧૦) ગર્ભિણીને બહુ ભુખી પણ રાખવી નહિ. ઘણી ગર્ભિણી સ્ત્રીયોને સવારમાં ઉઠતાંજ ખરી ભુખ લાગે છે માટે એવું જણાય તો તેને પચે એવો ખોરાક વહેલો ખાવા આપવો. ગર્ભિણીએ વારંવાર અપવાસ કરવા નહિ, કેમકે તેથી અંદરનું છોકરૂં ભુખે દુઃખ પામે છે અને નબળું આવે છે; પોતે સાજી સારી હોય તો જ અંદરનું બાળક સાજું, સારૂં થાય છે.

(૧૧) ગર્ભિણી સ્ત્રીએ આળસુ થઇને પડી રહેવું નહિ શરીરને થોડી કસરત મળે એવું ઘરનું કામકાજ કર્યા કરવું. બહુ શ્રમ પડે એવું મહેનતનું કામ ન કરવું; પણ સાધારણ ઘરનાં કામકાજ તે કર્યાં જ કરવાં. પાણી ભરવું, કપડાં ધોવાં, ઘરમાં સાફસુફ રાખવું. દળવું, ખાંડવું, એવાં કામ તો કરવાંજ. જે શ્રીમંતના ઘરની સ્ત્રીએ કામ કરતી નથી અને આળસુ થઇ ઘરમાં પડી રહે છે, તેમને પ્રસવ સુખથી કદિ પણ થતો નથી. તાણા ખેંચ કરીને જણાવ્યા સિવાય છુટા છેડા થતા નથી.

[૧૨] ગર્ભિણીએ પોતાના લૂગડાં સાફસુફ રાખવાં, કપડાં તંગ નહિ પણ ઢીલાં પહેરવાં, વળી સુકાં કપડાં પહેરવાં. ભીનાં કપડાં ઘણીવાર સુધી પહેરી રાખવાં નહિ.

[૧૩] ગર્ભિણી સ્ત્રીને કોઈ ઠેકાણે એકલી જવા દેવી નહિ. ભય લાગે એવા સ્થળમાં કે અંધારે તો કદિ પણ એકલી મોકલવી નહિ, કેમકે વખતે એવાં સ્થળમાં ઝબકે છે, તો તેના શરીરને એવો ધક્કો લાગે છે કે વખતે તેજ દિવસે કે એકાદ દિવસ પછી ગર્ભસ્રાવ થઈ જાય છે. અને ક્વચિત્ સ્ત્રીનો જીવ પણ જોખમમાં આવી પડે છે. વળી ગર્ભિણી સ્ત્રીભય પામવાથી અંદરનું છોકરૂં બુદ્ધિનું જડ થાય છે.

સંક્ષેપમાં પરિશ્રમ, પુરૂષ સમાગમ, બોજો ઉચકવો, દિવસે સુવું, રાતે જાગતું, શોક કરવો, સ્વારી કરવી, ભય, વાંકુ વળવું, ઝાડા તથા પેસાબનો અટકાવ. એટલી વાતોનો ગર્ભિણી સ્ત્રીએ ત્યાગ કરવો. સારો અને સાદો ખોરાક લેવો, ચોખ્ખી હવામાં રહેવું, આનંદમાં રહેવું, સદાચાર અને સારા સહવાસનું સેવન કરવું, સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરવાં. સુશોભિત ચિત્રો અને ઉત્તમ પુરૂષોની છબીઓનું નિત્ય દર્શન કરવું તથા સ્ત્રી પુરૂષોના ઇતિહાસો તથા કથા વાર્તાનું શ્રવણ કરવું. અર્થાત્ ગર્ભાવસ્થામાં સ્ત્રી જે જે વસ્તુઓનું નિત્ય દર્શન કરે છે, અને જે જે પુરૂષોનું ચિંતવન અને કથાનું શ્રવણ કરે છે, તેવા તેના ગર્ભના સંસ્કારો બંધાય છે.

## ગર્ભવસ્થાની સમજુત.

**૧ ગર્ભ કેવી રીતે રહેછે**—નર અને માદાના સમાગમમાં સ્ત્રીના ગર્ભસ્થાનમાં પાતળું દસ્તાન ઉત્પન્ન થાય છે, આ સંબંધી મતભેદ ઘણા છે.

**૨ જોડલું ઉત્પન્ન થવાનું કારણ**—ગર્ભાશયમાં પડેલું વીર્ય વાયુથી બે ભાગમાં વહેંચાઈ જાય તો બે જીવ ઉત્પન્ન થાય છે, આ સંબંધી મતભેદ ઘણા છે.

**૩ સ્વપ્નામાં ધારણ કરેલો ગર્ભ**—ૠતુસ્નાન કર્યા પછી જે સ્ત્રીને પુરૂષ પ્રાપ્તિ થયા જેવું સ્વપ્નું આવે છે અને તેમાં જો ગર્ભ રહે છે, તો પિતાના ગુણ વિનાનો માંસના લોચા જેવો ગર્ભ બંધાય છે. એવું વૈદ્યકશાસ્ત્ર કહે છે.

**૪ જુદા જુદા વર્ણનું કારણ**—મા તથા બાપના શુદ્ધ કે અશુદ્ધ બીજ ઉપર અથવા વિશેષ કરીને માના આહાર ઉપર બાળકના શરીરના વર્ણનો આધાર છે.

**૫ પુત્ર કે પુત્રી પેદા થવાની સમજણ**—ઋતુસ્નાન કર્યા પછી બેકીવાળા દિવસે [બેકી એટલે ૪-૬-૮-૧૦-૧૨-૧૪ એ દિવસ] સમાગમ થાય તો પુત્ર અને એકી વાળા દિવસે થાય તો પુત્રીનો ગર્ભ રહે છે; કેમકે સમદિવસોમાં સ્ત્રીમાં દસ્તાન ઓછું હોય છે એમ વૈદ્યકશાસ્ત્રોના આચાર્યોનો મત છે.

**૬ ગર્ભ રહ્યાનાં ચિન્હ**—ગર્ભ રહ્યાં પછી ત્રણ ચાર મહીને સ્ત્રીમાં ગર્ભ રહ્યાનાં ચિન્હો માલમ પડે છે. સ્તનપરની ડીંટડીની આસપાસની ભોંયપર કાળાશ, રૂવાડાં ઉભા થવાં, આંખના મટકાં વારંવાર બંધ થવાં, કારણ વિના ઉલટી, સુગંધી પદાર્થો ઉપર અભાવ, મોંમાંથી લાળ પડે અને શરીરમાં ધ્રુજ ચડે વગેરે.

**૭ માતાની ચેષ્ટા એજ ગર્ભની ચેષ્ટા**—મા જેવી ચેષ્ટા કરે છે તેવીજ ચેષ્ટાનું ગર્ભમાં અને જન્મેલા બાળકમાં અનુકરણ થાય છે માતાના શ્વાસ સાથે બાળક શ્વાસ લે છે; અને બોલતા, ચાલતાં, સુતાં, રોતાં, માતા જે જે ચેષ્ટા કે ક્રિયા કરે છે, તે સર્વ બાળક કરે છે. અને તેમાં એવાજ ભાવ બંધાય છે. વાસ્તે ગર્ભાવસ્થામાં માએ નઠારી ચેષ્ટાઓ કરવી નહિ.

**૮ માતાનું પોષણ એજ ગર્ભનું પોષણ**—ગર્ભના ડુંટાની નાડી માની રસ વાહીની નાડીમાં બાંધેલી હોય છે અને તેથી માતા જે જે ખાય છે, પીએ છે, તેનો રસ બાળકને પણ મળે છે. માતાના પોષણના ત્રણ વિભાગ પડે છે. એક ભાગ ગર્ભમાંનાં બાળકને,

એક ભાગ અવતરનાર બાળકના પોષણની તૈયારી માટે માતાના દુધ થવા જાય છે અને ત્રીજા ભાગથી માતાના શરીરનું પોષણ થાય છે. ગર્ભિણી સ્ત્રીનું એટલા માટે સારી રીતે પોષણ તથા પાલન થવાની જરૂર છે.

**૯ ગર્ભધારણ યોગ્ય સ્ત્રીનું આર્ત્તવ**—સસલાનાં લોહી જેવું લાલ, લાખના રંગ જેવું, વસ્ત્ર પર પડવાથી ધોતાં ડાઘ ન રહે, તે શુદ્ધ સમજવું. મેલું, ફીકું, ગાંઠાવાળું અને ગંધાતુ દસ્તાન, ગર્ભ ધારણના કામમાં આવતું નથી. ગર્ભાધાન કરનાર સ્ત્રી પુરૂષે દસ્તાન સંબંધી આ વાત ધ્યાનમાં રાખવી.

**૧૦ સ્ત્રીનું રૂતુ એટલે દસ્તાનની સમજ**—ગર્ભ સ્થાનની બારીક નસમાંથી દર માસે નીકળતા લોહીને રૂતુ કહે છે. તંદુરસ્ત હાલતમાં આ લોહી પ્રવાહી હોય છે અને રોગી હાલતમાં બંધાઇને તેનાં કટકા પડે છે. ગર્ભ રહે છે ત્યારે આ દસ્તાન બંધ પડે છે અને તેને બદલે તે દસ્તાન ગર્ભાશયમાં જઇ ગર્ભનું પોષણ કરે છે, અને પોષણની જરૂર નથી પડતી ત્યારે, તે કુદરતી રીતે દસ્તાન રૂપે બહાર પડે છે, એ વાત પણ ધ્યાનમાં રાખવી.

**૧૧ ગર્ભ ધારણ ને યોગ્ય પુરૂષનું વિર્ય**—સ્ફટિક જેવું સ્વચ્છ, પાતળું, ચીકાસવાળું, મીઠું અને મધના ગંધવાળું શુક્ર શુદ્ધ ગણાય છે. જો વીર્ય દુર્ગંધવાળું, ગાંઠાવાળું, અને પરૂ જેવું હોય તો તે અશુદ્ધ સમજવું, ગર્ભાધાન કરનાર પુરૂષે પોતાનાં વિર્યનો આ રીતે વિચાર તથા તપાસ કરવો.

૧૨ સારૂં સંતાન ઉત્પન્ન કરવાની યોગ્ય સામગ્રી પુરૂષ તથા સ્ત્રીની પરિપકવ ઉમર, તેમના શરીરનું નિરોગીપણું, યોગ્ય ઋતુ અને યોગ્ય દિવસ, પરસ્પરની પ્રસન્નતા, મન આનંદિત રહે એવી સર્વ પ્રકારની સામગ્રી અને અનુકૂળતા હોય ત્યારે ગર્ભાધાન કરવો.

## સગર્ભા સ્ત્રીએ ન કરવાના કામો.

સગર્ભા સ્ત્રીએ વ્યયાય, ભાર, શ્રમ, ભારે ઓઢવું, સમય વિના

જાગવું, સમય વિના સુવું, કઠિન આસન, વાંકુચુંકુ આસન, ક્રોધ, શોક, ભય, ઉદ્યોગ અને મળ મૂત્રનો વેગ રોકવો, ઇચ્છાને રોકવી, ઉપવાસ, બહુ ચાલવું, તીક્ષ્ણ, ઉષ્ણ, ભારે અને વિષ્ટંભિ પદાર્થોનું ભોજન, રાતાં વસ્ત્ર, કુવો જોવો, મદ્ય, માંસ, ચીતુ સુવું અને સગર્ભા સ્ત્રીઓને ન કરવા જેવું કામ, ને વમન, વિરેચન, રક્તસ્ત્રાવ, બસ્તિ એ સર્વેનો ત્યાગ કરવો; કેમકે ઉપર પ્રમાણે કરવાથી ગર્ભસ્ત્રાવ થાય છે, અથવા તો પેટમાં સુકાઈ જાય છે અને મૃત્યુ પામે છે.

## વાત, પિત્ત અને કફ કરનાર પદાર્થોનુ સેવન કરવાથી ગર્ભની સ્થિતિ.

વાયુ કરનાર પદાર્થો વધારે સેવવાથી ગર્ભ કુબડો જડ, અંધ, અને વામન થાય છે. પિત્ત કરનાર પદાર્થો વધારે સેવન કરવાથી પીંગળો અને માથે ટાલવાળો થાય છે, અને કફ કરનાર પદાર્થો વધારે સેવન કરવાથી ધોળો અને કોડવાળો થાય છે.

## સગર્ભાની ચિકિત્સા.

સગર્ભા સ્ત્રીને જ્યારે જ્વર વગેરે વ્યાધિ થાય ત્યારે મૃદુ, સાત્વિક,-સુખરૂપ અને તીક્ષ્ણ ન હોય તેવાં ઔષધો આપવાં. જ્યારે જ્યારે તેમની પ્રકૃતિમાં ફેરફાર થાય ત્યારે ત્યારે વિચાર કરી વિદ્વાન વૈદ્યે ઔષધોની યોજના કરવી જોઇએ જેથી સગર્ભાને બીજી કાંઈ અડચણ આવે નહિ.

સગર્ભા સ્ત્રીઓને જેમ જેમ મહિનો ચઢતો જાય તેમ તેમ કેટલી વખતે ગર્ભ સ્ત્રાવનો સંભવ રહે છે, માટે તેઓની પ્રકૃતિથી માહિતગાર થઇ ગર્ભ સ્ત્રાવ ન થાય તે માટે ઔષધ યોજના કરવી, અને પ્રથમ બતાવેલા નિયમો પ્રમાણે વર્તન રાખવું જોઇએ. આ પ્રમાણે સારવાર કરતાં પ્રસૂતિ કાલ થયા પછી સૂતિકા સ્ત્રીની તથા બાળકની સંભાળ રાખવી.

## સુતિકા સ્ત્રીને થતો [1]મકકલ શૂલ રોગ તેની ચિકિત્સા.

બાલક જન્મ્યા પછી, યોનિને રગડી, અંદર વાયુ પ્રવેશ કરે નહિ એવી રીતે તેનું સંરક્ષણ કરવું; નહિ તો યોનિગત સુવાવડી સ્ત્રીયોનો વાયુ કોપ પામવાથી, શરીરમાંથી બહાર નીકળતું રૂધિર રોકાય છે, અને તેથી માથામાં, બસ્તિમાં અને કોઠામાં શૂળ આવે છે તેને મક્કલ શૂલ નામનો રોગ કહે છે. તે રોગ ઉપર (૧) જવખારનું ચૂર્ણ ઉના પાણી સાથે, કે ઘી સાથે આપવું.

(૨) જુનો ગોળ, સુંઠ, લીંડીપીંપર, મરી, તજ, તમાલપત્ર અને એલચીનું ચૂર્ણ આપવું. (૩) પિપ્પલ્યાદિ ગણ ક્વાથ--પીંપર, પીંપલી મૂળ, મરી, ગજપીંપર, સુંઠ, ચિત્રો, ચવક, પિત્તપાપડો, એલાયચી, અજમોદ, સરસવ, હિંગ, ભારંગમૂળ, પહાડમૂળ, ઇંદ્રજવ, જીરૂં, બદામ, લીંબડાની છાલ, મોરવેલ, અતિવિષની કળી, કડૂ અને વાવડીંગ આ ઔષધોનો પિપ્પલ્યાદિ ગણ કહેવાય છે. તેનો ક્વાથ મીઠું નાંખીને આપવો. આ ક્વાથ કફ વાયુનો નાશ કરે છે. તાવ, શૂળ અને ગોળાનો નાશ કરે છે અને દીપન કરી આમ પકાવે છે. (૪) ત્રિકટુ, ચતુર્જાત અને ધાણાનું ચૂર્ણ જુના ગોળ સાથે આપવું, તેથી ઉપરનો વ્યાધિ દૂર થાય છે. (૫) શુદ્ધ હિંગ ઘીમાં નાંખી લેવાથી મક્કલશૂલ વ્યાધિ દૂર થાય છે.

## સુતિકા જવરના ઉપાય.

(૧) દેવ દાર્વ્યાદિ ક્વાથ (નં. ૪૦). (૨) દ્વાત્રિંશાંગ ક્વાથ (નં. ૩૯) (૩) ધાણા, મોથ, કાળો વાળો, ધોળો વાળો, મોટો અરડુસો, ગળો, અતિ વિષની કળી, બળબીજ, પિત્તપાપડો અને ધમાસો એ ઔષધોને સમાન ભાગે લઇ ચાર તોલા ઔષધને ચોવીશ તોલા પાણીમાં પલાળી સવારે ગાળીને તૈયાર થયેલું હિમ

---

[1] पृथिव्यां पतिते वत्से योनौ पिण्डनमिष्यते । अप्रवेशो यथावायो स्तथा संरक्षणक्रिया ॥ वायुप्रकुपित: कुर्यात्सं रुध्यरुधिरं च्युतं सूताय हृच्छिरोबस्ति शूलंमक्कल संज्ञितम् ॥

સૂતિકા જ્વર ( સુવાવડીનાં તાવ ) ને મટાડે છે. ( ૪ ) દશમૂળનો ક્વાથ ( નં. ૩૪ ) આપવો ( ૫ ) અમૃતાદિ ક્વાથ–ગળો, સુંઠ, પંચમૂળ અને નાગર મોથનો ઉકાળો, થંડો થયા પછી મધ નાંખી આપવો. ( ૬ ) દેવ દાર્વ્યાદિ ક્વાથ ( નં. ૪૦ ) સુવાવડ ઉપર આ ક્વાથ ઘણો સારો ફાયદો કરે. સુવાવડના તાવ સાથે, શૂળ, કાસ, શ્વાસ, મૂર્છા, કંપ, મસ્તકપીડા, બડબડાટ, તૃષા, નિંદ્રા, ઝાડો અને ઉલટી વગેરે ઉપદ્રવો સાથે ત્રિદોષ વાળા સુતિકા રોગનો નાશ કરે છે, ( ૭ ) પંચમૂળનો ક્વાથ તેમાં કાંત લોઢું તપાવી છમકારીને પાવો. ( ૮ ) અતિવિષનું ચૂર્ણ આપવું. ( ૯ ) અર્કમૂલાદિ ક્વાથ (નં. ૨) (નં. ૧૫) આપવો ( ૧૦ ) સ્વેદ ( બાફ આપવાનો ) ( ૧ ) જુના લીંબડાની અંતર છાલના બારિક કકડા કરી તે પાણીનાં માટલામાં નાંખવા, ઉપર ઢાંકણું બેસાડવું. એવા ત્રણ માંટલાનું પાણી આધણ જેવું થાય ત્યાં સુધી પાણી ગરમ કરવું. સૂતિકા સ્ત્રીને ખાટલા ઉપર સુવાડી પ્રથમ એક માટલું લાવી તેના મસ્તક નીચે રાખવું. તેમાંથી વરાળ કમતી થયા પછી બીજું માટલું લાવીને તે માથા નીચે મુકવું. અને પ્રથમનું માટલું કમ્મર નીચે મૂકવું ( ૨ ) અને પછી ચુલા ઉપરનું ત્રીજું માટલું મસ્તક નીચે મૂકવું. માથા નીચે પ્રથમ, કમ્મર નીચે બીજી વખત અને કમ્મર નીચેનું પગ નીચે ત્રીજી વખત મુકવું. આ પ્રમાણે ત્રણ દિવસ બાફ આપવો; શરીરમાંથી પરસેવાના રૂપે સર્વ રોગ નીકળી જશે. ( ૧૧ ) દશમૂળનો અર્ક કાઢી સવાર સાંજ બબ્બે તોલા આપવો. ( ૧૨ ) પંચજીરાપાક–જીરૂ, શાહજીરૂં, વરીયાળી, સુવા, અજમો, અજમોદ, ધાણા, મોથ, સુંઠ, લીંડીપીપર, પીંપળીમૂળ, ચિત્રો, શેરણી, કોળાનું ચૂર્ણ, ઉપલેટ અને અરહુશી દરેક ચાર તોલા, ગોળ ૪૦૦ તોલા, મધ ૧૨૮ તોલા ઘી ૧૬ તોલાનો પાક સિદ્ધ કરવો. તે સુવારોગ જ્વર, ક્ષય, ઉધરસ, દમ, વાતરોગ વગેરેને મટાડે છે. ( ૧૩ ) સૌભાગ્ય સુંઠીપાક ( નં. ૭૪ ); આ પાક સુવાવડી સ્ત્રીયોને આપ-

વાથી બળ, વર્ણ અને પુષ્ટી આપનાર છે. અને સૂતિકા રોગ, મક્કલ શૂળ, આમવાત, મંદાગ્નિ, જ્વર, શ્વાસને મટાડે છે. (૧૪) મહા-રાસ્નાદિક વાથ—રાસ્ના, એરંડમૂળ, ગળો, વજ, પીળો કોરાંટો, ચવક, કૌવચ બીજ, નાગરમોથ, ભારંગમૂળ, અજમો, કિરયાણી, અજમો, પહાડમૂળ, દેવદાર, વાંવડીંગ, કાકડાશીંગી, સુંઠ, બળદાણાના મૂળ, મોરવેલ, કડુ, સાટોડી અને દશમૂળ એ સર્વ સમભાગે લઇ ક્વાથ કરી આપવો એટલે સૂતિકા રોગ, શ્વાસ, કાસ, એંશી પ્રકારના વાતરોગ, પરસેવો, અગ્નિમંદ, ઠંડી, સોજા વગેરે રોગોને દૂર કરે છે. (૧૫) કોરાંટાનો ઉકાળો આપવો (૧) અતિવિષ, (૨) કચૂરો, (૩) કાંચકી (૪) કાંટાસરીઓ, (૫) કડવો લીંબડો, (૬) સમેરવો, (૭) ભારંગમૂળ. (૮) ગળો, (૯) સુવા (૧૦) સુંઠ વગેરે દોષપરના લક્ષણોમાં થતા ફેરફાર ઉપર વિચાર કરી ઔષધ યોજના કરવી. (૧૬) ચિંતામણી રસ (નં. ૧૨૫ થી ૧૨૭). (૧૭) ત્રિભુવન કીર્તિ રસ, (નં. ૧૩૪) (૧૮) મહામૃત્યું જય રસ (નં. ૧૩૪) (૧૯) પંચવકત્ર રસ (નં. ૧૩૭) (૨૦) શ્વાસ કુઠાર રસ (નં ૧૪૦) (૨૧) સુવર્ણ વસંત માલતી (નં ૧૪૨) (૨૨) લઘુ માલિની વસંત (નં ૧૩૮) વગેરે જે જે ઉપાયો પ્રથમ બતાવેલા છે તે પૈકીના પણ કેટલાક ક્વાથો, સ્વરસો, ચૂર્ણો, અવલેહો વગેરેનો ઉપયોગ કરવો. (૨૩) સૂતિકા જ્વર ઉપર પ્રતાપલંકેશ્વર નામનો રસ આપવો. **પ્રતાપ લંકેશ્વર**–શુદ્ધ પારો (૧) ભાગ અભ્રક ભસ્મ (૧) ભાગ શુદ્ધ ગંધક (૧) ભાગ મરી (૩) ભાગ લોહભસ્મ (૪) ભાગ શંખ ભસ્મ (૮) ભાગ અડાયા છાણાની રાખ (૧૫) ભાગ સુદ્ધ વછનાગ (૧) ભાગ આ ઔષધોનો ખરલ કરી સવાર સાંજ વાલપુર દવા આપવાથી સૂતિકા જ્વર, આંચકી, દાંત બંધી જવા, સંન્નિપાત જ્વર અને જ્વરાતિસાર વગેરે રોગો પર જુદા જુદા અનુપાનથી આપવામાં આવે તો તે, રોગોને મટાડે છે. સુતિકા જ્વરને અંગ્રેજીમાં Puerperal (પ્યુર પિરલ) કહે છે.

# બાળજ્વર ચિકિત્સા.

બાળકોને રોગ થવાનું કારણ તેની મા છે. માએ ભારે ખોરાક ખાધો હોય તેમ પ્રકૃતિ માફક ન આવે તેવા આહાર વિહાર કરવાથી શરીરમાં દોષનો પ્રકોપ થઇ શરીર ઉપરનું દુધ વિકારવાળું થાય છે. બાળકોને અનિયમિત રીતે ધવરાવવાથી, ઘણીજ વખત ઉંઘાડવાથી, ઘણીજ વખત પાણી પાવાથી, ગરમીમાં બહાર લઇ જવાથી વગેરે કારણોને લીધે બાળરોગ ઉત્પન્ન થાય છે. બાળકોની સ્થિતિ ત્રણ પ્રકારની છે (૧) દુધ પીનાર, (૨) દુધ ને અન્ન ખાનાર (૩) કેવળ અન્ન ખાનાર. આ પ્રમાણે ત્રણ સ્થિતિના બાળકો હોય છે. અન્ન ને દુધ સારાં હોય તો બાળક નિરોગી હોય છે. અને દુધ ને અન્નમાં ફેરફાર થવાથી જ્વર, ઝાડો, ઉલટી, કફ, રતવા વગેરે ઉપદ્રવો થાય છે. જેમ સ્ત્રીઓના ખાસ દરદો હોય છે, તેમ બાળકોનાં પણ ખાસ કેટલાક દરદો હોય છે. જેમકે દાંત આવવાની વખતે તાવ, આંચકી, કરમિઆં, ઉધરસ, ઓરી, અછબડાં, ઉંટાંટીઓ, ગાલપચોલાં, વાવળી, વરાધ વગેરે બાળકોનાં દરદોની ચિકિત્સામાં મોટા માણસોના દરદોની ચિકિત્સા કરતાં વિચાર કરવો પડે છે. બાળકોને દવા આપવામાં સોમલ, ધંતુરો, વછનાગ, રસકપુર એવી કેટલીક જલદ દવાઓનો ઉપયોગ કરવો નહિ, કારણ કે નાના બાળકો ઉપર જોખમ ભરેલી દવાઓનો ઉપયોગ કરવાથી પરિણામ માઠું આવે છે. બાળકોને કેવાં ઔષધો આપવાં તે બાબત વાગભટ્ટાચાર્યે જણાવ્યું છે કે બાળકને સૌમ્ય અને વિષાદ કરનાર ( બેચેની ) ન કરે તેવાં ઔષધો આપવાં અને અગત્ય સીવાય રેચ ( જુલાબ ) આપવો નહિ.

બાળકને ઔષધ આપવાનું માપ બાળક ઉત્પન્ન થાય એટલે તેને વાવડીંગના દાણા જેટલું અથવા, ચણોઠીના પ્રમાણ જેટલું આપવું પછી ઉમરના પ્રમાણમાં એકેક માસો વધારતા જવું.

કારણ—(૧) નાના બાળકોના દરદોનો ઘણો આધાર તેના માતાઓની સાથે સંબંધ રાખે છે, અને ઋતુ, હવા, પાણી વગેરે

બહારનાં સામાન્ય કારણો પણ જોવામાં આવે છે. (૨) માતાઓનો અવ્યવસ્થીત આહાર તથા પ્રકૃતિનો વિકાર બાળકોની પ્રકૃતિને પણ બગાડે છે. તેમ ધાવણનો બગાડ બાળકોને રોગ ઉત્પન્ન કરે છે. (૩) દાંત આવવાના હોય છે ત્યારે બાળકોને તાવ, ઉલટી, ઝાડો, આંચકી વગેરે ઉપદ્રવો થાય છે. (૪) ખાવા શીખ્યા પછી અજીર્ણ, ઉલટી, ઝાડો વગેરે અપચાનાં દરદો થાય છે. (૫) ઓરી, અછબડા, બળીઆ, ખાંસી, વગેરે ચેપી રોગો થાય છે.

**રોગ પરીક્ષા**—નાના બાળકોના રોગની પરીક્ષા કરવામાં ઘણીજ ચતુરી વાપરવી પડે છે. કારણ કે નાના બાળકો પોતાના દરદોની કોઇ પણ વાત કરી શકતાં નથી તેમ દરદ થવાની જગ્યા બતાવી શકતાં નથી. રડવા ઉપરથી બાળકોના દરદની પરીક્ષા થઇ શકે છે. ભુખ્યુ હોય તો રડતાં રડતાં પોતાની હાથની આંગળીઓ વાંકી કરે છે તથા હાથ પગ વાળે છે. પેટમાં ચુંક કે આંકડી આવતી હોય તો જોરથી રડે છે અને બેચેનીના લીધે શરીર જોરથી હલાવી શકે છે. આંખો બંધ કરીને ઉંઘમાં પડેલુ બાળક રહી રહીને તીક્ષ્ણ બુમો પાડી ઉઠતું હોય તો જાણવું કે બાળકના માથામાં દાહ થાય છે. શરદીમાં બાળક લઇ જવામાં આવવાથી કેટલીક વખત સળેખમ થઇ તાવ સાથે સસણીનું જોર થવા માંડે છે ને છાતીમાં કફ ભરાય છે, ત્યારે જણાય છે કે વરાધની શરૂઆત થઈ. બાળક રડયા વગર સુઇ રહ્યું હોય તો સમજવું કે તે ઘણું નબળુ પડી ગયું છે, ને દરદના જોરથી અશક્ત થઇ ગયું છે. આ શીવાય પેટ, આંખો, ચામડી, ચહેરો, વગેરે પરથી દરદની પરીક્ષા થઇ શકે છે.

**જ્વર**—નાના બાળકોને તેની માના અજીર્ણ અપચો વગેરે દરદોવાળા ધાવણના કારણથી તેમ શરદી કે ગરમી લાગવાથી તાવ આવે છે. તાવ શરૂ થયાની સાથે એકદમ રડવા માંડે છે. તાવ આવ્યા પછી પારણામાં સુવાડી કપડાંનો બંદોબસ્ત સારી રીતે રાખવો, અને પેટમાં બગાડ જણાય તો (૧) **જન્મઘુંટી** (બાળા ગોળી) નીચે બતાવેલી

ઘસીને પાવી-વાવડીંગ, ગરમાળો, વરીઆળીના મૂળ, સોનામખી હરડે, હીમજ, વજ, જીરૂ, અજમો, ગુલાબના ફૂલ, ખાખરાનાં બી, કાળીદાક્ષ, જુનો ગોળ, ટંકણ, સંચળ, એળીયો, આ ઔષધોની ગોળી કરી તે ગોળીના પાંચ સાત લસરકા પૈસા ભાર પાણીમાં ઘસી તે ઔષધ બાળકને પાવું તેવી રીતે સવાર સાંજ પાવું આથી ઝાડો સાફ આવશે.

૨ હરડે, સંચળ, કરીયાતુ, ઇંદ્રજવ, જેઠીમધનું લાકડું અને કાયફળ એ ચીજોના પાંચ સાત લસરકા પાણીમાં ઘસી તે ઔષધ પાવું, આથી પેટ સાફ થઇ ઝાડો થશે અને કફ પાકવા માટે અરડુશીનાં પાન બાફી છાતીએ બાંધવાં.

૩ નાગરવેલનું પાન છાતીએ મુકી તે ઉપર અજમો નાખેલા ઘીના દીવાથી સેક કરવો.

૪ એળીઓ, સાબુ, હિંગ અને દીકામાળી ઘસીને પેટ પર લેપ કરવા.

૫ **શૃંગ્યાદી ચૂર્ણ**—કાકડાશીંગ, અતિવીષ ને પીંપર અનુ॰ પાન--મધ-માત્રા-૧ રતીથી ૨ વાલ; બાળકોની ખાંસી, તાવ તથા ઉલટી મટે છે.

૬ હરડે, બહેડાં, જેઠીમધ અને કાયફળ પાણીમાં ચાર ચાર લસરકા ઘસી ઉનું કરી તેમાં રતીપુર મધ તથા સીંધાલુણ મેળવીને ચાટણ રોજ બેથી ત્રણ વાર આપવું.

૭ અરડુશીના પાનને બાફી તેમાંથી રસ કાઢી મધ સાથે મેળવી તે રસ ચટાડવો અથવા ૮ વાસાપુટ પાક (નં-૭૨) મધ મેળવી થોડાં થોડાં ટીપાં પાવાં.

૯ છાતીએ કફનું જોર બહુ જણાતું હોય તો પાપડીઓખાર॰ ચણાની દાળ જેટલો લઈ ગોળના ઉના પાણીમાં તથા દુધમાં મેળવી પાવાથી ઉલટી થઈ કફ નીકળશે.

૧૦ હરીતકી અવલેહ (નં-૧૨૪) જરા જરા દુધમાં મેળવી પાવો.

પ્રથમ કહેવામાં આવેલા શૃંગ્યાદિ ચૂર્ણ સાથે (૧૧) સુવર્ણ માક્ષીક ભસ્મ ૦।। રતી મધ સાથે ચટાડવી. શરદી તથા હવાથી શરીર॰

નું રક્ષણ કરવું, ગરમ કપડાં પહેરાવી રાખવાં અને જે જે વખતે જે જે ઉપાયો કરવાની જરૂર પડે તે તે વખતે તે તે ઉપાયો સારા વૈદ્યની સલાહ લઇ કરવા.

**કૃમિજ્વર**—નાના બાળકોને કેટલીક વખતે પેટમાં નાના મોટા કરમિઆ પડે છે અને તેથી એકદમ જોસભેર તાવ આવે છે, અને બાળક તંદ્રામાં પડી રહે છે ને ઉંઘમાં દાત કકડાવે છે, તે માટે તાવના ઉપચારોની સાથે કૃમી રોગના સામાન્ય ઉપચારો કરવાની જરૂર છે.

ઉપર પ્રમાણે દવા આપતાં પણ વધુ બગાડ હોવાને લીધે ઝાડો ન થાય તો ( ૧ ) વાજીવર્મા રસ ( નં. ૧૩૬ ), ગોળના ગરમ પાણીમાં બાળકની ઉમરનો વિચાર કરી આપવો. આથી ઝાડો બરાબર થશે. તાવને માટે ( ૨ ) અતિ વીષની કળી, હરડે, સંચળ, કરી યાતુ અને જેઠી મધ પાણીમાં પાંચ સાત લસરકા ઘસી પાવા. પેટ બહુ કઠણ જણાતુ હોય તો નિચેનું બંધારણ કરવું. ( ૩ ) **બંધારણ**–મહુડાં-નવટાંક, એરંડાના ગોળા નવટાંક, ઉસ નવટાંક, એળીઓ ૧ રૂ. ભાર, દેશી સાબુ-૧ રૂપીઆ ભાર. રેવંચીનો શીરો ૧ રૂ. ભાર, આંબાહળદર ૧ રૂપીઆભાર, બકરીની લીંડીઓ પાંચ રૂપીઆ ભાર આ ઔષધોને અધકચરાં કરી ગાયના મૂત્રમાં અગર પાણીમાં ખદખદાવી બંધારણ કરવું. આથી પેટ હલકુ પડશે અને ઝાડા વાટે મળ નીકળશે. ( ૪ ) અતિવિષ ચૂર્ણ ( નં–૭૭ ). (૫) કટફલાદિ ચૂર્ણ ( નં–૭૮ ) મધ સાથે ચટાટવું. આ દવાઓ બાળકોના તાવ સાથે ઝાડો, ઉલટી, ખાંસી, કરમિઆ વગેરે તમામ દરદોને મટાડનાર છે.

( ૬ ) પદ્મકાષ્ટ, કડવો લીબડો, ધાણા; ગળો, અને રતાંદળીનો કાઢો બાળકને તથા તેની માને આપવાથી સર્વ પ્રકારના તાવ મટે છે.

( ૭ ) નાગરમોથ, પીતપાપડો, વાળો, કાળોવાળો ને પદ્મકાષ્ટનો ઉકાળો મધ સાથે આપવાથી તાવ, ઉલટી, અને દાહનો નાશ કરે છે.

( ૮ ) દશ મૂળનો ક્વાથ ( નં-૩૫ ) લીંડી પીપર નાંખી આપવાથી સન્નિપાત જ્વર વગેરે દૂર થાય છે.

બાળકોને વરાધ ( સસણી ) નું દરદ થાય છે ત્યારે તે દરદમાં કફથી છાતી ભીડાઇ જાય છે અને પેટ ફૂલી ભારે થાય છે અને તાવ ૧૦૩ થી ૧૦૪ સુધી રહે છે. કેટલી વખતે તાવ વધારે વધે છે ત્યારે આંચકી આવે છે; ત્યારે તેને આંચકી વરાધ એ નામથી કહેવામાં આવે છે—જેવી રીતે મોટા માણસોને સન્નિપાત, ન્યુમોનીઆ, વગેરે દરદો થાય છે તેવી રીતે બાળકોને પણ વરાધ વાવળી વગેરે દરદો થાય છે. ( ૯ ) છાતીમાં કફનું જોર વધારે હોય તો છાતી ઉપર (૧૦) કાયફળ તોલો ૧, ભારંગ મૂળ-તો-૧, આંબાહળદર તો. ૧, ઘોડા વજ તો-૧, કાટડાશીંગ-તો-૧, એ પાંચને ઘસી ઉનું કરી છાતીએ ચોપડવું અથવા ( ૧૧ ) ટરપેન્ટાઇન લગાડીને વરાળીઓ શેક કરવો, ( ૧૨ ) વાવડીંગ, ઇંદ્રિજવ. કાંકચીઆ, અતિ-વીષની કળી વિગેરે દવાઓ એકેક અથવા સાંમટી મેળવીને આપવી. જુલાબ માટે પ્રથમ કહેવામાં આવી તે દવાઓમાંથી કોઈ પણ દવા આપવી અથવા એરંડીયું પાવું.જેથી મરી ગયેલ કરમીયા ઝાડા વાટે બહાર નીકળી જશે.

દાકતરો આ દરદમાં કેલોમેલ સાથે સેન્ટોનાઇન આપવાની ભલામણ કરે છે.

(૧૩) **તાવ સાથે ઝાડો**—અતિવીષની કળીનું ચૂર્ણ ઉમર પ્રમાણે ૧ થી તે ૩ રતી પ્રમાણમાં દિવસમાં બે ત્રણ વાર ચૂર્ણ ચટાડવું

( ૧૪) **બાળ પર્પટી**—ગોદંતિ હડતાળની ભસ્મ તો ૧, શુદ્ધ ગંધક તો ০।, ખલ કરી તેમાંથી સવાર, બપોર અને સાંજ દર વખતે અકેકી રતી જાવંત્રી, અને એલાયચીના પાણીમાં પાવું અગર મધમાં ચટાડવું.

(૨૭) મોચરસ, અતિવિષની કળી, જાવંત્રી, એલાયચી અને પીંપરનું ચૂર્ણ રતી રતી પુર સવાર સાંજ આપવું.

તે ઉપરાંત પ્રથમ તાવના જુદા જુદા પ્રકરણમાં જે જે ઉપાયો બતાવવામાં આવ્યા છે. તે તે ઉપાયો બાળકની રોગ પ્રકૃતિ વગેરેનો વિચાર કરી યોજવા.

## લુલાગવી ( सूर्याभिघात जन्य मूर्छा )

આ જ્વર ઉનાળામાં સૂર્યના અતિશય તાપને લીધે આવે છે.

**ચિન્હ**--શરીર ઘણું ગરમ થઇ આવે છે, ફેર આવે છે, માથું દુઃખે છે, છાતી દુઃખે છે, તરસ ઘણી લાગે છે, શરીરે કલતર થાય છે, નાડી નબળી પડી જાય છે, શરીરે પરસેવો બીલકુલ વળતો નથી, કેટલીક વાર એકદમ બેશુદ્ધ થઇ રોગી પડી જાય છે, શ્વાસ મોટા અવાજથી ચાલે છે અને થોડા વખતમાં માણસ મરણને શરણ થાય છે.

**ઉપાય**--પિત્તશામક દવાઓ આપવી (૧) શરબતે-બનફસા (નં-૧૪૮) (૨) શરબતે ઉનાબ (નં-૧૪૯), (૩) શરબતે નીલોફર (નં-૧૫૦) (૪) દ્રાક્ષારસ [નં-૧૪૫] [૫] લીંબુનું શરબત [નં. ૧૪૬] [૬] દાડમનું શરબત [નં. ૧૪૪] (૭) ગુલાબનું શરબત (નં-૧૪૩).

૮ બહુફળી તથા તકમરીયાંનો જુલુબ આપવો.

૯ સુખડ, કપૂરકાચલી, કપૂર, રતાંદળી અને વીરણના વાળાને ઘસીને શરીરે લેપ કરવો

૧૦ દાહ માટે લેપ નં. ૧-૨ (નં ૧૭૩-૧૭૪)

૧૧ માથાપર તથા છાતીપર ઠંડુ પાણી રેડવું અથવા બરફ લગાડવો. પગની પીંડીઓ ઉપર રાઇનો લેપ મારવો.

૧૨ શરિર ઘણું ગરમ હોય તો સાધારણ ગરમ પાણીમાં દરદીને બેસાડવો. સાધારણ જુલાબ આપવો અને તાવ ઓછો થાય તેમ કરવું.

૧૨ માથાપર સુરોખાર, નવસાર અને ગુલાબજળના પાણીનાં પોતાં મુકવાં.

૧૪ [1]કાંસાના વાસણમાં આંબલીનું પાણી કરી શરીરે ફેરવવાથી ઉનાળાની ભયંકર લુ મટે છે.

૧૫ [2]કેરીને બાફી તેને પાણીમાં ચોળી ગોટલો વિગેરે કુચા કાઢી નાંખી તેમાં જીરૂ, મરી, મીઠું ગોળ વિગેરે નાંખી કેરીનું શરબત પાવું તેથી લુ મટે છે.

આ રોગને અંગ્રેજીમાં (Sun Stroke–સન્સ્ટ્રોક) કહે છે.

## સર્વ જ્વરના સામાન્ય ઉપાય.

૧ ગળો, પીંપળીમૂળ, લીંડીપીંપર, હરડે, લવીંગ, કડવા લીંબડાની છાલ, શ્વેત ચંદન, સુંઠ, કડુ ને કરીયાતાનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું.

૨ આંમળાં, ચિત્રક, હીમજ અને લીંડીપીંપરનો ઉકાળો સિંધાલુણનું ચૂર્ણ નાખીને આપવો.

૩ મહા સુદર્શન ચૂર્ણ (નં ૮૫).

૪ લઘુ સુદર્શન ચૂર્ણ (નં. ૮૦).

૫ નિંબાદિ ચૂર્ણ (નં ૮૦).

૬ નિંબપત્રાદિ ચૂર્ણ (નં. ૮૨).

૭ પટોળ, સુંઠ અને કરીયાતાનો ક્વાથ મધ નાંખીને આપવો.

૮ કરીયાતું, સુંઠ અને દીકામાળીનો ઉકાળો એકી વખતે કરીને રાખવો અને રોજ સવારે, બપોરે અને સાંજે એ પ્રમાણે ત્રણ વખત આપવો. સર્વ પ્રકારના તાવને મટાડે છે.

૯ મરી, રાસ્ના, **ગોરોચન**, ઉપલેટ અને પીંપરનું ચૂર્ણ ગરમ પાણીમાં સવાર સાંજ પા પા રૂપિયા ભાર આપવું.

---

१ चिञ्चाम्बु पूर्ण घोसजपात्रं गात्रे विवर्तितं परितः ।
ज्वरमवतारयतितरां भीष्म ग्रीष्मोष्णवात्योत्थम् ॥

२ आमशलाटुभटित्रं जलैर्द्रवीकृत्य जीरपटु मरिचैः ।
प्रतिसार्यमात्रयापुनरातपदग्धः सुखाय पिबेत् ॥

सिद्ध० भेषज०

૧૦ ધમાસો, વાળો, નાગરમોથ, સુંઠ અને કડુનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું.

૧૧ ભારંગ મૂળ, કાકડાશીંગ, ચવક, તાલીસ પત્ર, મરી અને પીંપળી મૂળ દરેક આઠ તોલા સુંઠ ૨૪ તોલા લીંડીપીંપર, ચાતુર્જાત, વાળો તથા સાકર ચાર ચાર તોલા એ સર્વેનું ચૂર્ણ કરી સવાર સાંજ પાણી સાથે પા પા રૂપીઆભાર આપવું. એ **ભારંગ્યાદિ** ચૂર્ણ કહેવાય છે. તે આઠ પ્રકારના જ્વર, ઉધરસ શ્વાસ, સોજો, યકૃત, બરોલ, પિત્તનું ચઢવું અને ત્રિદોષનો નાશ કરે છે.

( ૧૨ ) મહુડાનાં ફુલ, દ્રાક્ષ, વાળો, ત્રિફળાને કડુ એ ઔષધોનું હિમ કરી આપવાથી સર્વ પ્રકારના તાવને મટાડે છે.

( ૧૩ ) [૧]**મહાકલ્યાણ ઘૃત—**

વાવડીંગ, ત્રિફલા, મોથ મજીઠ, દાડિમ, નીલકમળ, ઘઉંલા, એલચી, ચીનકબાલા, રતાંદલી, દેવદાર, વાળો, કઠ, હળદર, દારૂ હળદર, સાલવણ, પીઠવણ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, હરેણુ, નસોતર, દંતિમૂળ, વજ, તાલિસ પત્ર, નાગકેસર અને માલતિનાં ફુલ એ ઔષધોનો કલ્ક કરી અને ધીથી બમણું દુધ નાંખી, ચાર પ્રસ્થ ( ચોસઠ તોલા ભારનું એક પ્રસ્થ થાય છે ) પાણીમાં એક પ્રસ્થ ગાયનું ઘી પકાવવું. તેને કલ્યાણઘૃત કહે છે અને સર્વ જ્વરોનો શત્રુ છે.

( ૧૪ ) [૨]પંચસાર—ઉકાળેલું દુધ, સાકર, પીંપર, મધ અને ઘી એ સર્વને એકઠાં કરી હાથ વતે મથીને અથવા નાની વલોણીથી વલોવીને ફીણ આવે ત્યારે પીવા જેવો પંચ સાર રસ

---

૧ સુશ્રુત ગ્રંથના ઉત્તર તંત્રના ૩૯ ના અધ્યાયમાં છે.

૨ शृतंपयः शर्कराच पिप्पल्यो मधु सर्पिषि। पञ्चसार मिदंपेयम थितंत्रिषम ज्वरेक्ष तक्षीणे क्षये कासे हृद्रोगे चैतदिष्यते॥

થાય છે, આ પંચ સારથી સર્વજ્વર, વિષમજ્વર, ક્ષત ક્ષીણ જ્વર, ક્ષયજ્વર, શ્વાસ, અને હૃદરોગ ઉપર સારી અસર કરે છે અને મટાડે છે. (૧૫) **ષટ્તક્રતેલ**–લાખ, સુંઠ, હળદર, મોરવેલ, મજીઠ, સાજીખાર અને કઠ એ ઔષધોનો કલ્ક કરી છગણી છાશમાં તેલ પકાવવું. એ ષટ્તક્રતેલ કહેવાય છે. આ તેલ શરીરે મર્દન ( અભ્યંગ ] કરવાથી સર્વ પ્રકારના જ્વરોનો નાશ થાય છે. [૧૬] લાક્ષાદિ તેલ [નં. ૧૦૫] નારાયણ તેલ. (નં. ૧૦૪) શરીરે મર્દન કરવાથી સર્વ પ્રકારના જ્વરો દૂર થાય છે. (૧૭) **ધૂપ**–બકરીનાં રૂંવાડાં, ગાડરનાં રૂવાંડાં, બકરીનું ચામડુ, ગાડરનું ચામડુ, વજ, કઠ, ગુગળ અને લીંબડાનાં પાંન એ ઔષધો મધ સાથે મિશ્રણ કરી ધૂપ આપવો આથી સર્વે જ્વરો દૂર થાય છે. આયોગ ભૂતજન્ય વિષમ જ્વરો ઉપર પણ ઉપયોગી છે. ( ૧૮ ) **અંજન** પીંપર, સિંધવ, અને મનસીલ તેલમાં કાદવીને આંખમાં આંજવાથી સર્વ જ્વરો દૂર થાય છે (**૧૯**) **ત્રિફલાઘૃત**–ત્રિફળા, વાળો, ગરમાળો, કડુ, અતિવિષ, શતાવરી, સપ્તપર્ણ, ગળો, હળદર, દારૂ હળદર, ચિત્રક, નસોતર, મોરવેલ, પટોલ, લીંબડો, કાળો વાળો, કરીઆતુ, વજ, ઇંદ્રવારૂણી, પદ્મકાષ્ટ, નીલકમલ, ઉપલસરી કાળી અને ધોળી, જેઠી-મધ, ચવક, રતાંદલી, ધમાસો, ખડસલીયો, ત્રાયમાણ, અરડૂસો, રાસ્ના, કેસર, મજીઠ, પીંપર અને સુંઠનો કલ્ક નાંખી આમળાના બમણા રસમાં અને બમણા પાણીમાં ઘી પકાવવું આથી જ્વર, શ્વાસ, ગુલ્મ, અને વિસર્પ રોગ મટાડે છે. (૨૦) જવ, સરસવ, ઉપલેટ; હરડે, ઘોડાવજ, લાખ, લીંબડાનાં પાન અને ઘીનો ધૂપ કરવાથી સર્વે પ્રકાર તાવ દૂર થાય છે (૨૧) પ્રથમના ધૂપનું બીજા પ્રકારે કથન.

## દ્રુતવિલંબિત છંદ.

દરભ અગ્રશી સૂક્ષ્મ મતી વતી; સબલકામથી મંદ ગતી વતી; ઘી, જવ, કોષ્ટ, વચા; લિમ, સરસવ, હરડ, લાખ ધુંવાથી જ્વરોદળે.

(૨૨) અભયારિષ્ટ ( નં ૧૦૬ ] [૨૩] દશમૂલારિષ્ટ [ નં ૧૦૭] [૨૪] ધાત્ર્યાસવ [ નં. ૧૧૧] આ અરિષ્ટ અને આસવો દરેક પ્રકારના જ્વરો ઉપર ઘણા ગુણકારી છે માટે તેમાંનો ઉપયોગ કરવો. જે તાવમાં દાહનું જોર બહુ હોય તે તાવમાં [૨૫] ઉશીરાસવ [નં. ૧૦૮] તથા [૨૬] દ્રાક્ષાસવ (નં-૧૧૦) નો ઉપયોગ કરવો. [૨૭] નીચે બતાવેલી જુદી જુદી ઔષધીઓનો ક્વાથ,' સ્વરસ, હીમ, શરબત, અવલેહ અને અર્ક વિગેરે બનાવીને વાપરવાથી જ્વર રોગ દૂર થાય છેઃ-

(૧) અતિવીખ, (૨) ગળો, (૩) અરડુશી, (૪) ઇંદ્રજવ, (૫) આંમળાં, (૬) હરડે, (૭) કરીયાંતુ, (૮) કાળીજીરી, (૯) કાંચકી, (૧૦) ઉટીયું જીરૂ, [૧૧] પીત્તપાપડો, [૧૨] જીરૂ, [૧૩] દીકામાળી, [૧૪] પટોળ, [૧૫] કડુ, [૧૬] ફૂદીનો, [૧૭] ભોંયરીંગણી, [૧૮] મગ, [૧૯] મરી, [૨૦] મસુર, [૨૧] મોથ, [૨૨] લવીંગ [૨૩] લીંડીપીંપર, [૨૪] વાવડીંગ, [૨૫] લીંમડો, [૨૬] શતાવરી, [૨૭] સાટોડી **દાહજ્વર** માટેઃ- [૧] અંકોલ, ૨ વડ, ૩ અરીઠા, ૪ લીંબડો **ચોથીઓ તાવ**-૧ અગથીઓ, ૨ અંઘેડો, ૩ ખપાર. ૪ ગળો, ૫ ગાંજો, ૬ ધંતુરો, ૭ બીલી, ૮ મોથ, ૯ શરસડો, ૧૦ સાટોડીને ૧૧ હિંગ **આંગતુક જ્વર**-૧ કપાસ ૨ તુળસી અને ૩ સુગંધી લીલી ચાહ **શીતજ્વર**-૧ અરણી, ૨ આકડો, ૩ કાકડી, ૪ કીડા મારી, ૫ ગલજીભી, ૬ જીરૂ, ૭ ઝેરકોચલાં ૮ પટોળ ૯ કડુ, ૧૦ કાળીપાટ, ૧૧ પીળો ધંતુરો, ૧૨ ફૂદીનો ૧૩ રાસ્ના ૧૪ શતાવરી, ૧૫ લીંબડો, ૧૬ સુંગંધી લીલી ચાહ અને ૧૭ હરડે. **ધાતુગતજ્વર**—લીંડી પીંપર, ૨ ગળો, ૩ લીંમડો, ૪ કાળીજીરી, ૫ કરીયાતુ. **ઘણા પરસેવા** માટે-૧ અગર, ૨ આંબો, ૩ કળથી, ૪ ખસખસ ૫ ચણા, ૬ નાગકેસર ૭ મીઠી આવળ. **તાવ ઉપર પાચન**-૧ કોથમી, ૨ દશમૂળ, **સ્વેદલ** પરસેવો લાવનારી દવા ૧ અજમો, ૨ લીંમડો ૩ હરડે, ૪ સુગંધી

લીલી ચાહ, ૫ બનફ્સા, ૬ હળદર, ૭ દારૂ હળદર, ૮ કાળો વાળો ૯ સુરોખાર, ૧૦ ગંધક, ૧૧ વછનાગ, ૧૨ ટંકણ, ૧૩ નવસાર, ૧૪ ઉપલસરી, ૧૫ પંચલવણ, ૧૬ દશક્ષાર ૧૭ ઉસ્ને ખુદુસ, ૧૮ રસવંતી વગેરે **જ્વરઘ્ન**–જ્વર નાશ કરનાર (૧) કોલંબો, (૨) કડુ, [૩) લીંમડો, [૪] ધંતુરો, [૫] કરીયાતુ, (૬) ગળો, (૭] સોમલ, [૮] કડવી જીરી, [૯] ઝેર કોચલુ, [૧૦] ઇંદ્રજવ, [૧૧) ઇંદ્રવરણાં, (૧૨] કાંસકી, [૧૩] કવીનાઇન, [૧૪] સીંકોના, વિગેરે. ઉપર બતાવેલ વનૌષધિ પૈકી ઔષધીઓનો ઉપયોગ કર્યા છતાં તાવ ન જાય તો નીચેના રસો વાપરવા ભલામણ કરીએ છીએઃ–[૧] **શીત ભંજી રસ**–પારો, હિંગળોક ગંધક એ સમાન ભાગ એ ત્રણેની બરાબર નેપાળો [શુદ્ધ] સર્વેને દશ મૂળના કાઢામાં ખરલ કરી વાલની ગોળીઓ કરી આદાના રસમાં આપવાથી આઠે પ્રકારના તાવ દૂર થાય છે.

**૨ પ્રવાળ પંચામૃત રસ**––પ્રવાળ બે ભાગ, મોતી. ૧ ભાગ, શંખ ૧ ભાગ, છીંપ એક ભાગ, ને કોડી એક ભાગ એ બધાંને આકડાના દુધમાં પલાળી શરાવ સંપુટ કરી સાધારણ પુટ આપવાથી ભસ્મ થાય છે. એ ભસ્મ સવાર સાંજ અકેક વાલ મધમાં આપવાથી સર્વ જ્વર, બરોલ, યકૃત, ઉધરસ, શ્વાસ, કાસ, મંદાગ્નિ, ઝાડો, ઉલટી, વિગેરે રોગોનો નાશ થાય છે,

**૩ ત્રિપુર ભૈરવ રસ**–[૧૨૮] [૪] **કાલાદિરસ**, [નં ૧૩૧] [૫] ત્રિભુવનકિર્તીરસ [નં ૧૩૪] વિગેરે રસો, ચૂર્ણો શરબતો, અવલેહો, ગુટિકાઓ, આસવો કવાથો, વગેરે જે જે ઔષધો કહેવામાં આવેલાં છે તે તે ઔષધોની યોજના રોગીના ન્યુનાધિક દોષો પર વિચાર કરીને કરવી.

વિશેષમાં અમારા અનુભવસિદ્ધ નીચે બતાવેલા ઔષધો વાપરવા ભલામણ કરીએ છીએ.

## શરબત.

૧ આંબલીનો ગર્ભ તો-૪ અને વરીઆળી તો-૧ા રાત્રે પલાળી રાખી તેને સવારે ચોળી, ગાળી તેનું દોઢ પાશેર પાણી કરવું ને તેમાં રૂ. ૫) ભાર ગોળ કે સાકર નાંખવી. આવી રીતે બનાવેલ શરબત એક શીશામાં ભરી રાખવું. તેમાંથી બબ્બે પહોરે પાંચ પાંચ રૂપીઆ ભાર પીવા આપવું. તેથી દાહ અને તૃષા શાંત થાય છે, અને તાવ પણ ઓછો થાય છે.

૨ **જ્વરઘ્ન, સ્વેદલ, દીપન અને પાચન**—ઉપચાર ઉપર મુજબ કરવાથી તાવ ઓછો થાય છે. તાવ મટાડનારી તાવની કડવી દવાઓના ઉપચાર કરવાથી તાવ શીઘ્ર મટવાનો સંભવ છે. જો ઝાડો કબજ ન હોય તો ટાઢીયા તાવમાં ઉપર મુજબ શોધન અને સ્વેદલ ઉપચાર, તાવ તથા તાવના ચિન્હો કમી કરવા માટે આપવાને હરકત નથી. પલાળેલ તુકમરીઆ કે ઉથમીજીરાનું ગોળ કે સાકર નાંખી કરેલું શરબત પાવાથી તાવની તૃષા અને દાહ શાંત થાય છે. અને તાવ સાથે ઝાડાનું કે મરડાનું દરદ હોય તો તેને પણ ઓછું કરીને મટાડે છે. દ્રાક્ષ શેર ૦ા, તથા બદામના મીજ રૂ. ૨ ભાર એકત્ર વાટી દોઢ પાશેર જળમાં મેળવી, ગાળીને તેમાંથી સવાર, બપોર, અને સાંજરે ત્રણ ભાગે પીવાથી પણ તાવ તથા તાવનો દાહ અને તૃષા વગેરે શાંત થાય છે; તે દસ્ત પણ સાફ લાવે છે. માથાનો દુઃખાવો બહુ હોય તો માથા ઉપર બરફ મુકવાથી અગર ગુલાબજળ વિગેરે મુકવાથી તાવની ગરમી કમી થાય છે.

પાકેલાં આકડાનાં પાન ગરમ કરીને નીચોવી તેના રસનો કોઈ વાર શરીરે ખરડ (માલેશ) કરવાથી પણ તાવ તથા માથાનો દુઃખાવો મટે છે. શરદીના તાવમાં ત્રોડ કે કળતર થતું હોય તો ધંતુરાના પાનનો રસ શરીરે કે હાથે અગર પગની પિંડી તથા વાંસામાં તથા માથે ખરડ કરવાથી તાવ વિગેરે મટે છે. કોઇ વખતે

આંકડાના, ધંતુરાના, તથા કીડામારના પાન જળમાં વાટીને તેનો ખરડ કરવાથી પણ સારો ફાયદો થતો જોવામાં આવે છે.

## તાવની દવાઓ અને જ્વરાંકુશો.

૩ લીંબડાની અંતરછાલ, ઇંદ્રજવ, ગળો, મોથ, વાળો, રતાંજળી, સુંઠ, કરીઆતું અને કડુ સમભાગે લઇ ખાંડી તેમાંથી બે રૂ. ભારનો, ૦।।। શેર પાણીમાં ઉકાળો કરવો તે બળતાં દોઢ પાશેર રહે ત્યારે ઉતારી ગાળી તેમાં રૂ. ૨।। ભાર ગોળ નાંખીને સવાર, બપોર અને સાંજરે ત્રણ ભાગે પીવાનું જારી રાખવાથી સર્વ પ્રકારના તાવ ૩ થી ૬ દિવસમાં મટે છે ને શક્તિ આવે છે; જો ઝાડો સાફ આવતો હોય તો ઉપાયમાંથી કડુ ઓછું કરી કડુને બદલે આમળાં ઉમેરવાં અથવા નાગરાદિ ક્વાથ આપવો.

૪ કાકચીઆના મીંજ અને મરીની, અથવા લીબડાની લીંબોળીના મીંજ અને મરીની વાલ વાલની ગોળીઓ બનાવી તે ૩ થી ૪ દિવસ સુધી બબે ગોળી સવાર, બપોર અને સાંજરે પાણી સાથે આપવી.

૫ અતિવિષ ૩ ભાગ ને મરી ૧ ભાગ તેનું ચૂર્ણ કરી બબે આની ભાર સવાર, બપોર ને સાંજરે પાણી સાથે આપવાથી સર્વ તાવ મટે છે.

૬ ફુલાવેલ ફટકડી અને સાકર સમભાગે મેળવીને તાવ આવતાં પહેલાં બબે કલાકને અંતરે બબે વાલ દવા ટાઢીયા તાવમાં ત્રણેક દિવસ આપવાથી સર્વ પ્રકારના ટાઢીયા તાવ મટે છે.

૭ કોલંબો અને મરી સમભાગે લઇ ચૂર્ણ બનાવી તે ચૂર્ણ સવાર, બપોર અને સાંજરે બબે આની ભાર આપવાથી તાવ મટે છે, અને શક્તિ આવે છે. આવીજ રીતે કરીયાતુ ને મરીનું ચૂર્ણ તથા ગળોને છુંદી, સુકવી, ખાંડી તેનું ને મરીનું ચૂર્ણ તથા હારશૃંગાર (સ્થાળી) કે જેને સંસ્કૃતમાં પારિજાતક કહે છે, ને તે બાગોમાં પુષ્પ માટે ઉછેરાય છે, તેના પાનનું ને મરીનું ચૂર્ણ પણ વપરાય છે. વળી શેકેલા કડુ સાથે મરીનું ચૂર્ણ પણ ઉપર મુજબ આપવું.

૮ અર્કવટી—આકડાના મૂળની છાલ, ધંતુરાના પાન અને મરી સમભાગે લઈ ખાંડી, ચાળી, ચૂર્ણ કરી તેને આદાના રસમાં ખરલ કરી તેની રતિરતિની ગોળી કરીને આપવાથી સર્વ પ્રકારના તાવ મટે છે.

મરીનું ચૂર્ણ ને રૂ. ૨ાા ભાર સાકર મેળવી, વાટકી, વાટકી દહીં પીવાનુ જારી રાખવાથી તાવ મટે છે; તથા કફ, ઉધરસ, દમ, કળતર, વાયુ અને સંગ્રહણી પણ મટે છે. વળી બબ્બે આની ભાર તલવણીના પાન ને મરી વાટીને દહીંમાં પીવાથી પણ ટાઢીયો તાવ મટે છે.

૯ રસાંજનવટી—દારૂ હળદરનું ઘન (Extract)ને મરીની રતી રતી ભાર ગોળી કરવી. તે બબ્બે પહોરે બબ્બે ગોળી આપવી જારી રાખવાથી સર્વ તાવને મટાડે છે.

૧૦ પિપલી રસોન યોગ—લીંડીપીપર કે લશણ, રૂ ૦ા ભાર કચરી દુધમાં ઉકાળી સવાર સાંજ પીવાંનું જારી રાખવાથી સર્વે જીર્ણ તાવ સુતિકાજ્વર અને વિવિધ વાના દરદ મટે છે.

**અર્કાદિજ્વરાંકુશ**—આંકડાના મૂળની અંતરછાલ, જેઠીમધની છાલ, ધંતુરાના પાન અને મરી સમભાગે લઇ ખાંડી આદુના રસમાં ખરલ કરી, તેની રતી રતીની ગોળીઓ કરવી. તેમાંથી બબ્બે પહોરે બબ્બે ગોળીઓ આપવી જારી રાખવાથી સર્વ પ્રકારના તાવ મટે છે.

૧૨ **પારદ જ્વરાંકુશ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, મનસીલ, ટંકણખાર, વછનાગ ને કનકબીજ; એ સમભાગે અને તે બરાબર મરી એ સર્વમાં પ્રથમ પારા ગંધકને ખરલમાં ઘુંટી તેની કાજળી કરી, પછી જુદી જુદી બારીક કરેલ દવાઓ તે સાથે એકત્ર મેળવી તેને ૧ પટ આદુના રસનો, ૧ પટ નિર્ગુંડીના પાનના રસનો અને ૧ પટ તુલસીના પાનના રસનો આપ્યા પછી તેની રતીરતીની ગોળીઓ કરવી. તે બબ્બે પહોરે ૧ થી ૨ ગોળી પીપરમધના અનુ-પાન સાથે તાવમાં આપવાથી અને ઉપર તરત દહીં, સાકર અને

ભાત ખવરાવવાથી સર્વ પ્રકારના તાવ ૩ દિવસમાંજ મટે છે. તથ દમ, શ્વાસ, અને શરદી મટે છે.

૧૩ **શત્મહ્ન જ્વરાંકુશ**—કાથો ૧૦ ભાગ, ટંકણખાર ૧૦ ભાગ અને સોમલ ૧ ભાગ તે દરેક પ્રથમ બહુજ બારીક કરી પછી પ્રથમ સાકર અને સોમલ એકત્ર ખુબ બારીક વાટી પછી તે સાથે ટંકણખાર ને કાથો મેળવી ખુબ વાટી પછી તેને ગાડરના દુધવડે બહુ ખરલ કરી તેની લુગદી બનાવી તેની રતીરતીની ગોળીઓ આપવી. અને ઘી સાકર અને ચોખા ખાવાને આપવા. સવાર સાંજ બે વખત ત્રણ દિવસ સુધી આપવાથી સર્વ વિષમ જ્વર ટાઢીઆ તાવ મટે છે. ઉપદ્રવ રહિત સાદા ઉના તાવ મટવા માટે પણ અપાય છે. આ દવાથી, આધાશીશી, ચસ્કા, અને દમ પણ મટે છે.

૧૪ **હરિણ શૃંગ જ્વરાંકુશ**—હરણના શિંગડાના કટકા કરી ૧ માટલીમાં ભરી ઉપર ઢાંકણુ દઇ કપડમાટી કરી નાની ભઠ્ઠી ઉપર મુકી, પકવી, ઠારી, ઉખેડી તેમાં અંદરના અગ્નિવડે પિંગળેલ શિંગડાના જમાવને કાઢી લઈ ખાંડી વાટી તે સાથે અષ્ટમાંશ મરી ચૂર્ણ મેળવીને તે બંધ બુચવાળી શીશીમાં ભરી રાખવું. તેમાંથી બબે પહોરે, છથી આઠ વાલ એટલે બે આનીથી પાવલી ભાર મધમાં મેળવી ચટાડવાથી સર્વ તાવ તથા શૂળ વિગેરે અને છાતિના મુંઝારા (ન્યુમોનીયા) વગેરે સર્વ ઉપદ્રવ મટે છે. આ **મૃગ શૃંગ જ્વરાંકુશની** રીતે અજાશૃંગ પણ બને છે.

૧૫ **ભલ્લાતક અવલેહ**—ભીલામાં અને તલ સરખે વજને લઇ ખાંડણીમાં ખાંડી તે બરોબર ગોળ મેળવી એકરૂપ અવલેહ થાય એટલે છરીવડે બરણીમાં ભરી સાચવવો ભિલામો શરીર બાહેર ન લાગે તે ધ્યાન રાખવું. ખાંડણીને દસ્તો સાબુવડે ધોઇ નાંખવો તેમજ હાથ પણ સાબુથી ધોઇ નાખવા. આ અવલેહ રૂ ૦I ભાર, સવાર સાંજ ઠરેલા ઘીમાં કે દહીંમાં મેળવી ૩ દિવસ લેવાથી તાવ તથા સંધીવા જડમુળથી મટે છે તથા તેથી કૃમી નાશ પામે છે.

૧૬ **કનકવટીકા**—ધંતુરાના પાન, નાગરવેલનાં પાન અને મરી સમભાગે લઈ બહુજ બારીક વાટી તેની રતીરતીની ગોળીઓ વાળવી, તેની સાથે વાટકી દહીં અને અઢી રૂ. ભાર સાકર અને બે ભાર મરીનું ચૂર્ણ મેળવી બબે પહોરે આપવાથી વિષમાદિ જ્વર મટે છે. તેમજ ભાંગ (વિજયા) ૧ વાલ, બદામ, મરી વરીઆળી ને સાકર સાથે જળમાં વાટી તેનું શરબત [દુધીયુ) બનાવીને ૩ દિવસ સુધી રાતે કે સવારે પીવાથી તાવ મટે છે.

૧૭ **ચૂર્ણ યોગ**—ચુનાને લીંબુના રસના ૩ પટ દીધા પછી તે સુકવી શીશીમાં ભરી રાખવો. તેમાંથી ૧ વાલ, દહીં સાકરમાં મેળવી પીવાથી તાવ મટે છે.

૧૮ **જ્વર હર ધૂપ**—ઘોડાની લાદ, અજાના વાળ, નરકેશ, મોરપીછ, એને કાતરી સેળભેળ કરીને ઘી લગાવી તેની ધુમાડી ચોફાળ ઓઢાડીને થોડીવાર સવાર સાંજ ૩ દિવસ આપવાથી વિષમ જ્વર મટે છે. તેમજ તેથી ચડેલો દમ, હીસ્ટીરીઆ ને બાળકની વરાધ પણ મટે છે.

આર્ય વૈદ્યક શાસ્ત્રમાં પરમ પૂજ્ય મહર્ષિચરકાચાર્યે દરેક જ્વરમાં દાન ધર્માદિક ઉપચારો નિચે પ્રમાણે બતાવ્યા છે. તેનો પણ યોગ્ય સમયે ઉપયોગ કરવો.

### [1]માલિની છંદ.

પિપળ તરૂનિ સેવા, હોમ મંત્રો કર્યાથી;
શિવ, દ્વિજ, ગુરૂપૂજા, વિષ્ણુ નામો જપ્યાથી.
તપસિ શુભ વચોથી, દાન, ધાર્યે, મણીનો;
અઠ વિધ જ્વર કેરા, કાળ એ લ્યો ગણીને.

તાવ ગયા પછીથી તાવવાળા દરદીએ અથવા તાવ વીનાએ હંમેશાં સાંજરે લઘુ ભોજન કરવું.

---

[1] અર્થ સ્પષ્ટ છે માટે સ્ફુટ કરવાની જરૂર નથી.

[1]વૈતાળીય.

અયિ રત્નકલા! ગુણોજ્વલા! ચતુરા કોયલ કોમલ સ્વરા;
કદિ તાવ હશે નહી હશે, મિત આહાર ધરે નિશા વિશે.

(૧) ભસ્મ પ્રકરણમાં જે જે ધાતુ ઉપધાતુની ભસ્મો બતાવવામાં આવી છે, તે તે ધાતુ, ઉપધાતુની ભસ્મો જે જે તાવ ઉપર જે જે અનુપાન સાથે સેવન કરવાનું જણાવ્યું છે તેનો ઉપયોગ કરવા ભલામણ કરીએ છીએ.

(૨) જે જે ક્વાથ, ચૂર્ણો વગેરે બતાવવામાં આવ્યા છે તે તે ક્વાથ ચૂર્ણો વગેરેનો ઉપયોગ જે જે તાવ ઉપર જે જે અનુપાન સાથે સેવન કરવાને જણાવ્યો છે, તે તે પ્રમાણે ઉપયોગ કરવા ભલામણ કરીએ છીએ.

---

# સાદો તાવ.

---

(Simple Fever.)

## ચિકિત્સા.

શરીરમાં જ્યારે તાવ આવે છે, ત્યારે તેના ઉપાયો કરવાની જરૂર પડે છે. તાવની જુદી જુદી અવસ્થાઓ હોવાથી જુદા જુદા ઉપાયો કરવાની વધારે જરૂર પડે છે. શરીરમાં તાવ આવે ત્યારે ગરમી વધે છે, તે ગરમીને વધવા નહિ દેવાના અને કમી કરવાના ઉપાયો કરવા જોઇએ. પરસેવાના અટકાવથી તાવ આવે છે; પરસેવો થવાથી તાવ ઉતરી જાય છે. કેટલાક સાધારણ તાવ કુદરતી રીતે આપો-

---

[1] अयि रत्नकले कलानिधे । कुशले कोकिलकोमल स्वरे । ज्वरवाञ्ज्वर वर्जितोऽथवा । लघु कुर्यादशनं दिनात्यये ॥ वैद्यजीवन. ॥

આપ ઉતરી જાય છે. કેટલીક વખત એકાદ લાંઘણ કરવાથી કે હલકો ખોરાક ખાવાથી કે પેટ સાફ આવે એવો જુલાબ લેવાથીજ તાવ અટકી જાય છે. આ પ્રમાણે કરવાથી તાવ અટકે નહિ અને તાવનું જોર વિશેષ જણાય તો ઉપાયો કરવા જોઇએ.

પ્રથમ તાવવાળા રોગીને સારી હવાવાળા તથા અજવાળા વાળા, સ્વચ્છ મકાનમાં સારી પથારી કરીને સુવાડવો. પથારી પાસે ઘણા માણસોની ભીડ થવા દેવી નહિ, કેમકે માણસોની ભીડથી હવા બગડે છે અને ઘોઘાટથી દરદીને અણગમો થાય છે. તેની સારવાર માટે એકાદ હુશીઆર પરિચારક રાખવાની જરૂર છે.

તાવ વિશેષ જણાય તો તાવની ગરમી માથે ન ચડી જાય માટે માથા પર ઠંડા ઉપચાર કરવા. ગુલાબજળ, નવસારનું પાણી, બરફ, કોલનવૉટર, લવંડરવૉટર, વિગેરે શીતોપચાર કરવા. ઉપરની વસ્તુઓના અભાવે માટીના વાસણમાંના ઠંડા પાણીમાં કપડું બોળીને તેના માથા ઉપર પોતાં મૂકવા, અને માથા પરનું લુગડું સુકાવા માંડે કે તુરત ઠંડુ પાણી મૂકતા રહેવું. સુખડ, વાળો, કપુરકાચલી, કપુર, લીંબડાનું લાકડું, કાળી માટી વગેરે શીતોપચાર કરવા.

તાવની ગરમી ઓછી કરી પરસેવો લાવવા માટે પ્રથમ કહેવામાં આવેલા સ્વેદ વિધિ મુજબ નાસ લેવરાવવો, તથા ગરમ પાણીની, ઉકાળેલા દૂધની, લીંબડાનાં બાફેલાં પાનની, કે ચાહની વરાળથી નાસ લેવરાવવાથી પરસેવો આવે છે, તેથી મળદોષ પાકીને તાવ ઉતરી જાય છે.

વાત જ્વર, પિત્તજ્વર, તથા કફજ્વરમાં જે જે ઉપાયો બતાવેલા છે તે તે ઉપાયો આ સાદા તાવમાં થઇ શકે છે. કયા દોષનો આ તાવ છે તેનો નિર્ણય થાય તો જે દોષની અધિકતાવાળો તાવ જણાય તેને અનુસરીને ઉપાયો કરવા; વર્ષા ઋતુમાં તાવ આવે તો વાતજ્વરની, શરદ ઋતુમાં તાવ આવે તો પિત્ત જ્વરની, અને વસંત ઋતુમાં આવે તો કફજ્વરની શંકા ઉત્પન્ન થાય છે. અને જો તેના

સ્પષ્ટ લક્ષણો માલમ પડે તો તે દોષ પ્રમાણે ઉપાયો કરવા. પણ દોષનો નિર્ણય ન થાય તો સાદા તાવ તરીકે ઉપાયો કરવા. (૧) પ્રથમ તાવ આવે કે એકાદ દિવસ લાંઘણ કરવાથી, હલકો ખોરાક આપવાથી, દસ્તની કબજીઅત હોય તો સાદો જુલાબ લેવાથી અને આરામ લેવાથી બીજે દિવસે તાવ ઓછો થઈ ઉતરી જાય છે. તે પ્રમાણે કરતાં ન ઉતરે તો (૨) સ્વેદ વિધિ પ્રમાણે નાસ લેવરાવવો, ગરમ પાણીમાં પગ બોળાવવા, ફુદેનો અને લીલી ચાહનો નાસ આપવો; તથા તેનો ઉકાળો પાવો; તેથી તાવ, પરસેવો વળી ઉતરી જશે. (૩) ખોરાકમાં મગનું પાંણી; તજ, એલાયચી, પીપરીમૂળ, અને સવાનો ઉકાળો; સાબુ ચોખાની કાંજી અને જુના ચોખાનો ભાત આપવો. (૪) મળ શુદ્ધિ માટે,–મળ-શુદ્ધિ ચૂર્ણ (નં. ૮૬) તથા દીનદયાળ ચૂર્ણ પ્રથમ બતાવ્યા પ્રમા-ણેનું, તથા હરડે, સંચળ, અને સુંઠની, ફાકી આપવી. ડોકટરો મેગ્નીસ્યા, શીડલીઝ્ પાવડર, કેલોમેલ વગેરે, દવાઓ ઝાડો સાફ આવવા માટે આપવાની ભલામણ કરે છે. ઉપર બતાવેલી દવાઓ પૈકીની ગમે તે દવા આપવાથી દસ્ત સાફ આવવા સાથે ઉલટી, તરશ અને તાવ પણ નરમ પડશે, તેમ છતાં તાવ ઓછો ન થાય તો તાવ ઉતરવા માટે નીચેની દવા આપવી. (૫) સુંઠ, પિત્તપાપડો, અને ખડસલીઓ, તથા મોથ અને ખડસલીઓ, તેનો ઉકાળો કરી બે ત્રણ વખત પાવાથી પરસેવો આવી તાવ ઉતરી જશે અથવા મહાસુદર્શન ચૂર્ણ (નં. ૮૫) લઘુ સુદર્શન ચૂર્ણ (નં. ૮૭) તેની ફાકી અથવા ચા બનાવીને એકાદ બે રોજ બે ત્રણ વાર પાવી. તે દરમ્યાન દરેક વખતે બબે વાલ ફુલાવેલી ફટકડી અથવા ફુલા-વેલો સુરોખાર મેળવીને આપવાથી જલદી પરસેવો વળશે. (૬) લીંબડાની અંતરછાલ, અતિવિષની કળી અને ગળો, એ ત્રણ એક એક તોલો લઇ, દોઢ શેર પાણીમાં ઉકાળી, ચોથા ભાગનું પાણી રહે તે ત્રણ વાર પાવું. આ સિવાય ક્ષુદ્રાદિ ક્વાથ (નં. ૬૬) કંઠકાર્યાદિ

પાચન (નં. ૨૩), નાગરાદિ પાચન (નં. ૪૧, ૪૨) ષડંગ ક્વાથ (નં ૬૪), મુસ્તાદિક્વાથ (નં. ૫૬), વગેરે પ્રયોગો જે પ્રથમ બતાવવામાં આવેલા છે, તે પ્રયોગો બે ત્રણ દિવસ આપવાથી સાદો તાવ ઉતરી જાય છે. ડૉક્ટરો તાવ ઉતારવા માટે ડાયાફોરેટિક મિક્ષ્ચર આપવાની ભલામણ કરે છે. તાવ ઉતરી ગયા પછી તાવ રોકવા માટે મહાસુદર્શન ચૂર્ણ (નં; ૮૫) લઘુ સુદર્શન ચૂર્ણ (નં ૮૭) પંચનિંબચૂર્ણ (નં. ૮૨) શીતારિરસ (નં. ૧૩૯) મહામૃત્યુંજયરસ (નં. ૧૩૪) અલ્પ જ્વરાંકુશ (નં ૧૪૧) વગેરે આપવાથી તાવ અટકશે. ક્વિનાઇન પણ આજ કામ કરે છે. માટે તે તાવ આવતાં પહેલાં બે કલાક અગાઉ દશ ગ્રેન લીંબુના રસ સાથે આપવું. પ્રથમ જણાવેલા અભયાદિ ક્વાથ (નં. ૧૭) સુંઠયાદિ ક્વાથ (નં. ૧૪), ગૂડૂચ્યાદિ (નં. ૨૮) એ પ્રમાણે ક્વાથો, ચૂર્ણો, અવલેહો વિગેરે ઔષધો વધારે દિવસ ચાલુ રાખવાં. પાશ્ચિમાત્ય વૈદ્યો જેને સિમ્પલ ફીવર (સાદો તાવ) કહે છે તે તાવ વાત જ્વર પિત્ત જ્વર અને કફજ્વરને મળતો છે અને તે તાવના જે ઉપાયો પ્રથમ બતાવવામાં આવ્યા છે તે ઉપાયો કરવા ભલામણ કરીએ છીએ. તાવ આવે કે પ્રથમ લાંઘણ કરાવવી એ આર્ય વૈદ્યકશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત છે, તેને અનુસરી દોષના બળ પ્રમાણે લાંઘણ કરાવવાનો યોગ્ય વિચાર કરવો. પાશ્ચિમાત્ય વૈદકશાસ્ત્ર આ તાવ ઉપર નીચેની દવાઓ આપવા ભલામણ કરે છે.

| | |
|---|---|
| (૧) મેગ્નીશ્યા સલ્ફ | ૩ ડ્રામ. |
| સોડા બાઇકાર્બ | ૧૫ ગ્રેન. |
| એક્વા | ૧ ઔંસ. |

ઉપરની દવા, શરૂઆતમાં બંધકોશ માલમ પડે તો આપવી જેથી પેટ સાફ આવશે. એકી વખતે આ દવા પી જવી. આ દવાથી દરદીને બે ત્રણ પાતળા ઝાડા થશે. પણ જો પેટ સાફ ન આવે તો ફરીથી ઉપરની દવા તેજ પ્રમાણમાં યા અરધા પ્રમાણમાં

સાંજે અથવા બીજે દિવસે આપવી. આ દવા આપ્યા પછી તાવ હોય તો નીચેની દવા આપવી.

(૨) સોડા બાઇકાર્બ ૧૫ ગ્રેન.
સોડા સેલીસીલાસ ૧૫ ગ્રેન.

આ દવાનાં ૧૦ ગ્રેનનું એક એમ ત્રણ પડીકાં બનાવવાં તે દવા ત્રણ ત્રણ કલાકે આપવી આ દવાથી પરસેવો વળી તાવ ઉતરી જશે. તાવ ઉતર્યાં પછી તાવ રોકવા માટે નીચેની દવા આપવી.

(૩) ક્વીનાઇન સલ્ફ ૧૫ ગ્રેન.
સોડા બાઇકાર્બ ૧૫ ગ્રેન.

આ ત્રણ પડીકી બનાવી દર ત્રણ કલાકે પાણી સાથે આપવી. બીજે દિવસે તાવ આવે તો નં. ૩ નું પડીકું ન આપતાં નં. ૨ નું પડીકું આપવું.

દરદીને ક્વીનાઇન વાળી દવા ચાલતી હોય ત્યારે ખોરાકમાં દુધ અથવા દુધની કાંજી આપવી જરૂરની છે, કે તે ગરમ ન પડે.

દરદીને તાવ વધારે હોય તો થરમોમીટરથી તાવ માપીને તાવની ડીગ્રી પ્રમાણે નીચેની દવાઓ દરેકના ત્રણ ભાગ પાડીને દર ત્રણ કલાકે આપવી. અથવા તો તાવ ઉતરતાં સુધી આપીને તેને બંધ કરવી. તાવની ગરમી ૧૦૨ ડિગ્રી સુધી હોય તો—

| | |
|---|---|
| (૪) સોડા સેલીસીલાસ | ૯ ગ્રેન. |
| સોડા બાઇ કાર્બ | ૧૫ ,, |
| લાઇકર ઍમોનીયા એસીટસ | ૩ ડ્રામ. |
| સ્પી. ઇથિર નાઇટ્રોસી | ૧૫ ટીપાં |
| સ્પી. એમો. એરો | ૧૫ ટીપાં |
| સ્પી. ક્લોરો ફોર્મ | ૧૫ ટીપાં |
| એક્વા | ૩ ઔંસ. |

તાવની ગરમી વધીને ૧૦૪ સુધી હોય તો ઉપરની દવાનું પ્રમાણ વધારવું અને તે સાથે ટીં. નક્સ વૉમીકા ૧૫ ટીપાં આપવાં

આ ઉપરના મિક્શ્ચરથી તાવ ન ઉતરે તો તે ઉપરની દવાના બીજા ડોઝમાં ત્રણ કલાકે નં. ૨ માં લખેલી દવામાંથી એક પડીકું આપવા માટે ડોક્ટરો ભલામણ કરે છે.

આ દવાનાં પડીકાં નં. ૩ બનાવવાં.

આ ઉપરની દવાથી પણ તાવ ન ઉતરે તો ન ગભરાતાં બરફ ઘસવો. રાઈના પાણીમાં પગ બોળાવવા. નાસ આપવો. તાવ વધવાનું શું કારણ છે તે ખોળવું. જો તાવ બીજા કોઈ વ્યાધિને લીધે હોય તો તેને મટાડવાનો ઉપાય યોજવો.

તાવની ગરમી વધીને ૧૦૬ ડીગ્રી સુધી જાય તો.

| | |
|---|---|
| (૫) ફીનાસીટીન | ૧૫ ગ્રેન |
| સોડા બાયકાર્બ | ૧૫ ગ્રેન |

નાં ત્રણ પડીકાં બનાવી દર ત્રણ ત્રણ કલાકે આપવું. પણ જો તે દરમીયાનમાં તાવ ઉતરી જાય તો બાકીનાં પડીકાં ન આપવાં.

પરસેવો લાવવા માટે નીચેની દવાનો ઉપયોગ કરવો.

| | |
|---|---|
| (૬) લાઇકર એમોનીઆ એસીટાસ | ૧½ ઔંસ. |
| પોટાસ નાઇટ્રસ | ૩૦ ગ્રેન. |
| સ્પીરીટ ઇથિર નાઇટ્રોસી | ૧½ ડ્રામ. |
| ટીંક્ચર એકોનાઈ | ૧૫ ટીપાં. |
| એકવા કેમ્ફર | ૩ ઔંસ. |

મિશ્રણ દર ચાર કલાકે ૩ વાર આપવું.

(૭) તાવમાં આપવાની રેચક દવા.

| | |
|---|---|
| મેગ્નિશ્યા સલ્ફ | ૩ ડ્રામ. |
| સોડા સલ્ફાસ | ૧ ડ્રામ. |
| ટીંક્ચર જીંજર | ૧૫ ટીપાં. |
| ટીંક્ચર કાર્ડમમકો. | ૧૫ ટીપાં |
| એકવા | ૧ ઔંસ. |

તાવની અશક્તિમાં શક્તિ લાવવા સારૂ

| | |
|---|---|
| (૮) ફેરીએટએમોનીયા સાઇટ્રિસ | ૩ ગ્રેન |
| ટીં. કલંભા | ૩૦ ટીપાં |
| ટીં. નકસ વોમીકા | ૧૦ ,, |
| એસીડ નાઇટ્રે હાઇડ્રૅાક્લોરિક ડિલ્યુટ | ૧૦ ,, |
| ઍકવા | ૨ ઔંસ |

ત્યાર બાદ 'ફેરીએટ કવીનાઇન સાઇટ્રસ વીથ સ્ટ્રીકન્યા' એ નામની દવાની પતરીઓ આવે છે તે બએ ગ્રેન લીધાથી દરદીના શરીરમાં ઘણીજ તાકાદ આવે છે.

**વાતજ્વર**માં બતાવ્યાં તે પ્રમાણેનાં ચિન્હો હોય અને તાવની ગરમી ૯૯$\frac{૧}{૨}$ થી ૧૦૦ ડીગ્રી સુધીની હોય તો નીચેની દવા આપવી.

| | |
|---|---|
| (૯) પોટાસ નાઇટ્રાસ | ૧૫ ગ્રેન. |
| લાઇકર એમોનીયા એસીટાસ | ૧$\frac{૧}{૨}$ ડ્રામ. |
| સોડા બાયકાર્બ | ૩૦ ગ્રેન. |
| સ્પીરીટ એમો. એરો. | ૭૦ ટીપાં |
| ટીંક્ચર નકસ. વોમીકા | ૧૨ ટીપાં. |
| ટીં. જીંજર | ૩૦ ટીપાં |
| ટીં. કારડમમ કૅા | ૩૦ ટીપાં |
| પીંપરમીટનું તેલ | ૧ ટીપું |
| એકવા | ૩ ઔંસ. |

દિવસમાં ત્રણ વાર પીવું.

જો ઝાડો કબજીયાત હોય તો ઉપરના મિશ્રણ સાથે

મેગ્નેસીઆ સલ્ફ ડ્રામ. ૩ }
ટીંક્ચર સેના કો. ડ્રામ. ૧ } લેવું.

જો તાવ ન ઉતરે અને તેની ગરમી ૧૦૧ થી ૧૦૩ ડીગ્રી સુધી આવે તો. નં. ૨ વાળામાંથી એક પડીકું આપવું. છતાં તાવ વધીને ૧૦૫ ડીગ્રી સુધી થાય તો નીચેની દવા આપવી.

| | |
|---|---|
| (૧૦ ) સોડા સેલી સીલાસ | ૧૫ ગ્રેન |
| સોડા બાય કાર્બોનાસ | ૩૦ ગ્રેન |
| પોટાસ આયોડીડ | ૬ ગ્રેન |
| સ્પીરીટ કલોરોફોર્મ | ૧૫ ટીપાં |
| ટીંક્ચર નકસ વોમીકા | ૧૫ ટીપાં |
| ટીંક્ચર જીંજર | ૧૦ ટીપાં |
| લાઇકર એમોન્યા એસીટાસ | ૬ ડ્રામ. |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | ૩૦ ટીપાં |
| ટીંક્ચર કારડમમ. કૉ | ૧૫ ટીપાં |
| એક્વા | ૩ ઔંસ. |

દિવસમાં ૩ વખત આપવી.

માથા પર બરફ ઘસાવવો. દરદીને નાસ આપવો. જ્યારે તાવ ચઢ ઉતરનો થાય ત્યારે નીચેની દવા આપવાથી તાવ ઉતરી જાય છે.

(૧૧) ફીના સેટીન એઅર ૯ ગ્રેન.
ક્વીનાઇનિ સલફાસ ૯ ગ્રેન નાં ૩ પડીકાં કરવાં દરદીને દવા સાથે એક પડીકું નાખી પાઇ દેવું. દરદી અશકત હોય તો તેને વારંવાર દુધ આપવું.

જો તાવની ગરમી વધીને ૧૦૬ ડીગ્રી સુધી થાય તો

| | |
|---|---|
| (૧૨) ફીના સીટીન એઅર | ૧૨ ગ્રેન |
| ક્વીનાઇનિ સલ્ફાસ | ૧૨ ગ્રેન |
| સોડા બાઇકાર્બ | ૧૨ ગ્રેન |

૩ પડીકાં કરી દર ત્રણ કલાકે આપવાં. તાવ ઉતરી જાય ત્યારે દવાનાં પડીકાં બંધ કરવાં. દરદીને સંનિપાતનાં ચિન્હો જણાય વા લવરી કરે, તોફાન કરે તો ઉપરના પડીકા સાથે પોટાસ બ્રોમાઇડ ૧૨ ગ્રેન. કલોરલ હાઇડ્રાસ–૬ ગ્રેન. સાકર ગ્રેન ૧૫ નાં ત્રણ પડીકાં કરી દર ત્રણ કલાકે પાણી સાથે પાવું; એટલે દરદી ઉંઘી જશે.

શક્તિ માટે 'ફેરીએટ ક્વીનાઇન સાઇટ્રાસ વીથ સ્ટ્રીકનીઆ' ૬ ગ્રેન નાં ૨ પડીકાં કરી દશ બાર દિવસ સુધી આપવાં.

---

## ટાઇફૉઇડ ફીવર.

### ( Typhoid Fever. )

### ચિકિત્સા.

આર્યવૈદ્યકશાસ્ત્રમાં જેને તંદ્રિક સન્નિપાત જ્વર કહે છે તેને પાશ્ચિમાત્ય વિદ્વાનો ટાઇફૉઇડ ફીવર કહે છે. આર્યવૈદ્યક શાસ્ત્રમાં તંદ્રિક સન્નિપાત જ્વર ઉપર જે જે ઉપાયો બતાવેલા છે તે તે ઉપાયો ટાઇફૉઇડ ફીવરમાં લાગુ પડે છે. પ્રથમ તો દરદીને ખુલ્લી હવા વાળા ઓરડામાં સુવાડવો. ત્યાં આગળ માણસોની ગીરદી તથા ઘોંઘાટ થવા દેવો નહિ. દરદીનું બીછાનું દિવસમાં બે ચાર વખત બદલવું અને તે સારૂં રાખવું. દરદીને બેસવા ઉઠવા દેવો નહિ તેનું મોઢું તથા દાંત, ઉના પાણીથી કોગળા કરાવી સાફ રાખવાં. આગળ પાછળ સ્વચ્છતા રાખવી, તાવનું જોર બહુ રહેતું હોય તો માથાના વાળ કઢાવી નાંખવા અને માથા ઉપર ઠંડા ઉપચાર કરવા. તાવના જોરથી માથે ગરમી વધારે રહેતી હોય તો માથા ઉપર ગુલાબજળ, કોલન વોટર, લવન્ડર વોટર અને બરફ કે ઠંડા પાણીના પોતાં મૂકવાં. તરસ બહુ લાગતી હોય તો કાળી દ્રાક્ષને ઉકાળી તેનું ઠંડુ કરેલું પાણી થોડું થોડું પીવા આપવું. ખોરાકમાં મગનું ઓસામણ તથા પ્રથમ બતાવવામાં આવેલાં ઔષધોથી તૈયાર કરેલું દૂધ આપવું. દોઢ બે મહિના સુધી ભારે અને કઠણ ખોરાક બીલકુલ આપવો નહિ કેમકે આ તાવમાં આંતરડામાં વ્રણ પડેલાં હોય છે તે સંધાઇને ફરી પાછાં વ્રણ પડે છે. નાડી નબળી અને જલદ ચાલતી જણાય તો તેને માટે (૧) દ્રાક્ષાસવ (નં. ૧૧૦) (૨) અભયારિષ્ટ (નં. ૧૦૬) આપવાં. ડાક્ટરો પોર્ટ વાઇન અથવા બ્રાન્ડીની ભલામણ કરે છે. આ પ્રમાણે

આસવ આપવાથી કાંઈ વિરૂદ્ધતા માલમ પડે તો તે ચીજો બંધ કરવી. ઝાડા રોકવા માટેની અફીણ વાળી કોઇપણ દવા આપવી નહિ. પણ ( ૩ ) અજમોદાદિ ગુટિકા (નં. ૯૪) તથા (૪) લવંગાદિ ચૂર્ણ (નં. ૮૮) સવાર સાંજ આપવું. ઝાડામાં લોહી પડતું હોય તો ( ૫ ) કુટજાષ્ટક ( નં. ૭૬) ( ૬ ) (અતિવિષ ચૂર્ણ (નં ૮૭) તથા (૭) ફુલાવેલ ફટકડી એએ વાલ સવાર સાંજ આપવી. આ પ્રમાણે ઉપાયો કરવા છતાં પણ તાવનું જોર વધતું જાય તો પ્રથમ બતાવેલ (૮-૯) લેપ (નં. ૧૭૩-૧૭૪) ગુલાબજળ નાંખી શરીરે ચોપડવો. આ તાવની મુદત ૨૧ દિવસની છે માટે તે મુદત દરમ્યાન જે જે વખતે જે જે ઉપદ્રવો માલમ પડે તેના ચાલતા ઉપાયો યોગ્ય વિચાર કરીને કરવાં. દરરોજ ગરમી થર્મોમીટરથી માપવી અને તે પ્રમાણે નોંધવી. દરદીને બહુ અશક્તિ માલમ પડે તો (૧૦) ચિંતામણિ રસ (નં. ૧૨૫) (૧૧) કાલારિ રસ (નં ૧૩૧) (૧૨) મહા મૃત્યુંજય (નં ૧૩૪) વગેરે દવાઓની યોગ્ય અનુપાન સાથે યોજના કરવી. (૧૩) કસ્તુરી અરધી અરધી રતી સવાર સાંજ મધમાં ચટાડવી.

આ જાતના ઝેરી અને ચેપી તાવ ઉપર કવીનાઇન ક્રીયોસોટ, કાર્બોનીક એસીડ, અને ટર્પેંટાઇન જેવી જંતુ નાશક દવાઓની યોજના કરવા ડાકટરો ભલામણ કરે છે તે ઉપરાંત તેઓ નીચેની દવા આપવા સૂચવે છે.

| | |
|---|---|
| (૧૪) ડાલ્યુટ સલ્ફ્યુરિક ઍસિડ | ૪૦ ટીપાં |
| વછનાગનો અર્ક | ૧૫ ,, |
| કવીનાઇન | ૨૦ ગ્રેન |
| એકવા | ૩ ઔંસ. |

ઉપરની દવા મિશ્ર કરી તેનો $\frac{1}{8}$ ભાગ દિવસમાં ત્રણ વખત ખાવાથી તાવ કમી થાય છે, ઝાડો પણ અટકે છે.

(૧૫) ગાયકોલ કાર્બ — ૨૦ ગ્રેન.
સેલોલ — ૪૦ ,,

આની ૨૦ ગોળી વાળીને આઠ આઠ કલાકે આપ્યા કરવી આ દવા ટાઇફૉઇડ માટે સારી છે.

---

## ટાઇફ્સ ફીવર.

### ( Typhus Fever )

### ચિકિત્સા.

આર્ય વૈદ્યક શાસ્ત્રમાં જેને ' પ્રલાપક સંનિપાત ' કહે છે. તેને પાશ્ચિમાત્ય વિદ્વાનો ' ટાઇફ્સ ફીવર ' કહેછે. પ્રલાપક સન્નિપાત ઉપર જે જે ઉપાયો પ્રથમ બતાવેલા છે તે તે ઉપાયો ટાઇફ્સ ફીવરમાં લાગુ પડે છે.

ટાઇફ્સ ફીવરના ઉપાય પણ ટાઇફૉઇડ ફીવરની માફક જ કરવામાં આવે છે, એટલે ટાઇફોઇડ ફીવરમાં જે જે ઉપાયો બતાવવામાં આવ્યા છે, તે ઉપરાંત વિશેષ ઉપાયો નિચે પ્રમાણે બતાવવામાં આવ્યા છે. ટાઇફ્સ ફીવરમાં ઝાડા થતા નથી પણ અશક્તિ વધારે માલમ પડે છે, માટે શક્તિ સાચવવા ( ૧ ) ચંદ્રપ્રભા [ નં ૯૭ ] સવાર સાંજ અકેકી ગોળી પ્રથમ કહેવામાં આવેલા દુધ સાથે આપવી. અથવા [ ૨ ] સંજીવની [ નં. ૧૦૧ ] પાણી સાથે સવાર સાંજ અકેકી ગોળી આપવી. આ તાવ ૧૪ દિવસનો હોય છે એટલે તે મુદત સુધી દરદીની શક્તિ બરાબર સચવાઇ રહેવી જોઇએ. ઝાડો કબજ રહેતો હોય તો [ ૩ ] મળ-શુદ્ધિ ચૂર્ણ [ નં. ૮૬ ] અથવા [ ૪ ] હરડે, સંચળ અને સુંઠની ફાકી આપવી અથવા [ ૫ ] અભયાદિ ક્વાથ [ નં. ૧૭ ] [ ૬ ] ગુડુચ્યાદિ ક્વાથ [ નં. ૨૭ ], આપવો. તાવનું જોર બહુ રહેતું હોય, તો [ ૭ ] લેપવિધિ ( નં. ૧૭૩-૧૭૪ ] ગુલાબ જળમાં કરી

શરીરે ચોપડવો. આ તાવમાં હલકો સારો અને પૌષ્ટિક ખોરાક આપવાની વધારે જરૂર છે. નાડી નબળી અને જલદ ચાલતી હોય તો [ ૮ ] દ્રાક્ષાસવ [ નં. ૧૧૦ ], [ ૯ ) અભયારિષ્ટ [ નં. ૧૦૬ ] આપવાં.

પાશ્ચિમાત્ય વૈદ્યો આ રોગમાં નીચેની દવાઓ આપવાની ભલામણ કરે છે. આ તાવ ઝેરી અને ચેપી છે. માટે દરદિનો ઝાડો પિસાબ વિગેરે કોલસા, હિરાકસી વિગેરે જંતુઘ્ન દવાઓ નાંખી દાટવાં.

| | |
|---|---|
| [૧૦] ડિલ્યુટ હાઇડ્રોક્લોરિક ઍસિડ | ૨૦ ટીપાં |
| ડિલ્યુટનાઇટ્રીક ઍસિડ | ૧૦ ,, |
| ટિંચરડીજીટેલીસ | ૩૦ ,, |
| ક્વિનાઇન | ૧૦ ગ્રેન |
| સીરપ ઑાફ આરેંજ | ૨ ડ્રામ. |
| ક્લિયા સોટ મિક્ષચર | ૩ ઔંસ |

દિવસમાં ત્રણ વખત દર ચાર ચાર કલાકે આપવાની ડૉક્ટર ભલામણ કરે છે.

## રીમીટન્ટ ફીવર.

### ( Remittent Fever )

### ચિકિત્સા.

આર્યવૈદ્યક શાસ્ત્રમાં જેને સંતત જ્વર કહે છે તેને પાશ્ચિમાત્ય વિદ્વાનો રીમીટંટ ફીવર કહે છે. સંતતજ્વર, વિષમજ્વરનો એક પ્રકાર છે. આ જ્વરમાં સંતત જ્વરના પ્રકરણમાં જે જે ઉપાયો બતાવવામાં આવ્યા છે, તે તે ઉપાયો કરવા ભલામણ કરીએ છીએ. આ જ્વરમાં પિત્ત દોષનું પ્રાધાન્ય વધારે જોવામાં આવે છે; એટલે કે પિત્ત પ્રકોપ થવાથી આ જ્વરની ઉત્પત્તિ થાય છે, માટે પિત્તજ્વરના પ્રકરણમાં બતાવેલા ઉપાયો કરવાની પણ ભલામણ કરીએ છીએ.

આ તાવ પ્રથમ ટાઢ વાઇને આવે છે, અને ઉલટીના ઉબકા આવે છે પણ ઉલટી થતી નથી; માટે ઉલટી કરાવવા સારૂ [ ૧ ] વાટેલી રાઇનો એક મોટો ચમચો અને મીઠું એક નાનો ચમચો ગરમ પાણીમાં (શેર ૧ માં) નાંખી બધું પાણી ધીમે ધીમે પાઇ દેવું એટલે સાત આઠ મીનીટમાં ઉલટી થઇને પિત્તનો નિકાલ થવાથી તાવ નરમ પડી જશે. ઝાડો સાફ ન થતો હોય તો ( ૨ ) હીમજ, સંચળ, સુંઠ અને સાજીખારની ફાકી સવાર સાંજ બે વખત આપવી. અથવા [ ૩ ] મળશુદ્ધિ ચૂર્ણ [ નં. ૮૬ ] તથા [ ૪ ] દીનદયાળ ચૂર્ણ આપવું, તેથી પણ ઝાડો સાફ ન થાય તો [ ૫ ] કડુ તો. ૦॥; ગરમાળો તો. ૦।; પીંપરીમૂળ તો. ૦।, ઉકાળીને તેના ઉકાળેલા નવટાંક પાણીમાં સાકર નાંખી પીવાથી ઝાડો સાફ આવશે. અને પિત્ત ઝાડા વાટે નીકળી કલેજું ચોખ્ખું થશે. આ પ્રમાણે દવા એકાદ ટંક વધારે વખત લેવાથી મળશુદ્ધિ થશે. તાવની ગરમી વધારે હોય તો ઓછી કરવા માટે વિષમ જ્વરના ઉપાયો કરવા. [ ૬ ] પટોલાદિ ક્વાથ (નં. ૪૫), [ ૭ ] ઉશીરાદિ ક્વાથ (નં. ૧૩), ( ૮ ) દ્રાક્ષાદિ ક્વાથ [ નં. ૯ ], ( ૯ ) કુટજાષ્ટક [ નં. ૨૬ ], ( ૧૦ ) ગુડૂચ્યાદિ ક્વાથ ( નં. ૨૯ ) આપવા. તેથી તાવની ગરમી ઓછી થઇ જશે. તે આપ્યા છતાં તાવની ગરમી ઓછી ન થાય તો [ ૧૧ ) શરબતે નિલોફર ( નં. ૧૫૦ ), ( ૧૨ ) શરબતે બનફશા ( નં. ૧૪૮ ), ( ૧૩ ) શરબતે બિનાર ( નં. ૧૪૪ ) આપવાં. વિષમ જ્વરમાં બતાવ્યા પ્રમાણે સ્વેદવિધિ કરવાથી પણ પરસેવો વળી, તાવ ઉતરી જાય છે. આ પ્રમાણે કરવાથી તાવ ધીમે ધીમે ઓછો થઇ સાત દિવસમાં ઉતરી જશે. આ સંતત જ્વર, વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી થાય છે, તેમાં [૧]વાત દોષથી સાત દિવસે, પિત્તદોષથી દશ દિવસે, અને કફ દોષથી

---

१ सप्ताहं वा दशाहंवा द्वादशाहंतथैवच । संतत्यायोऽविसर्गीस्या त्संततः सनिगद्यते ॥

બાર દિવસે તાવ ઉતરે છે, એવો આર્ય વૈદ્યક શાસ્ત્રનો સિદ્ધાંત છે. જે દિવસે તાવ આવ્યો હોય તે દિવસથી ઉપર બતાવેલી મુદતે તાવ કમી થઈ જાય છે. આ તાવમાં સ્વેદલ દવા આપી તાવ ઉતારવાની જરૂર નથી પણ જે દોષનું આ તાવમાં પ્રાધાન્ય હોય તે દોષનું શમન કરવાના ઉપાયો કરવાની જરૂર છે, આ તાવમાં મળપ્રકોપ થાય છે, માટે મળપાક જ્યાં સુધી ન થયો હોય ત્યાં સુધી તાવ ઉતરતો નથી, માટે મળપાક થવા ઉપાયો કરવા. અને પેટ ઉપર બંધારણો નીચે બતાવ્યા પ્રમાણેનાં કરવાં. (૧૪) મહુડાં ૦। શેર, એરંડાના ગોળા શેર ૦।, ઉસ શેર ૦।, બકરીની લીંડીઓ શેર ૦।, એળીઓ બે રૂ. ભાર, દેશી સાબુ બે રૂ. ભાર, રેવંચીનો શીરો બે રૂ. ભાર, આ વસ્તુઓને પાણીમાં ખદ ખદાવી પ્રથમ બતાવેલી બંધારણની રીત પ્રમાણે પેટ ઉપર દિવસમાં દશબાર વખત બંધારણ કરવું; અથવા (૧૫) અળસીનું પોટીસ કરી પેટ ઉપર બાંધવું. આ પ્રમાણે બંધારણ કરવાથી મળ પાકીને નીકળી જશે. જેમ જેમ મળદોષ નીકળતો જશે તેમ તેમ તાવની ગરમી ઓછી થતી જશે. આ તાવમાં તાવની ગરમી ૧૦૪ ડીગ્રી સુધી વધી જાય છે, માટે તે વખતે માથા ઉપર (૧૬) ગુલાબજળ, સુરાખારનું પાણી, કોલન વોટર, લવંડર વોટર, અને બરફના પાણીનાં ઠંડાં પોતાં મુકવાં. (૧૭) આ તાવમાં ઉલટીનું જોર વધારે હોય છે માટે ઉલટીમાં પિત્ત નીકળી ગયા પછી ઉલટી બંધ કરવી. (૧૮) અજમોદાદિ ગુટી (નં. ૯૪), તથા (૧૯) અમર સુંદરીવટી (નં. ૯૬) માંથી બબ્બે કલાકે અકેકી ગોળી આપવી. અગર બરફ ચૂસવા આપવો. (૨૦) તાવની ઘણી ગરમીને લીધે શરીરે દાહ થતો હોય તો દાહ માટે લેપ (નં. ૧૭૩), ગુલાબજળમાં કાલવી ચોપડવો, અથવા સુખડ, કપૂર કાચલી, અને કપૂર, એ ત્રણનો ગુલાબજળમાં લેપ કરી પેટે ચોપડવો. અથવા સોવાર ધોએલા ઘીમાં કપૂર, અને સુખડનું તેલ મેળવી શરીરે ચોપડવું

ટુંકામાં પિત્ત જ્વરના દાહ માટે જે જે ઉપાયો પિત્ત જ્વરના પ્રકરણમાં બતાવ્યા છે તે તે ઉપાયોની યોજના કરવી. આ પ્રમાણે ઉપચારો કરવાથી તાવનું જોર નરમ ન પડે તો ( ૨૧ ) અભયાદિ ક્વાથ (નં. ૧૭), અને ( ૨૨ ) ચંદ્રપ્રભા (નં. ૯૭) નો ઉપયોગ કરવો, તેથી તાવની ગરમી ઓછી થતાં સાથે મળશુદ્ધિ થઈ દોષ નિકળવા લાગશે અને ધીમે ધીમે પરસેવો વળી તાવ ઉતરી જશે. આ ઉપાય કલેજાના તીક્ષ્ણ વરમને, આંતરડાના વરમને, મગજની ગરમીને, તૃષાને, દાહને, અને ભ્રમને મટાડી સારો ફાયદો કરે છે. આ તાવથી મર્મસ્થાનને ઘણી અસર થાય છે, માટે મર્મ સ્થાનો ન બગડે તેવી સાવચેતી રાખવાની જરૂર છે. કલેજું તથા બરોલને ઈજા પહોંચી હોય તો ( ૨૩ ) કુમારિકાસવ ( નં. ૧૦૯ ), ( ૨૪ ) દ્રાક્ષાસવ ( નં ૧૧૦ )નો ઉપયોગ કરવો, તેથી કલેજું તથા બરોળ સુધરી જાય છે. આ તાવની જેમ જેમ મુદત લંબાતી જાય છે, તેમ તેમ દરદી બહુ નબળો પડે છે. મૂર્છાના લક્ષણો જણાય છે, જીભ સુકાય છે, નાડી નબળી અને ઉતાવળી ચાલે છે, અને તેની સાથે બકવા જેવું થાય છે. માટે તે દબાવવા ( ૨૫ ) કસ્તુરી સવાર સાંજ અડધી અડધી રતી મધમાં ચટાડવી, અથવા ( ૨૬ ) મહામૃત્યુંજય રસ ( નં. ૧૩૪ ) ની અકેકી ગોળી આપવી. ( ૨૭ ) અથવા દ્રાક્ષાસવ ( નં ૧૧૦ ) આપવો, આ પ્રમાણે કર્યા છતાં ઉપર બતાવેલા ચિન્હો ન દબાય તો [ ૨૮ ] [૧]હિરણ્ય ગર્ભ રસ, તુલસીના પાનના રસમાં બબ્બે લસરકા ઘસીને આપવો. આ તાવમાં પાશ્ચિમાત્ય વૈદ્યો નીચેની દવાની ભલામણ કરે છે.

| | |
|---|---|
| (૧) સોડા બાઈકાર્બોનાસ | ૩૦ ગ્રેન |
| સોડા સેલીસીલાસ | ૧૨ ગ્રેન |
| લાઈકર એમોન્યા, એસીટાસ | ૩ ડ્રામ |
| સ્પીરીટ–એમોન્યા એસીટાસ | ૩ ડ્રામ |
| સ્પીરીટ–એમોન્યા–એરોમેટીક | ૧૫ ટીપાં |

૧ સારા વૈદ્યની સલાહથી.

| | |
|---|---|
| સ્પીરીટ ક્લોરો ફોર્મ | ૧૫ ટીપાં |
| સક્સ-ટેરેક્સી | ૧ ડ્રામ |
| એક્ષ્ટ્રેક્ટ-કેસકેરા સેગ્રેડા | ૧૫ ટીપાં |
| ટીંચર-જીંજર | ૧૫ ટીપાં |
| ટીંચર-નક્સ વૉમીકા | ૧૦ ટીંપા |
| એક્વા | ૩ ઔંસ |

ઉપરની દવાના ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે દિવસમાં ૩ વાર આપવાથી તાવ ઉતરી જાય છે, અને પિત્તાશયમાં કોપેલું પિત્ત નરમ પડી ઝાડાવાટે બહાર નીકળી જાય છે.

પિત્ત ઝાડાવાટે નીકળી ગયા પછી પિત્તનું જોર કમી પાડવા માટે નીચેની દવા અપાય છે.

| | |
|---|---|
| (૨) કેલોમેલ | ૨ ગ્રેન |
| સાકર | ૧૦ ગ્રેન |
| સોડા બાય કાર્બોનાસ | ૨ ગ્રેન |

૧ પડીકું વાળી પાણી સાથે પી જવું.

પિત્ત જ્વર રોકવાનો ઉપાય—

શરીરમાં બિલકુલ તાવ માલુમ પડે નહિ ત્યારે—

| | |
|---|---|
| (૩) ક્વીનાઇન સલ્ફાસ | ૧૫ ગ્રેન |
| એસીડ, નાઇટ્રો,-હાઇડ્રોક્લોરીક ડી. | ૧૫ ટીપા |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ૧૫ ટીપાં |
| સક્સ ટેરેક્સી | ૩૦ ટીપાં |
| ટીંચર જેનશન-કૉ. | ૧૫ ટીપાં |
| એક્વા | ૩ ઔંસ |

દિવસમાં ત્રણ વખત તેમ ચાર પાંચ દિવસ ઉપરનું મિશ્રણ આપવાથી તાવ રોકાશે. જો ઝાડો કબજ રહે તો નં. ૨ નું પડીકું એક આપી દેવું.

ઉપર પ્રમાણેના ઉપચારો કરવાથી પિત્તજ્વર નાશ પામશે. તાવ ગયા બાદ શક્તિ માટે પૌષ્ટિક દવાઓ આપવી.

# ન્યુમોનિયા.

## ( Pneumonia )

## ચિકિત્સા.

આર્યવૈદ્યક શાસ્ત્રમાં જેને **રક્તષ્ઠીવી સન્નિપાત** જ્વર કહે છે. તેને પાશ્ચિમાત્ય વૈદ્યો ન્યુમોનીયા કહે છે. રક્તષ્ઠીવી સન્નિપાતમાં શરદીને લીધે ફેફસાનો વરમ થાય છે, તેવી રીતે ન્યુમોનિઆમાં પણ છાતીમાં ફેફસાનો વરમ થાય છે. છાતીમાં ફેફસાંનો વરમ થવાથી ભયંકર તથા કફના ત્રિદોષ સબંધી રક્તષ્ઠીવી સન્નિપાત જ્વર થાય છે. રક્તષ્ઠીવી સન્નિપાત જ્વરના પ્રકરણમાં તથા કફ જ્વરમાં જે જે ઉપાયો બતાવવામાં આવ્યા છે, તે તે ઉપાયો ન્યુમોનિયામાં પણ લાગુ પડે છે. આ તાવમાં ઘણી કાળજી રાખીને ઉપાયો કરવાની જરૂર છે. (૧) તીક્ષ્ણ વરમને લીધે દરદીને પથારી બહાર જવા દેવો નહિ, અને ઓરડા આગળ પાછળ એક સરખી ગરમી રાખવી, અને ઠંડી તથા પવનને આવવા દેવો નહિ. દરદી આગળ બહુ માણસોની ગીરદી થવા દેવી નહિ, તેમજ બહુ બોલવા દેવું નહિ, કારણ કે તેથી શ્વાસની પીડા વધે છે. (૨) આ તાવમાં છાતીના આગળ પાછળનાં બંને ફેફસાઓમાં જ્યારે વરમ પડે છે, ત્યારે તેને ડબલ ન્યુમોનીયા કહે છે. એ પ્રમાણે બંને તરફ ફેફસાંનો વરમ હોય તો બંને બાજુએ કફજ્વર પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે અળસીનું પોટીસ કરવું. એક તરફ હોય તો પણ અળસીનું પોટીસ વારંવાર કરવું, અથવા ખસખસના દોડા ઉકાળેલાં ગરમ પાણીમાં નાંખી છાતી ઉપર સેક કરવો; સેક કરીને છાતી ખુલ્લી નહિ રહેવા દેતાં તેના ઉપર ગરમ ફલાનલનો પાટો બાંધવો. (૩) આ તાવમાં ગરમીનું જોર વધારે હોય તો માથા ઉપર ગરમી ઓછી કરવા શીતોપચાર શરૂ કરવો, અથવા તાવની ગરમી ઓછી થાય ત્યાં સુધી બરફ માથા ઉપર મૂકતાં રહેવું. બરફની પોટલી કરી માથા ઉપર મૂકવાથી તાવની ગરમી ઓછી થાય છે. બરફ મુકવામાં સંભાળ રાખવાની

ઘણી જરૂર છે, તાવની ગરમી માપવા થરમામિટર બબે કલાકે મુકતાં રહેવું. તાવ ૧૦૦ ડીગ્રી સુધી થાય તો બરફ મૂકવો નહિ. બરફ મૂકતાં ઓચીની નીચેથી અગર આગળ પાછળથી બરફનું પાણી છાતીએ ઉતરવું જોઇએ નહિ, કારણ તેથી શરદી વધવા સંભવ રહે છે. આ તાવમાં નીચે પ્રમાણે ઉપાયોની યોજના કરવી. (૪) કટ્ફલાદિ ક્વાથ (નં. ૨૪) (૫) કંટકાર્યાદિ પાચન (નં. ૨૩) મધ નાંખીને આપવાં. (૬) અર્કમૂલાદિ ક્વાથ (નં. ૧૫), (૭) ક્ષુદ્રાદિ (નં. ૬૬) (૮) દેવદાર્વ્યાદિક્વાથ (નં. ૪૦) એ ક્વાથો મધ નાંખીને વારા ફરતી આપવાં. તે છતાં ફેફસાંના વરમ સાથે તાવનું જોર નરમ ન પડે તો (૯) દ્વાત્રિંશાંગ ક્વાથ (નં. ૩૯) શળ, શ્વાસ, કફ જ્વર તથા બીજા ઉપદ્રવો સાથેના જ્વરમાં તેમ ન્યુમોનિયામાં ઘણો ફાયદો કરે છે; તે ક્વાથ મધ નાંખી આપવો. [૧૦] હરિતક્યાવલેહ (નં. ૧૨૪), (૧૧) વાસાવલેહ (નં. ૧૨૨) (૧૨) અરડુશીનું ચાટણ (નં. ૧૨૩), (૧૩) કંટકારિ અવલેહ (નં. ૧૧૬) તેમાંના ગમે તે અવલેહનો ઉપયોગ શરૂ કરવો, અથવા (૧૪) ચિંતામણિરસ (નં. ૧૨૫), (૧૫) ત્રિભુવનકીર્તિરસ (નં. ૧૨૪), (૧૬) મહામૃત્યુંજય રસ (નં. ૧૩૪) (૧૭) શ્વાસકુઠારરસ (નં. ૧૪૦), (૧૮) અમૃતકલા નિધિરસ (નં. ૧૩૫); એ બતાવેલા રસો પૈકી ગમે તે રસ તુલસીના પાનના અગર આદાના રસમાં પ્રથમ બતાવેલા માપ પ્રમાણે સવાર સાંજ આપવા. આ તાવમાં શક્તિ રાખવા માટે કસ્તુરી અકેક રતી સવાર સાંજ મધમાં આપવી. આ તાવની મુદત જેમ જેમ લાંબી થતી જાય છે તેમ તેમ દરદીની નબળાઈ તેમ નાડીની ક્ષીણતા વધતી જાય છે, માટે તે ઉપર બરાબર ધ્યાન આપી (૧૯) દ્રાક્ષાસવ (નં. ૧૧૦), (૨૦) દશમૂલારિષ્ટ (નં. ૧૦૭), (૨૧) અભયારિષ્ટ (નં. ૧૦૬), (૨૨) સન્નિપાતજ્વર (નં. ૧૬૩), તેમાંથી ગમે તે દવાનો ઉપયોગ કરવો. આ તાવમાં છાતીમાં ફેફસાંનો વરમ જેમ જેમ ઓછો થતો જાય છે તેમ તેમ તાવ ઓછો

થાય છે. ખોરાકમાં મગનું ઓસામણ આપવું અથવા પ્રથમ જણાવ્યા પ્રમાણે ઔષધોના ક્વાથથી ઉકાળેલું દુધ આપવું. આ તાવમાં પાશ્ચિમાત્ય વૈદ્યો નીચે બતાવ્યા પ્રમાણેના ઉપચારોની ભલામણ કરે છે.

(૧) આ તાવનાં ચિન્હોને નરમ પાડવાં તથા દરદીની શક્તિને ટેકો આપવો. આ તાવના ચિન્હોનો નાશ કરવા માટે ક્વીનાઈન અપાય છે તે નીચે પ્રમાણે આપવું.

(૧) નં—૧ ક્વીનાઈન ગ્રેન ૧ થી ૫
સીટ્રીક આસિડ, ગ્રેન ૧૦ થી ૧૫
પાણી........ઔંસ ½.

નં.-૨. ઍમોન્યા કાર્બોનાસ ગ્રેન ૩ થી ૫
પોટાસ બાઇ કાર્બોનાસ ગ્રેન-૧૦ થી ૧૫
સીરપ આરેંજ...... ડ્રામ ૧
પાણી............ ઔંસ ૧

આ બન્ને દવા જુદી જુદી તૈયાર કરીને આપતી વખતે મેળવવી, ને દર ત્રણ કલાકે ઉમર અને શક્તિનો વિચાર કરીને આપવી. આ તાવમાં કેટલાક ક્વીનાઇનની મોટી માત્રા આપવાની ભલામણ કરે છે. ક્વીનાઇન સિવાય જંતુઓનો નાશ કરવા માટે આયોડીન, કાર્બોલીક એસીડ, ટરપેંટાઇન, વગેરે અપાય છે. ડીજીટેલીસના દસથી વીસ ટીપાં દિવસમાં ચાર પાંચ વખત આપવાથી તાવ કમી થાય છે. દવાઓની યોજના દરદીના ચિન્હોને અનુસરીને કરવી.

(૨) ૧ લીકર આમોનીયા એસેટેટ ૧૦ ડ્રામ.
૨ સ્પિરિટ ઑફ નાઇટ્રીક ઇથર ૨ ડ્રામ.
૩ ટિં. સીલા............... ૧ ડ્રામ.
૪ સ્પીરીટ ક્લોરોફોર્મ......... ૨ ડ્રામ.
૫ ટિં. કેમ્ફર કમપાઉન્ડ...... ૨ ડ્રામ.
૬ કેમ્ફર વૉટર............... ૪½ ડ્રામ.

સર્વ દવાને મિશ્ર કરી દર કલાકે ½ ભાગ આપવો.

શરીર ઉપર ગરમ કપડાં રાખવાં, ઘરની બહાર જવું નહિ, હલકો ખોરાક આપવો, છાતી અગર પીઠ ઉપર જે ભાગ ઉપર ફેફ-સાંનો સોજો જ્યાં થયો હોય ત્યાં અળસીનું પોટીસ અડધા અડધા કલાકના અંતરે મૂકવું, અથવા ખસખસના દોડાનો ગરમ પાણીનો સેક કરવો, સવાર સાંજ ટરપેંટાઇન લગાડીને સેક કરવો. રાઇનું પ્લાસ્તર અડધો કલાક રાખવું. દરદીને રાત દિવસ પીઠ ઉપર સૂઇ રહેવા દેવો નહિં. બાજુ અથવા પેટ પર સુવે તો ઠીક, કેમકે ઘણું કરીને પીઠ તરફનાં ફેફસાંનો ભાગ સૂજી આવે છે, અને પીઠ પર સૂઇ રહે-વાથી લોહીનો વિશેષ જમાવ થઇ આવે છે. નીચે બતાવેલી દવાઓનું મિક્ષ્ચર તાવ તથા ઉધરસને નરમ પાડી કફ છુટો કરવા માટે આપવું.

| | |
|---|---|
| (૩) કાર્બોનેટ ઑફ આમોન્યા. | ૨૦ ગ્રેન |
| ટિં...સીલા | ૪૦ મનિમ |
| ટિં. એકોનાઇટ | ૨૦ મિનિમ |
| ટિં. કૅમ્ફર કમ્પાઉન્ડ | ૨ ડ્રામ |
| કપૂરનું પાણી | ૪ ઔંસ |
| લીકર સ્ટ્રીકન્યા | ૧૫ મિનિમ |

સર્વ દવાને મિશ્ર કરી તેનો ચોથો ભાગ દિવસમાં ચાર વખત આપવો. તાવ તથા ઉધરસ નરમ પાડવા માટે નીચે બતાવેલું મિક્ષ્ચર અપાય છે.

| | |
|---|---|
| સોડા સેલીસીલાસ | ૧૦ ગ્રેન |
| પોટાસ બાઇકાર્બ | ૧૦ ગ્રેન |
| લાઇકર એમોનીઆ એસીટાસ | ૩ ડ્રામ |
| વાઇનિમ ઇપીકાક | ૧૫ ટીપા |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ૧૫ ટીપાં |
| સોડા બાઇકાર્બોનાસ | ૧૦ ગ્રેન |
| પોટાસ બ્રોમાઇડ | ૧૦ ગ્રેન |
| સ્પીરીટ એમોન્યા એરોમેટીક | ૧૫ ટીપાં |

| | |
|---|---|
| ટીં. સીલા | ૧૫ ટીપાં |
| ટીં. જીંજીર | ૧૦ ટીપાં |
| એક્વા કેમ્ફર | ૩ ઔંસ |

દિવસમાં ત્રણ વાર આપવું. આ મિશ્રણ ચાર પાંચ દિવસ સુધી આપવું. તાવ ઉતર્યા બાદ રોકવા માટે નીચેની દવા આપવી.

| | |
|---|---|
| ક્વીનાઇન સલ્ફાસ | ૧૨ ગ્રેન |
| સ્પીરીટ ક્લોરોફોર્મ | ૧૫ ટીપાં |
| ટીં. કેમ્ફર......કો | ૩૦ ટીપાં |
| વાઇનિમ ઇપીકાક | ૧૫ ટીપાં |
| ટીં...સીલા | ૧૫ ટીપાં |
| ટીં...જીંજીર | ૧૦ ટીપાં |
| ટીં. નેક્સ વૅામીકા | ૧૫ ટીપાં |
| ટીં. જેનશન–કો | ૧૫ ટીપાં |
| એસીડનાઇટ્રો હાઇડ્રો ક્લોરીટ ડીલ્યુટ | ૧૫ ટીપાં |
| એક્વા કેમ્ફર | ૩ ઔંસ |

દિવસમાં ત્રણ વાર દર ૪ કલાકે પાવી. પછી શક્તિ માટે પૌષ્ટીક દવાઓ આપવી.

---

## રીલૅપ્સીંગ ફીવર ( ઉલટો તાવ )

### ( Relapsing Fever )

### ચિકિત્સા.

આ તાવમાં તાવની ગરમી ઓછી કરવા માટે સ્વેદલ તથા મુત્રલ ઔષધો આપવાં. ઝાડાના ખુલાસા માટે ( ૧ ) હરડેદળ, કાળી દ્રાક્ષ, સંચળ અને સાજીખારની બે ટંક ફાકી આપવી. આ તાવમાં નબળાઇનું જોર વધારે રહે છે માટે ( ૨ ) ચંદ્રપ્રભા ( નં ૭૭ ) સવાર સાંજ અકેકી ગોળી આપવી અને તે સાથે ( ૩ ) મહાસુદર્શનચૂર્ણ ( નં ૯૫ ) ( ૪ ) તથા લઘુ સુદર્શન ચૂર્ણ ( નં ૨૭ )

તથા ( ૪ ) પંચસમચૂર્ણ ( નં ૮૩ ) સવાર બપોર અને સાંજ પા પા. રૂ. ભાર ટાઢાં પાણી સાથે લેવું. શક્તિ માટે ( ૫ ) સુવર્ણ વસંત માલતિ ( નં ૧૪૨ ) તથા ( ૬ ) લઘુ માલિની વસંત ( નં ૧૩૮ ) સવાર સાંજ મધમાં ગાયના દુધ સાથે આપવી. ખોરાકમાં મગનું ઓસામણ, સાબુચોખાની કાંજી, ક્વાથ કરેલું દુધ વગેરે આપવાં. આ તાવ ઉથલો ખાઇને આવે છે, માટે સંભાળ રાખવાની વધારે જરૂર છે. આ તાવમાં જે જે વખતે જે જે ચિન્હો માલમ પડે તે તે ચિન્હો દૂર કરવા પ્રથમ બતાવેલા તાવના પ્રકરણના ઉપાયો કરવા.

## બ્યુબૉનિક પ્લેગના ઉપચારો.

### ( Bubonic Plague )-

ઔષધોમાં મુખ્યત્વે કરીને જંતુઘ્ન ઔષધો જેમાં આવતાં હોય તેવા ઉપચારો કરવા જરૂરના છે. મરકીના ઉપચારો વિવિધ પ્રકારના છે. જે વખતે જે જે લક્ષણો માલમ પડે તે તે ધ્યાન ઉપર લઇને ઔષધોપચાર કરવામાં આવે છે; છતાં પણ વિદ્વાન ડાક્ટરો તથા વૈદ્યોના અભાવે તાત્કાલિક કરવાના કેટલાક ઉપચારો નીચે પ્રમાણે બતાવવામાં આવ્યા છે.

( ૧ )

( ૧ ) લીંબડાની લીંબોળી તોલા બે ( ૨ ) કરીઆતું તોલા બે (૩) વાવડીંગ તોલા બે. ( ૪ ) પિત્તપાપડો તોલા બે (૫) હરડેફળ તોલા બે, ( ૬ ) ઇંદ્રજવ તોલા બે. ( ૭ ) કાલી દ્રાક્ષ તોલા બે. ( ૮) શોધેલો ગંધક તોલા બે.

ઉપરની ચીજો ખાંડીને તેમાંથી સવાર બપોરને સાંજરે દરરોજ રૂ. ૦ાા ભારની ફાકી લેવી. તંદુરસ્ત માણસો પણ પ્લેગના વખતમાં આ ચૂર્ણ ઉપર બતાવ્યા પ્રમાણે સવાર સાંજ લે તો આ દુષ્ટ વ્યાધિના ભયથી બચી જાય છે.

( ૨ )

( ૧ ) લીંબડાની ગળો તોલા ત્રણ. ( ૨ ) વાવડીંગ તોલા

ત્રણ (૩) સેકેલા કાચકા તોલા ત્રણ. (૪) કાલીજીરી તોલા ત્રણ (૫) સંચળ તોલા ત્રણ. (૬) હરડેદળ તોલા ત્રણ (૭) જુનો ગોળ તોલા ૭.

ઉપરની ચીજો એકઠી કરીને તેમાંથી દરરોજ સવાર, બપોર ને સાંજરે ૩ ૦ાા ભાર ચૂર્ણ પાણીમાં અગર તેની મોટા બોર જેવડી ગોળી કરીને ટાઢા પાણી સાથે લેવી, તંદુરસ્ત માણસોને પણ સવાર સાંજ બે વખત એ ગોળી આપવી.

(૩)

(૧) લીંબડાના પાન તોલો એક (૨) તુલસીનાં પાન તોલો એક (૩) મરી તોલો ૦। (૪) કાળીજીરી તોલો એક (૫) સંચળ તોલો એક, એ વસ્તુઓને તુલસીના રસમાં વાટી નાના બોર જેવડી ગોળીઓ કરવી અને તે સવાર બપોર ને સાંજરે એકેકી ગોળી પાણી સાથે લેવી.

(૪)

(૧) શાસ્ત્ર સિદ્ધ કરેલું લીંબોળીનું તેલ સવાર સાંજ પાંચ પાંચ ટીપાં પતાસામાં ખાવાથી પ્લેગના જંતુઓ ઉત્પન્ન થતા નથી.

(૫)

(૧) લીમડાનાં પાન તોલા પાંચ (૨) અજમો બોડી તોલા પાંચ. (૩) વાવડીંગ તોલા ત્રણ. (૪) અરડુસીનાં પાન તોલો એક

ઉપરની ચાર ચીજો એક તપેલીમાં શેર પાંચ પાણી લઈ તેને દેવતા ઉપર મુકી સારી રીતે ઉભરો આવે તેવું પાણી થાય ત્યારે બતાવેલાં માપ પ્રમાણે નાંખી વરાળ જાય નહિં તે પ્રમાણે તરત ઢાંકી દેવું. ત્યાર પછી અરધા કલાકે પ્લેગના તાવવાળાને ગરમ કપડું ઓઢાડી બાફ આપવો, સવારમાં જ બે વખત આપવો.

નં. ૬. અભયાદિ ક્વાથ (નં ૧૭) ત્રિદોષના તાવમાં ઘણો સારો ફાયદો કરે છે; તાવની ગરમીને દબાવે છે, મળને પકાવે છે

અને બગડેલા મળને તથા જંતુઓને ખસેડી બહાર કાઢે છે.

તાવનું જોર પ્લેગના જંતુઓના પ્રમાણમાં હોય છે. આ રોગમાં સ્વેદલ, જંતુનાશક, જ્વરઘ્ન, તેમજ શકિતઆપનાર એ ચાર પ્રકારની દવાઓ ચાલુ રાખવી.

૭ **અભયાદિ કવાથ**(નં ૧૭)—તો. ૫ સવાર સાંજ આપવો.

**દ્રાક્ષાસવ** (નં ૧૦૨)—તો. ૨. બપોરના ૧૨અને સાંજના ૬ વાગે આપવો.

૮ **ચંદ્રપ્રભા** ( નં ૯૭ )—તો. ૦૧ અશક્તિ જણાય તો દિવસમાં એક વખત રોગીની સ્થિતિ ઉપર વિચાર કરીને આપવી. આ પ્રમાણે દિવસમાં બે ત્રણ વાર દવા પીવાથી તાવ નરમ પડવા માંડશે, દસ્ત સાફ આવશે અને શકિત કાયમ રહેશે.

૯ દ્વાત્રિંશાંગ કવાથ ( નં. ૩૯ ) જો ન્યુમોનિક પ્લેગ હોય અને કફ તથા તાવ સાથે આવતો હોય તો આ કવાથ આપવો.

૧૦ ડાકટરો બ્રાંડીની ભલામણ કરે છે. અને તે પણ આવા મરજમાં ઘણું કામ કરી શકે છે.

૧૧ કસ્તુરી પણ તેના કરતાં વધારે સારૂં કામ કરે છે.

૧૨ **ત્રિફલાદિ કવાથ**—હરડે, બહેડાં, આમળાં, દેવદાર, નાગરમોથ, ઉદરકાની તથા સરગવાનાં મૂળની છાલ, તેના ઉકાળામાં પીંપર તથા વાવડીંગનું ચૂર્ણ નાંખીને પીવો.

**શારંગ**—આ કવાથ જંતુઓને મારવામાં ઘણો સારો છે તેની સાથે લીંબડાની અંતરછાલ, કાળીજીરી, વાવડીંગ, વિગેરે કૃમિઘ્ન દવાઓ પણ ઉમેરવી. ચંદ્રપ્રભા પણ જંતુનાશક છે તેની ગેર હાજરીમાં ગુગળ પણ આપી શકાય છે.

૧૩ હરડેદળ, બેહેડાં, આંબળાં, ધોળીસાટોડી એ ચારે સરખા વજને લઈ તેનું અડધા રૂા. ભાર ચૂર્ણ સવાર સાંજ રૂ ૧ ) ભાર મધ સાથે ચાટવું.

## ક્વાથ.

**૧૪** ( ૧ ) લીંબડાની ગળો રૂપીઆ બે ભાર ( ૨ ) લીંબડાની અંતરછાલ રૂપીઆ બે ભાર ( ૩ ) કાળીજીરી રૂપીઆ બે ભાર. ( ૪ ) ઇંદ્રજવ રૂપીઆ બે ભાર. ( ૫ ) વાવડીંગ રૂપીઆ બે ભાર ( ૬ ) કાલી દ્રાક્ષ રૂપીઆ બે ભાર. ( ૭ ) હરડેદળ રૂપીઆ બે ભાર ( ૮ ) પિત્તપાપડો રૂપીઆ બે ભાર. ( ૯ ) ગરમાલાનો ગોળ રૂપીઆ બે ભાર. ( ૧૦ ) કરીઆતું રૂપીઆ બે ભાર.

ઉપર પ્રમાણે ચીજોની સરખા વજને સાત પડી કરવી તેમાંથી એકેકી પડી રાત્રે બશેર પાણીમાં માટીના વાસણમાં પલાળી સવારમાં ઉકાળતાં ચોથા ભાગનું પાણી રહે એટલે ગાળીને ક્વાથનું પાણી રૂપીઆ ૦। ભાર મધ નાંખીને પાવું.

**૧૫** કાલીજીરી તોલો ૦।, વાવડીંગ તોલો ૦।, ઇંદ્રિજવ તોલો ૦।, બનપ્સા તોલો ૦।, એ ચીજોને અધકચરી કરીને શેર ૧ ) પાણીમાં ઉકાળીને અચ્છેર પાણી રહે એટલે તે પાણીને ઠંડુ કરીને તૃષા લાગે ત્યારે આપવું. અગર પાછળ કહેવામાં આવેલા ઉપાયો કરવા. ઉપરના માપપ્રમાણે વધારે પાણી કરી લેવું. બીજું પાણી પાવું નહિ.

**૧૬** હ્રદયમાં નબળાઇ જણાય તો કસ્તુરી રતી ૦॥ ભાર મધમાં ચટાડવી. બ્રાન્ડી કરતાં અત્યુત્તમ કામ કરે છે.

**૧૭ મહામૃત્યુંજય વટી—**

સુંઠ તો. ૪, સિંધવ તો. ૮, ટંકણ તો. ૪, મરી તો. ૪, શોધેલો વચ્છનાગ તો. ૪, પીંપર તો. ૪, હીંગ તો. ૧, કપુર તો. ૦॥, અજમો તો. ૪, પારાગંધક / નીકજલી } તો. ૪, લોબાન તો. ૨ જીરૂ તો. ૪ શંખભસ્મ તો. ૪, એ ચીજોની લીંબુના રસમાં ગોળી કરવી અને તે ગોળી પાણી સાથે ગળી જવી.

આ ગોળી આ રોગની ખાસ પેટંટ દવા છે. જેમને આ દુષ્ટ બ્યાધિ થયો હોય તેમને સવાર બપોર ને સાંજરે એકેકી ગોળી

તુલસીના પાનને વાટી તેના રસમાં ગોળી વાટી નાંખીને પાઈ દેવી. નિરોગી માણસોએ પણ આ દુષ્ટ વ્યાધિ ચાલતો હોય તે સમયમાં સવાર સાંજ એકેકી ગોળી ટાઢા પાણી સાથે અવશ્ય સેવન કરવા યોગ્ય છે.

૧૮ પ્લેગ થનાર માણસને ડુંગળીનેવચમાંથી કાપીને તુરત સુંઘાડવી, અને જ્યાં ગાંઠ નીકળી હોય ત્યાં ડુંગળીને કાપીને તુરત બાંધી દેવાથી પ્લેગનું વિષ ઓછું થાય છે.

૧૯ મરકીના દરદી આગળ હાથ ધોવા તેમ લુગડા ધોવા વિગેરે કામ માટે પાણી નીચે લખેલું વાપરવું. રસ કપુરનું પાણી બે ભાગ અને ૨૦૦૦ ભાગનું મીઠું એ બે ચીજોને પાણીમાં મેળવીને વાપરવી, અગર મીઠું, મોરથુથુ, ટંકણખાર વિગેરેનું પાણી વાપરવું.

## સુશ્રુત કલ્પ સ્થાન.

### ૨૦ મહા સુગંધી ધૂપ

રતાંદલી, અગર, કઠ, તગર, દેવદારનો ગુંદર, પાંડેરવો, વાળો, શરૂ, દેવદાર, સુખડ, દુધેલી, ભારંગી, ગળી, નોરવેલ, દારૂહળધર, પદ્મકાષ્ટ, જેઠીમધ, નાગરમોથ જટાંમાંસી, પુન્નાગ, એલચી, ચનીક બાલા, સોનાગેરૂ, રોહીસઘાસ, બંળ દાંણા, કાળો વાળો, રાળ, સુરામાંસી, ગાયવસુકડાં, હરણું, તાલીસપત્ર, નાની એલચી, ઘઉંલાં, અરડુસો, હીરાકસી, પત્થર ફુલ, તમાલ પત્ર, પીંડીતગર સુંઠ, મરી, પીંપર, કપુર, સીવણ, કઠુ, બાવચી, અતિ વિષ, કાળીજીરી, ઇંદ્રવારૂણી, પીળો વાળો, વાયવરણાં,. મોથ, નખલાં, ધાંણા, સફેદ ગરણી, સફેદ વજ, હળધર, દારૂહળધર, ભરૂંઠ, થુણેરલાખ, સૈંધવ, બીડલવણ, સંચળ, પોયણાં, રક્તકમલ, શ્વેતકમલ, આંકડાના ફુલ, જાઈના ફુલ, તિલકવૃક્ષ ફળફુલ, તુલસીની માંજર, મોગરાનાં ફુલ, શૈમણના ફુલ, નગડનાં ફુલ, ધાવડીનાં ફુલ, રાળના ઝાડનાં ફુલ, મીણા હરમાનાં ફુલ, ગુગળ, કેસર, કડવી ઘોળી, શંખાવળી અને

કડવી નઇ એ પંચાશી દ્રવ્યોનાં સૂક્ષ્મ ચૂર્ણને ઘી ઝેરી હવાનો નાશ કરે છે. સંયુક્ત કરીને તૈયાર કરેલો ધૂપ દરેક પ્રકારની ઝેરી અને પ્રથમના વખતમાં મહામારી વિગેરે દેશને પાયમાલ કરનારા દુષ્ટ વ્યાધિઓ જ્યારે થતા ત્યારે આ ધૂપનો ઉપયોગ કરવામાં આવતો હતો, અને તેથી તમામ ઉપદ્રવો નષ્ટ થઇને દેશની આબાદી થઈ છે.

**૨૧ ધુપ**—સુખડ, રતાંદલી, અગર, તગર, કંપેલો, અજમો, કાલીજીરી, ગંધક, લોબાન, કપુર, ગુજ્જર, ગુગળ, કંદરૂપ, સરસવ, લીંબડો, દેવદાર ઇત્યાદિમાંથી ઘણાં દ્રવ્યો સાથે મેળવીને સવાર, બપોર અને સાંજરે ધૂપ આપવો.

## ( નિઘંટ રત્નાકર. )

### (૨૨) જંતુ નાશક દવા.

ધંતુરો, ગંધક, ગજકરણ, કંપેલો, કાલીજીરી, ફુલફુળ( ચુનાની ) ગુલે હમાઝની ગુંડી, પારાગંધકની કાજળી, કડવો લીંબડો અને તેનાં પંચાંગ, રસકપુર, કપુર, રાજહંસ, ડુંગળી, વાવડીંગ, સુખડ, રતાંદળી, અગર, તગર વિગેરે.

### ૨૩ દુર્ગંધ નાશક.

રસકપુર, કપુર, ડુંગળી, ગુગળ, કંદરૂપ, મોરથુથુ, ટંકણ, કોલસા, રાખ, ચુનો, છાણ, ગોમૂત્ર, ગંધક, હીરાકસી, કાંદો, મીઠાનો તેજાપ, ડામર, કોલનવોટર, ફિનાઇલ, લીંબડાનો ઝરો વિગેરે.

### ૨૪ સ્વેદલ.

અજમો, લીંબડો, બનપ્સા, લીલીચા, ચોપચીની, હલધર, દારૂ હલધર, કાળોવાળો, મરી, સુરોખાર, ઉપલસરી, ઉસ્તે ખુદુસ, રસવંતી, વિગેરે.

### ૨૫ ગાંઠ વેરી નાંખનાર.

ગુલબાસ, હીંગળોક, કાથો, રાતો મલમ, કાળો મલમ, કાંદો, રગતરોહડો, રતવેલીયો, એલીયો, દેશી સાબુ, રેવંચીનો શીરો, તમાકુ, આયોડાઇન, બેલાડોના, પારાનું મલમ વિગેરે.

## ૨૬ પકાવનારી.

બીલામો, કુંગળી, લસણ, અલસી, એફ્ખનાસા, ભોંયચપો, જમાલગોટો, લાલચિત્રક, પલાસપાપડો, થુવરનું દુધ વિગેરે.

## ૨૭ ગાંઠ ઉપર લેપ.

(૧) કાચ એલિયો રૂ. ૧ ભાર, (૨) દેશી સાબુ રૂપીઆ એક ભાર, (૩) રેવંચીનો શીરો રૂપીઆ એક ભાર, એમ ત્રણુને વાટી પાણીમાં ખદખદાવીને લેપ દિવસમાં બે વખત કરવો.

## ૨૮.

(૧) સોનાગેરૂ રૂપીઆ એક ભાર, (૨) ઉપલેટ રૂપીઆ એક-ભાર, [૩] જેઠીમધ રૂપીઆ એકભાર, [૪] કંપેલો રૂપીઆ એક ભાર. [ ૫ ] વાવડીંગ રૂપીઆ ૧ ભાર [ ૬ ] લીંબડાની લીંબોળી રૂપીઆ એક ભાર.

ઉપરની ચીજો પાણીમાં વાટી લુગદી બાંધીને દીવસમાં બે વખત બાંધવી.

## ૨૯

દ્રાક્ષાદિ ક્વાથ, [ નં. ૩૬ ], અભયાદિ ક્વાથ, [ નં. ૩૭ ], ઇંદ્રયવાદિ ક્વાથ, [ નં. ૨૨ ], ગુડુચ્યાદિ ક્વાથ [ નં. ૨૭–૨૮ ૨૯–૩૦ ], મહામૃત્યુંજય રસ [ નં. ૧૩૪ ], વિગેરે ક્વાથો, રસો તથા ચંદ્રપ્રભા ગુટિકા ( નં. ૫૭ ) ચિંતામણિ રસ, [ નં. ૧૨૫ ૨૬–૨૭ ], વિગેરે શાસ્ત્રસિદ્ધ ઘણી દવાઓ સદરહુ રોગ ઉપર સારૂં કામ કરે છે.

## ૩૦

અળસીનું અગર ઘઉંનું પોટીસ કુંગલી નાંખીને કરવું.

## ૩૧

રાતા મલમ, કાળા મલમ અને પારાના મલમના પટી ગાંઠના દરદ પ્રમાણે વિચાર કરીને ચોઢવી. ઘણી વખતે આ મલમથી ગાંઠ વેરાઇ જાય છે અગર પાક થતો જણાય તો તે ઉપર અળસી

તથા ઘઉંનું પોટીસ બાંધવામાં આવે તો પાકીને પરૂ લોહી વિગેરે જંતુવાળો ભાગ નીકળી જાય છે. અને જળો મુકવાના સંબંધમાં વૈદ્ય દાક્તરની સલાહ વિના કાંઇ કરવું નહિ.

## ખોરાક.

સાબુ ચોખાની કાંજી, મગનું પાણી, ચોખાની કાંજી, ગાયનું દુધ વિગેરે હલકો અને પચે તેવો ખોરાક હમેશાં દરદીને આપવો.

**સુચના**—સદરહુ મલમ પૈકી રાતો મલમ અને કાળો મલમ ની ચેપ્રમાણે તૈયાર કરવો.

## કાળો મલમ.

સિંદુર તો. ૫, મોરથુથુ ૧ પૈસાભાર, લીંબડાની સુકી લીંબોળી અધોળ, તે ન મળે તો લીંબડાનાં સુકાં પાન અધોળ, તલનું તેલ શેર. ૦ાા, તેલમાં લીંબડાનાં પાન ખરખરાં થઇ જવા દેવાં. ત્યાર પછી સિંદુર અને મોરથુથુ નાંખી ૧૦ મીનીટ રાખી ઉતારી મુકવું એટલે કાળો મલમ તૈયાર થશે.

## ાતો મલમ.

ચાર રૂપિયા ભાર સરસીયાનું તેલ, બે રૂપિયા ભાર મીણ, ૧ રૂ. ભાર કંપેલો, ૧ રૂ. ભાર સીંદુર, ૧ રૂ. ભાર બીરજો, ૧ રૂ. ભાર સુરોખાર, ૧ રૂ. ભાર ઓદારસીંગ, તેમાંથી સિંદુર–ઓદારસીંગ વિગેરેને ખુબ ખાંડી કપડ છાંણ કરી તેલ કકડાવી તેની અંદર મીણ નાંખી તે બે, એક થાય ત્યાર પછી ઉપરનું વસ્ત્રગાળ ચૂર્ણ નાંખી હલાવી ૧૦ મીનીટ રાખી ઉતારી નાંખવું.

પ્લેગના અનેક ઉપાયોમાંથી કયા ઉપાયો ચોક્સ ફાયદો જ કરે છે તેનો હજુ કશો નિર્ણય થયો નથી. પ્લેગના દરદીને પ્લેગની હવા વિનાની ખુલ્લી હવાની જગામાં લઇ જવો. જે માણસો હવાનો ફાયદો નથી સમજતા તેઓ દરદીને ઘરમાં રાખી મુકે છે, તેથી તે માણસની જીંદગી જોખમમાં આવી પડે છે.

પ્લેગનો તાવ ઘણો સખત ચઢે છે અને તે વધીને ૧૦૫-૧૦૬ ડીગ્રી સુધી વધી જાય છે. માટે તે તાવને નરમ પાડવા માટે નીચે બતાવેલી દવાઓનો ઉપયોગકરવો. વિશેષમાં ચિંતામણિ રસ (નં.૧૨૫), મહામૃત્યુંજય રસ (નં ૧૩૪), વિગેરે રસાદિ દવાઓ તથા સંનિપાત ઉપર જે જે અભયાદિ ક્વાથ (નં. ૧૭) દ્વાત્રિશાંગ ક્વાથ (નં. ૩૯) ત્રિફલાદિ ક્વાથ, વિગેરે દવાઓ આપવાની ભલામણ કરી છે તેમાંની પણ આપવી.

## અંગ્રેજી દવાઓ.

(૧) તાવ સખત હોય તો માથા ઉપર ગુલાબજળ, કૉલન વૉટર, નવસારનું પાણી વિગેરેનાં પોતાં મુકી ઠંડક કરવી, અને બરફની પોટલીઓ મુકવી.

[૨] તાવની ગરમી ઓછી કરવા માટે ગરમ પાણીમાં વાદલી બોળીને ફેરવવી તથા સ્વેદલ દવાઓ હૃદયને નબળું ન પાડે તેવી આપવી.

(૩) ઇપીકાક્યુઆના વાઇન, ક્વીનાઇન, કેમ્ફર, અને કાર્બોલીક એસિડની ગોળીઓ નિયમિતપણે લેતા રહેવું.

[૪] પ્લેગના તાવમાં લોહીની અંદરના પ્લેગના જંતુઓ મારવા માટે કાર્બોલિક એસિડ આપવા તથા આયોડાઇન આપવા દાક્તરો ભલામણ કરે છે.

[૫] ગજ્જરનું પ્લેગ સોલ્યુશન.

[૬] ગાંઠ ઉપર બેલાડોના પ્લાસ્ટર તથા લીનીમેન્ટ આયોડાઇન લગાડવું તથા પારાની પટી મારવી.

[૭] ફિનાઇલ, ચુનાનું પાણી, રસ કપુરનું પાણી, મીઠાનું પાણી, મોરથુથુનું પાણી, વિગેરે દુર્ગંધ દૂર કરનારી દવાઓનો ઉપયોગ કરવો.

[૮] હૃદયની મજબુતી માટે એમોન્યા ઇથર, સ્ટ્રીકન્યા, ડીજીટેલીસ, સ્ટ્રોફેન્થસ અને બ્રેન્ડી વપરાય છે. ફ્રેન્ચ તબીબોએ રસીનો

એક પ્રકાર શોધી કાઢ્યો છે, અને તે તરફ સરકાર તથા લોકોનું ધ્યાન ખેંચાયું છે. ટુંકામાં વિશેષ જે જે ચિન્હો જણાય તે માટે સારા વૈદ્ય દાકતરની સલાહ મુજબ યોગ્ય ઇલાજ કરવા ભલામણ કરીએ છીએ.

આવા સંકટ સમયમાં દરેક મનુષ્યે ગભરાઇ ન જતાં દૃઢ મન રાખી રહેવું જોઇએ. મનની અસર તન ઉપર અને તનની અસર મન ઉપર થાય છે. મન મજબુત રાખીને દરેકે ઉપરની હકીકતો ધ્યાનમાં રાખી સાવચેત રહેવું જોઇએ. પ્લેગના સંબંધમાં હાલ અનેક પ્રકારની જૂદી જૂદી દવાઓની ભલામણ કરવામાં આવે છે. આ દુષ્ટ પ્લેગ માટે નામદાર સરકારે કેટલાક વર્ષોથી અનેક પ્રકારની શોધો કરાવી છે અને તેને નાબુદ કરવાને અનેક પ્રકારની તજવીજો કરી છે અને કરે છે; છતાં પણ આ દુષ્ટ વ્યાધિની ચોકસ દવા હજુ સુધી નક્કી થઇ નથી. જે જે વખતે જેવા જેવા કારણો જોવામાં આવે તે તે વખતે તે કારણો ધ્યાનમાં લઇને ઉપચારો કરવા જોઇએ.

દરદીને ઝાડાની કબજીયાત માલમ પડે તો તે દૂર કરવા માટે નીચેની દવા આપવા દાકતરો ભલામણ કરે છે.

| | |
|---|---|
| કેલોમેલ | ગ્રેન ૫ |
| સોડા બાઇકાર્બોનાસ | ગ્રેન ૧૦ |

મિશ્ર કરી એક પડીકુ બનાવી આપી દેવું. જો કબજીયાત જારી રહે તો ઉપરની દવા ફરીથી આપવી. અથવા ગરમ પાણી અને ટિન્કચર ઑફ આયોડીન ( સવાશેર પાણીમાં અરધાથી એક ડ્રામ ટિન્કચર ઑફ આયોડીન ) ની ઝાડાવાટે પિચકારી આપવી.

## કેટલાએક તાવ ઉતરવા માટે.

એન્ટિપાઈરીન, એન્ટિફિબ્રિન, ફેનેસેટીન, સોડા સેલીસીલાસ વિગેરે દવા આપે છે, પણ તેને લીધે અશક્તિમાં વધારો થાય છે. તેથી એ દવાઓ પ્લેગને માટે નિરૂપયોગી ગણાય છે. આ દરદમાં બરફ ઘણો સારો ફાયદાકારક છે.

સંનિપાતનું જોર વધુ હોય તો પોટાસ બ્રોમાઇડ અને મોરફિયા આપવું. કોઇ કોઇક વાર મોરફિયા ( $\frac{૧}{૮}$ થી $\frac{૧}{૪}$ ગ્રેન ) ની પિચકારી અથવા એટ્રોપીઆ ( $\frac{૧}{૫૦}$ થી $\frac{૧}{૨૦}$ ગ્રેન ) ની પિચકારી અથવા બન્ને સાથે મેળવીને તેની પિચકારી આપવાની જરૂર પડે છે. દવાના પ્રમાણ કરતાં વધુ પ્રમાણ આ રોગમાં આપવાથી ઝેરી અસર નહિ કરતાં વધારે ફાયદાકારક માલમ પડે છે.

બદ જલદી પાક ઉપર લાવવા માટે નીચેની દવા આપવી.

| | |
|---|---|
| કેલ્શિયમ કલોરાઇડ | ગ્રેન ૧૦ થી ૧૫ |
| એકવા | ઔંસ ૧ |

દિવસમાં ૭ વખત પાવું.

ઝાડો ઘણો થતો હોય તો બીસ્મથ, સાલોલ, વિગેરે આપવું. તરસ માટે બરફ અને બરફનું પાણી આપવું.

## યલો ફીવર.

### ( Yellow Fever ).

### ચિકિત્સા.

આર્ય વૈદ્યક શાસ્ત્રમાં જેને હારિદ્રક સન્નિપાત જ્વર કહેવામાં આવે છે તેને પાશ્ચિમાત્ય વૈદ્યો યલો ફીવર કહે છે. આ તાવમાં હારિદ્રક સન્નિપાત જ્વરના ઉપાયો કરવાની વધારે જરૂર છે.

## ડેન્ગ્યુ ફીવર.

### ( Dengue Fever )

### ચિકિત્સા.

આ તાવમાં દરદીને હલકો જુલાબ આપવો, તાવની ગરમી વધારે હોય તો માથે બરફ મૂકવો, હલકો અને પ્રવાહી ખોરાક આપવો. ઝાડો સાફ આવવા માટે [ ૧ ] હરિતક્યાદિ [ નં ૯૨ ] ની ફાકી સવાર સાંજ બે ટંક આપવી. તાવ માટે [ ૨ ] પંચનીંબ ચૂર્ણ ( નં ૮૭ ) [ ૩ ) મહા સુદર્શન ચૂર્ણ ( નં. ૮૫ ) ( ૪ ) લઘુસુદર્શન ( નં ૮૭ ) સવાર બપોર ને સાંજ પા પા રૂપીઆ ભાર

મધમાં ચટાડવું. આ રોગના ઘણાં ખરાં ચિન્હો, સંધિક સન્નિપાતને મળતાં આવે છે માટે, સંધિક સન્નિપાત પ્રકરણમાં જે જે ઉપાયો બતાવ્યા છે, તે તે ઉપાયો કરવા. આ રોગ જ્યાં ચાલતો હોય ત્યાંના માણસની અવર જવર થવા દેવી નહી. બહુ તાપમાં કે શરદીમાં માણસે ફરવું નહિ, પેટ સાફ રાખવું, તંદુરસ્તીની સંભાળ લેવી, રોગીના સહવાસમાં જતાં બહુ સંભાળ રાખવી. આ રોગ ચેપી છે; માટે આ રોગ ચાલતો હોય તે વખતમાં સાજા માણસોએ પણ (૫) મહા સુદર્શન ચૂર્ણ (નં ૮૫), (૬) તથા લઘુ સુદર્શન ચૂર્ણ (નં ૮૭), (૭) તથા મહામૃત્યુંજય રસ (નં ૧૩૪/૨) વગેરેનો ઉપયોગ કરવો.

દરદીના મળમૂત્ર સંભાળથી દૂર કરવાં. અને પરસેવા વાળાં કપડાં રસકપૂરના પાણીથી તેમજ સાબુથી ધોઇ નાંખવા. પરસેવા વાળા શરીરને પવન લાગવા દેવો નહિ તેમ ઉઘાડી જગ્યામાં નહાવું નહિ. પાશ્ચિમાત્ય વૈદ્યો આ તાવમાં બએ ગ્રેન ક્વિનાઇન લેવાની ભલામણ કરે છે.

## મેની જાઇટિસ.

( Menin gitis. )

### ચિકિત્સા.

આ તાવનો સંનિપાતજ્વરમાં સમાવેશ થાય છે, માટે સંનિપાત જ્વરની ચિકિત્સાના રોગની સ્થિતિ પ્રકરણમાં જે જે ઉપાયો બતાવ્યા છે, તે તે ઉપાયો દોષ, પ્રકૃતિ અને વિચાર કરીને કરવા. આ તાવમાં ગળામાં સોજો આવે છે માટે તે ઉપર (૧) દશાંગલેપ (નં. ૧૭૧) પાણીમાં ઉનો લેપ કરી ચોપડવો.

## ઇરિસિપેલસ.

( Erysipelas. )

### ચિકિત્સા.

આર્ય વૈદક શાસ્ત્ર જેને વિસર્પ (રતવા) નો વ્યાધિ કહે છે:

તેને પાશ્ચિમાત્ય વૈદ્યો ઇરિસિ પેલસ કહે છે. આ તાવમાં જે જે દોષોનું પ્રાધાન્ય જણાય તે તે દોષો સંબંધી ચિકિત્સા માટે યોગ્ય વિચાર કરીને ઔષધોપચાર કરવા.

**પ્રાથમિક ઉપચાર**—(૧) રતવાના લક્ષણો પ્રગટ થાય કે તુરત હલકો જુલાબ આપવો. (૨) મળશુદ્ધિ ચૂર્ણ (નં. ૮૬) આપવું, અથવા (૩) હિમજ, સુંઠ, સાજીખાર અને સંચળની ફાકી બે ટંક આપવી. (૪) રતવાના સોજા ઉપર દશાંગલેપ (નં. ૧૭૧) પાણી સાથે કરવો. (૫) સુગંધી વાળો, રતાંજલી, રતવેલીયો અને કપૂર-કાચલીને ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં વાટીને સોજાવાળી ચામડી પર ભીનો સૂકો લેપ કરવો. રતવાનો સોજો ચારે બાજુએ ફેલાતો અટકાવવા માટે સોજાને ગરમ પાણીથી ધોઇ તે જગ્યા કોરી કરી તેની આગળ પાછળ (૬) નાઇટ્રેટ ઑફ સીલવરના પ્રવાહી (૧ ઔંસ પાણી, ૧૦ ગ્રેન નાઇટ્રેટ સીલવર)ની લીટી કરવી અથવા (૭) લાઇકર ફેરીપર કલોરાઇન ને લાલ ચામડીની બહારની બાજુ બબે ઇંચ પરતું મારી દેવાથી રતવા આગળ વધશે નહિ. રતવાની શાંતિ માટે વિશેષ નીચે પ્રમાણે ઉપાયો કરવા. [૧] રતવામાં વાયુનું જોર હોય તો રાસ્ના, કમળ, દેવદાર, રતાંજળી, જેઠીમધ અને બળ દાણા વાટી ઘી તથા દુધમાં કાલવી લેપ મારવો. (૨) રતવામાં પિત્તનું જોર હોય તો શંખજીરૂ, તપખીર, સંઘોડાં, પદ્મકાષ્ટ, નદીનો સેવાળ તે સર્વેને વાટી, ઘીમાં કાલવી જીણા લુગડાના બેવડમાં ઠંડો લેપ બાંધવો. [૩] રતવામાં કફનું જોર હોય તો હરડા, બહેડાં, આંબળાં, પદ્મકાષ્ટ, વાળો, રિસામણી, કનેરનાં મૂળ, બરૂનામૂળ, ત્રિફળાં, રતાંદળી, તથા રાતા ધમાસાનો લેપ કરવો. [૪] કરીયાતું, અરડુસીનાં પાન, કડવાં પરવળ, કડુ અને લીંબડાની અંતર છાલ એ સર્વેનો ઉકાળો કરીને કેટલાક દિવસ પીવાથી રતવા, દાહ, તાવ, સોજો, વિસ્ફોટક, તૃષા ને ઉલટી મટે છે. [૫] દુધીઓ હેમકંદ, સોના-ગેરૂ, ધૃતવેલીઓ, કાળો હંસરાજ, ચનકબાબ, સુખડ, વાળો, રતાં-

દળી, વિગેરે મળી શકે તેટલી વસ્તુઓનો ઠંડો લેપ કરવો તથા પી-
વામાં પણ ઉપયોગ કરવો. [૬] ગોરૂચંદન અથવા પીળી માટીનો
લેપ કરવો. શંખજીરૂં ચોપડવું, અથવા લીંબડાનાં પાનને બાફીને ઠંડા
પાડયા પછી બાંધવાં. [૭] પંચ વલ્કલને ઉકાળીને તે પાણીની રતવાના
સોજાપર ધાર કરવી. આ પ્રમાણે કરતાં સોજો બેસી ન જાય અને
પાકે તેમ લાગે તો [૮] ધઉંના થૂલાનું પોટીસ ગરમાગરમ મારવું
તથા ખસખસના દોડા ઉકાળીને ગરમ પાણીનો સેક કરવો. બરાબર
પાકીને ફૂટી જાય એટલે પરૂ કાઢીને ફરી તેના ઉપર ગરમ પાણીનો
સેક કરવો અથવા એકાદ દિવસ પોટીસ બાંધવું. પછી રૂઝ લાવ-
વાના ઉપાયો કરવા. પ્રથમ પ્લેગના પ્રકરણમાં બતાવેલ કાળા તથા
રાતા મલમનો ઉપયોગ કરવો. આ દવામાં વિશેષે કરીને લોહિ
સુધારવાની દવા આપવી. પણ તે રતવાના ચિન્હો તથા તાવ નરમ
પડયા પછી આપવી. લોહિ સુધારવા માટે. (૯) ચંદ્રપ્રભા (નં.
૫૭), [૧૦] લોહભસ્મ (ભ. પ્ર. નં. ૭], તથા (૧૧) ત્રિફળા
ચૂર્ણ, તથા [૧૨] પ્રવાળ ભસ્મ (ભ. પ્ર. નં. ૧૧), વગેરે બતાવેલ
અનુપાન સાથે આપવાં.

---

## ઇરપટીવ ફીવર.

(Eruptive Fever).

### ચિકિત્સા.

આર્ય વૈદ્યકશાસ્ત્રમાં મહર્ષિ વાગભટ્ટ વગેરે પ્રાચીન આચાર્યોએ
જેને વિસ્ફોટક રોગ નામ આપેલું છે, તેનો માધવાચાર્યે માધવનિ-
દાનમાં મસૂરિકા નામના રોગમાં સમાવેશ કરેલો છે. આ તાવમાં
એક પ્રકારની ઝેરી હવા કારણભૂત છે. આ તાવમાં ખાસ ઇલાજ
કરવાની જરૂર જણાતી નથી. દરદીને બનતા સુધી હવા જાય તેવા
ઓરડામાં રાખવો. સારો ખોરાક હલકો અને પચે તેવો આપવો.

# સ્મૉલ પૉકસ.

## [ Small-Pox. ]

## શીળી ચિકિત્સા.

શીળીના રોગથી બચવાને માટે દરેકે ગૌશીતળા ટંકાવવા જોઇએ. તે રીવાજ જયારથી આ દેશમાં દાખલ થયો ત્યારથી શીળીનો રોગ ઘણો કમી થયો છે. ગૌશીતળા ટંકાવ્યા પછી આ રોગ જેને થાય છે, તેમાંથી ભાગ્યેજ કોઇનું મરણ થાય છે.

શીતળા નીકળ્યા પછી એવો કોઇ ઇલાજ નથી કે તેને મટાડે અગર કમી કરે. રોગીને સારી હવા આવે તેવી સ્વચ્છ જગ્યામાં રાખવો, તેની પાસે સારવાર કરનાર સિવાય બીજા કોઇ પણ માણસે જવું નહિ.

જો જરૂર ન હોય તો કાંઈ ઉપાય કરવાની જરૂર નથી. ફક્ત સારો ખોરાક, દુધ, ચોખા, રોટલી અને સાકરની રાબ વગેરે આપવાં. પીવાને પાણી, સોડા વૅાટર, લીંબુનું શરબત વગેરે આપવાં, ફળ ફળાદિમાં દ્રાક્ષ, નારંગી, અંજીર, ઇત્યાદિ આપવામાં અડચણ નથી. જો ઝાડો કબજ હોય તો હલકો જુલાબમાં (૧) મળ શુદ્ધિ ચુર્ણ ( નં. ૮૬ ] આપવું અને જો જુલાબ ઉતરતો હોય તો યોગ્ય દવા આપવી.

શીળીના સાધારણ હુમલામાં બહુ ચિંતા રાખવાનું કારણ નથી, અને કંઈ પણ ઉપાય વગર સારૂ થઈ જાય છે. પણ સખ્ત હુમલામાંથી બાળકો અને મોટી ઉમરના માણસો બચી શકતા નથી. સખ્ત હુમલામાં આખું શરીર બળીઆથી ભરાઇ ગંધાઇ ઉઠે છે. અને તે વખતે દરદીને આરામ મળે, ચેપ ઓછો થાય અને જખમ ઉંડા ન જાય તેવા ઉપાયો કરવા. [૨] વાદળી અથવા લીંટનું કપડું પાણીમાં બોળીને વારંવાર બળીયાના બાઝેલા પ્રોપડા ઉપર રાખવું. [૩] આંખો મીચાઇ ગઇ હોય તો ત્રિફળાના અથવા બહુડાના અથવા સાદા ગરમ પાણી-

થી આંખો ધોવી તથા સેક કરવાથી આંખો ઉઘડે છે. [૪] ગળામાં સોજો આવ્યો હોય તો ગળાના વ્રણ સારાં કરવા માટે મહૂડાં તથા આંબળાં પાણીમાં ઉકાળીને તેમાં મધ નાંખી તે ગરમ પાણીના કોગળા કરાવવા અથવા ગરમ પાણી પાવું. [૫] આંખોમાં વ્રણને લીધે બળતરા તથા ચેળ આવતી હોય તો આંખમાં દરરોજ દિવેલનું ટીપું નાંખવું, તથા આંખમાં પડેલા વ્રણ મટાડવા માટે [૬] હરડાં, બહેડાં, આંબળાં, દારૂ હળદર, કમળ, વાળો, મકોડાં, લોધર તથા મજીઠ તેનો લેપ આંખ ઉપર કરવો અથવા તેના પાણીનાં ટીપાં નાંખવાં; જો ભીંગડાં સખત હોય અને ખરાબ વાસ મારતી હોય તો (૭) ઘઉંના આટાની કે કોયલાના ભૂકાનું પોટીસ બાંધવાથી ભીંગડાં નરમ પડે છે અને અંદરની રસીને રસ્તો મળે છે. [૮] આખા શરીર પર હસેકા પાણીનો વાદળીથી કે સુંવાળા કપડાથી સેક કર્યા પછી તેના ઉપર દિવેલનું તેલ, લીબોળીનું તેલ, કાર્બોલીક તેલ અથવા ઑલિવ નામનું તેલ ચોપડવું. [૯ ઝીંબડાની અંતર છાલ, ખડસલીઓ, પટોલ, કાળીપાટ, સુખડ, રતાંજળી, વાળો, આંબળાં, કડુ, અરડુસી તથા રાતો ધમાસો એ વસ્તુઓ થોડી થોડી લઈ તેમાં સાકર મેળવી તેનું પાણી થોડું થોડું પાવું, આથી તાવ, વ્રણ, મસૂરિકા વગેરેનો નાશ થાય છે. [૧૦] દાણા બહાર નીકળી અંદર સમાતા જણાય તો કાંચનારના ઝાડની છાલનો ક્વાથ કરી તેમાં મીઢીઆવળનું ચૂર્ણ થોડું નાખી પાવાથી દાણા બહાર પાછા આવે છે. [૧૧] મજીઠ, વડની છાલ, પીંપળની છાલ, સરસડાની છાલ અને ઉમરડાની છાલ વાટી તેનો લેપ કરવો. મોંઢા તથા ગળામાં વ્રણનાં ધારાં પડયાં હોય તો જેઠીમધ અને આંબળાનો ઉકાળો કરી મધ નાંખીને તેના કોગળા કરવા. [૧૨] ત્રિફળા, જેઠીમધ, પીલુડી, દારૂ હળદર, કમળ, વાળો, લોધર અને મજીઠ એને વાટી આંખો પર લેપ કરવામાં આવે અગર તેના પાણીનાં ટીપાં આંખમાં નાંખવામાં આવે તો આંખના દાણા નાશ પામે છે. [૧૩] ગુલકંદ,

ગુલાબપાક અથવા લીંબડાની અંતરછાલનું હીમ સાકર નાંખીને આપવાથી શીળી તથા ઓરી શાંત પડે છે. [૧૪] દાણા ફુટીને તેમાંથી રસ વહે છે ત્યારે દુર્ગંધ છુટે છે તે વખતે પ્રથમ બતાવેલા પાણીથી ધોઈ નાખી શંખજીરાનો ભૂકો દબાવવો. [૧૫] ઝાડો વધારે થતો હોય તો બંધ થવાની ને બંધ હોય તો ઝાડો થવાની દવા આપવી. [૧૬] અશક્તિ જણાય તો દ્રાક્ષાસવ (નં. ૧૧૦) આપવો. [૧૭] ફોલ્લાઓ ફુટીને ઢીમણાં વળ્યા પછી તેમાં ચેળ આવે છે ત્યારે નખ-વતી ન ખણતાં તેના ઉપર એરંડીયુ તેલ, વેસેલાઈન, કેરન ઑઇલ અથવા કાર્બોલીક ઓઇલ લગાડવું.

## સુચના.

આ રોગ ચેપી છે તેથી–ઘરના માણસોએ દરદીથી અલગ રહેવું, એટલે કે અવશ્ય જરૂર પડે તે સિવાય વધારે માણસે દરદીના સંબંધમાં આવવું નહિ. શીળી, ઓરી વગેરે દરદોમાં દરદીને પડદામાં રાખવામાં આવે છે તે બીજા માણસોનો છાંયો બંધ કરવાનો ચાલ છે તે ઘણો ઉત્તમ છે. આ પ્રમાણે આ રોગ ચેપી હોવાથી, દરદીની સુવાની જગ્યામાં સ્વચ્છતા રાખવી, સ્વચ્છ પવન આવવા દેવો, અગર-બત્તી, સુગંધિ ધૂપો સળગાવવા અને દુર્ગંધ દૂર કરવા પ્રથમ બતા-વેલા ઉપાયો યોજવા.

# વેકસીનેશન.

(Vaccination)

ઉપર પ્રમાણે સારવાર તથા ચિકિત્સા કરવી.

# મીઝલ્સ.

(Measles.)

આર્ય વૈદ્યક શાસ્ત્રમાં જેને રોમાન્તિકા કહે છે તેને પાશ્ચિમાત્ય વૈદ્યો મીઝલ્સ કહે છે. (૧) આ તાવમાં શીળીના ઉપાયો આપ્યા છે તે પૈકી જરૂર પડે તે ઉપાય કરવો. (૨) ઓરીની ગરમીને લીધે

બાળક વારંવાર પાણી માગે તો ધાણાને કાળી દ્રાક્ષનું પાણી આપવું, (૩) શરદીમાં બાળકને રહેવા દેવો નહિ, અને શરીર પર પવન કે ટાઢ લાગવા દેવી નહિ. સમયાનુસાર ચિન્હો પ્રમાણે ઇલાજો કરવા.

## ચીકન-પોકસ.

( Chicken-Pox )

આ તાવમાં ઉપાય કરવાની જરૂર રહેતી નથી, છતાં જરૂર જણાય તો ઉપર બતાવેલા ઉપાયોમાંથી યોગ્ય ઉપાય કરવા.

## મેલેરીઆ ફીવર.

( Malarial Fever.)

### ચિકિત્સા.

આર્ય વૈદ્યક શાસ્ત્રમાં જેને વિષમ જ્વર કહેવામાં આવે છે તેને પાશ્ચિમાત્ય વૈદ્યો મેલેરીઆ ફીવર કહે છે. આ તાવથી બચવાનો અકસીર ઇલાજ એ છે કે હમેશાં ઉકાળેલું પાણી પીવામાં વાપરવું. દોષ, જંતુ કે વિષ જે વ્યાધિ થવાનું કારણ હોય છે તેનો નાશ ઉકાળેલું પાણી પીવાથી થઈ જાય છે. આ તાવ જ્યારે ટાઢ વાઇને આવે છે ત્યારે ગરમ કપડાં ઓઢવાં, હાથ, પગ પર ગરમ પાણીથી ભરેલી બાટલીઓથી સેક કરવો, તથા ગરમ કરેલી ઇંટોથી હાથે પગે સેક કરવો. ઘણી વખતે ટાઢની સાથે ઉલટીના ઉછાળા આવે છે, અને ઉલટી થવાથી છાતીની ગભરામણ તથા તાવનું જોર નરમ પડે છે. વિષમ જ્વરના પ્રકરણમાં તાવની પ્રથમ સ્થિતિ બતાવવામાં આવી છે તે પ્રમાણે તેના ઉપાયોની યોજના કરવી. ટાઢ સાથેના બીજા ચિન્હો દબાયા પછી શરીરમાં ઘણો તાવ ભરાય છે; આ તાવની બીજી સ્થિતિ ગણાય છે. તાવની ગરમીને લીધે દરદીને ગભરામણ થાય તો તાવની બીજી સ્થિતિના જે જે ઉપાયો વિષમ જ્વરમાં બતાવેલા છે તે તે ઉપાયો શરૂ કરવા. આ પ્રમાણે તાવની ત્રીજી સ્થિતિ અને ચોથી સ્થિતિમાં બતાવવામાં આવેલા ઉપાયો

કરવા. આ તાવમાં જંતુ નાશક દવા ઉપર વધારે ધ્યાન રાખવાની જરૂર છે, અને તે બાબતના પ્લેગ ચિકિત્સા પ્રકરણમાં જે જે દવાઓ બતાવેલી છે તે તે દવાનો ઉપયોગ કરવો. આ તાવમાં સોમલ, હડતાલ, અને મનસીલવાળી દવાઓ વધારે અસર કરે છે. (૧) શીતારી રસ (નં. ૧૩૯), (૨) સ્વલ્પ જ્વરાંકુશ (નં. ૧૪૧), તથા આ ગ્રંથમાં બતાવેલા રસો ભસ્મો, ચૂર્ણો, ક્વાથો, વગેરે દવાઓ આ રોગ ઉપરના અકસીર ઉપાયો છે, માટે સારા વૈદ્યની સલાહ લઇ તેની યોજના કરવી.

આ તાવમાંથી કોઇ વાર મૃત્યુ નિપજે છે, તથા યકૃત્ (કલેજાનો સોજો) અને પ્લીહોદર (એટલે બરોળની ગાંઠ) ઘણીવાર થાય છે.

આ તાવ ઘણા દિવસ સુધી આવે અથવા થોડા થોડા દિવસ સખ્ત તાવ આવે તો પણ બરોળની ગાંઠ ઉત્પન્ન કરે છે. બરોળની ગાંઠ ધીમે ધીમે વધીને મોટી થાય છે, અને તેમાંથી પ્લીહોદર, યકૃદુદર, અને પાંડુરોગ જેવા ભયંકર વ્યાધિઓ થાય છે. આ રોગમાં દરદીનું લોહી ધીમે ધીમે બગડતું જાય છે, અને લાલ રજકણ કમી થઈ સફેદ તથા પાતલું થઇ જાય છે. આ પ્રમાણેના તાવમાં પૂર્વાપર વિચાર કરી બરોળ તથા યકૃત્ (લીવર) માટે (૩) કુમારિકાસવ (નં. ૧૦૯) (૪) ચંદ્રપ્રભા [નં. ૯૭] (૫) લોહાસવ (નં. ૧૧૨) આપવાને યોજના કરવી, તે સાથે (૬) મહાસુદર્શન ચૂર્ણ (નં. ૮૫) સવાર, બપોર અને સાંજરે આપતા રહેવું. ઝાડો સાફ ન આવતો હોય તો (૭) મળશુદ્ધિ ચુર્ણ (નં. ૮૬) પુનર્નવાદિ મંડુર સાથે સવાર સાંજ બે ટંક આપવું. [૮] પા તોલો જાયફળ, તેટલીજ જાવંતરી અને અડધો વાલ અફીણ એ ત્રણને પાણી સાથે તાવ આવતાં પહેલાં એક કલાક અગાઉ લેવાથી તાવ આવતો અટકે છે. [૯] પાથી અરધો તોલો કાળાં મરી તથા તેટલીજ સાકર તાવ આવતાં પહેલાં ચાવી જવાં

ને પછી બે કલાક સુધી પાણી પીવું નહિ. આ પ્રયોગ ત્રણ દિવસ કરવાથી તાવ આવતો બંધ થશે. [ ૧૦ ) જશતભસ્મ [ ભ. પ્ર. નં. ૬ ] તથા ( ૧૧ ) હડતાલ ભસ્મ (ભ. પ્ર. નં. ૯) તથા સુવર્ણમાક્ષીક ભસ્મ (ભ. પ્ર. નં. ૮) યોગ્ય અનુપાન સાથે આપવાથી આ તાવમાં ઘણો સારો ફાયદો કરે છે.

આ તાવને માટે પાશ્ચિમાત્ય વૈદ્યો નીચેની દવાઓ માટે ભલામણ કરે છેઃ-[ ૧ ] તાવને માટે ઓષધ આપવાના બે પ્રકાર છે. તાવ આવ્યો હોય ત્યારે તેને નરમ પાડવાના ઉપાય કરવા તથા તાવ ઉતર્યા પછી ફરીથી તે ન આવે તેવો ઉપાય કરવો. શરીરમાં તાવ હોય ત્યારે આપવાની દવા સ્વેદલ, શોધન, અને મૂત્રલ હોય છે.

| | |
|---|---|
| નં. ૧ લાઇકર ઍમોનીયા એસેટેટીસ | ૧ ઔંસ |
| એન્ટિમોનીયલ વાઇન | ૩૦ ટીપાં |
| સ્પીરીટ ઇથર નાઇટ્રોસી | ૧½ ડ્રામ; |
| ટીં. જોએ રેન્ડી | ૧ „ |
| સુરોખાર | ½ „ |
| કપૂરનું પાણી | ૩ ઔંસ. |

ઉપરની દવા મિશ્ર કરી ત્રીજો ભાગ તાવ હોય ત્યાં સુધી દર બેથી ત્રણ કલાકને આંતરે મિક્ષ્ચર આપવું.

તાવ ઉતરવા માટે (૨) એન્ટિપાઇરીન, (૩) એન્ટિફીબ્રીન તથા [૪] ફીનાસીટીન નામની બીજી દવા નીકળી છે તે દવા તાવનું જોર હોય ત્યારે દરેકના ૫ થી ૧૦ ગ્રેન આપવાથી પરસેવો વળી તાવ ઉતરી જાય છે. આ દવાઓ હૃદયને કમજોર કરે છે માટે તે વાપરવામાં સાવચેતી રાખવાની ઘણી જરૂર છે. તાવ ઉતરી ગયા પછી ફરીને આવતો અટકાવવા સારૂ ટાઢીઆ તાવ ઉપર ચોક્કસ દવા (૫) કવીનાઇન છે. કવીનાઇન આપવાની બે ત્રણ રીત છે. ક્વીનાઇનનું પાઉડર, પ્રવાહી અગર ગોળી અપાય છે અથવા ત્વ- ચામાં તેની પીચકારી મરાય છે. [૬] ક્વીનાઇન. ૨૪ ગ્રેન. એસીડ સલ્ફ્યુરીક ડીલ્યુટ, ૩૦ ટીપાં, પાણી ૮ ઔંસ ઉપરની દવા મીશ્ર

ફરી દિવસમાં ત્રણથી ચાર વખત અકેક ઔંસ ફરી તાવનો સમય આવે ત્યાં સુધી આપવું. અથવા ક્વીનાઇનની ભૂકી લીંબુના રસમાં અગર તેનાં શરબત અથવા દ્રાક્ષના પાણીમાં આપવી. કેટલીક વખત સખત તાવ આવતો હોય તેને અટકાવવા સારૂ તાવ આવતાં પહેલાં ૧૫ થી ૨૦ ગ્રેન સુધી આપવામાં આવે છે. એક વખત તાવનો વારો ગયા પછી તરત ક્વીનાઇન મૂકી ન દેતાં બે ત્રણવારી જાય ત્યાં સુધી લેતા રહેવું, નહિ તો તાવ ફરીને ઉથલો મારે છે: ક્વીનાઇન મિક્ષ્ચર લેવાને અડચણ હોય તો તેની ગોળી ગ્રેન ૫ સુધીની લેવાથી સારી અસર કરે છે.

(૭) ક્વીનાઇન ગ્રેન ૨૪
કાર્બોલીક એસિડ ૧૮ ટીપાં
એક્ષસ્ટ્રૅક્ટ જેનસ્યન જરૂર જેટલું.

ક્વીનાઇન ઉપર એસીડ રેડી તેની સાથે જેનસ્યનને બરાબર મેળવી ગોળી ૨૪ બનાવવી. દરરોજ ૩ થી ૬ ગોળી લેવી.

## અટકાયતના ઉપાયો:—

ગંધકની ધુમાડી અથવા ગ્યાસલેટને વાપરવાની રીત એવી છેકે

[૧] એક દાથરીમાં ગંધકની ભૂકી આશરે રૂ. ૧૦ ભાર નાંખી તેની વચમાં ખાડો કરી તેમાં ગ્યાસલેટ અથવા દારૂ રૂપીયા. ૫ થી ૧૦ ભાર નાખી દાતણથી ગંધક સાથે મેળવવો અને પછી તેને સળગાવીને તુરત દૂર જતા રહેવું. સ્હેજ સાજ ધુમાડાથી મચ્છરો મરતાં નથી, માટે ગંધકની ભૂકી અને ગ્યાસલેટ અથવા દારૂની મેળવણી સાથે સળગાવવાથી તરત ભડકો થઈ મચ્છરનો નાશ થાય છે. અથવા તો ગંધક આઠ ભાગ, સુરોખાર ૨ ભાગ; અને કોલસાનો ભૂકો એક ભાગ, એને ગુંદરના પાણી સાથે મેળવીને એક શંકુ આકારનાં ચોકઠામાં નાંખી તડકામાં સુકવવું અને તેના મધ્યમાં મીણબત્તી જેવી વાટ રાખવી. આશરે ૧૦ રૂપિયાભારનો એક કટકો થવો જોઇએ. તે સળગાવવાથી ગંધકની હવા ફેલાવાથી મચ્છરોનો નાશ થાય છે.

ગંધકની બત્તી આવે છે તે પણ વાપરી શકાય. [૨] કાર્બોલીક એસિડ અને કપૂરની સમભાગે મેળવણીમાં એક હજાર ઘનફુટ જગ્યા માટે, દરેક વસ્તુ ૪ ઔંસ વાપરવી, એ સારૂં છે.

આ મેળવણીને એક બત્તી ઉપર એક વાસણમાં રાખવાથી તેની હવા ફેલાશે. (૩) તમાકુંનાં સૂકાં પાનનો ભૂકો એક રતલ અને ઞ્યાસલેટ સાથે મેળવીને સળગાવવાથી મચ્છર તુરત નાશ પામશે.

તુલસી, તુકમરીયાં અને કુંવરનાં પાડાંના છોડ રાખવાથી મચ્છર તેમાં ભરાઇ રહે છે એ ખરૂં, પણ તેનાથી તે નાબુદ થતાં નથી, બારીક છીદ્રવાળી મચ્છરદાનીથી પણ મચ્છર આવતાં અટકે છે. [૪] સફેદ અથવા સલેટીયા રંગના અને આંબવાઇ રંગનાં કપડાં તથા બીછાના પાસે જાળ રાખવાથી મચ્છર અટકે છે. [૫] યુકેલી-પ્ટસ, રોઝ મરી, કોપરેલ, અને એવી જાતના તેલના લેપથી મચ્છર દૂર રાખી શકવાતું અમુક અંશે બની શકે છે. ઞ્યાસટેલ રાતે સુતી વખતે પગના પોંચા સુધી લગાડવાથી મચ્છર ઘણે ભાગે કરડી શકતાં નથી.

ગામનાં ખરાબ પાણીને ગટરોદ્વારા નિકાસ આપવો તેમજતલ ખાળોના પ્રવાહિ મેલને બહાર લઇ જવો જોઇએ તેમજ પાણીના મોટા ખાડાઓમાં ઞ્યાસલેટ અથવા પેસ્ટેશન અથવા પેરેફીન ઑઇલ ખરાબ પાણીપર રેડવાથી મચ્છરો હવા લેઇ શકતા નથી, તેથી મચ્છરો તરત મરણ પામે છે. ૩૩ રતલના ઞ્યાસલેટના ડબાથી ૧૦૦ ચોરસ વારની જગ્યાના મચ્છરો મારી શકાય છે અને તે પ્રમાણમાં તે વાપ-રવું જોઇએ. કોઇવાર પવનને લીધે ઞ્યાસલેટથી અસર થતી નથી માટે બહુ પવન ન હોય ત્યારે ઞ્યાસલેટ વાપરવું. ઞ્યાસલેટ તેલ નાખ-વાની રીત એવી છે કે તેલ એક સરખું પથરાઈ રહેવું જોઇએ એટલે કે પાણી ઉપર તેલનો ડબો અધર રાખી એક મીનીટમાં ૨૦ ટીપાં તેલ પાણી પર ટપકી શકે એમ કરવાથી તે તેલ પથરાઇ જશે. અને એ પ્રમાણે વાપરવાથી ખર્ચ ઓછો થશે, અને જરૂર પ્રમાણે એક

કરતાં વધારે વખત તેલનો ઉપયોગ કરવાથી મચ્છરો નાબુદ થઇ શકશે.

કાજરી જાતની માછલી પાણીમાં રાખવાથી મેલેરીયા કારક મચ્છરો ઓછાં થશે. શિઝોડ પાણીમાં રાખવાથી મચ્છરો ઓછા થશે પણ તે કીંમતમાં ઘણું વધારે છે. વનસ્પતિમાં Chrysanthismum and Pyrethrism નો ભૂકો ઉત્તમ છે અને ઘણાખરા જંતુનાશક પાઉડરોનો તે મુખ્ય ભાગ છે. લીંબડો અને સૂરજમુખી તથા એરંડી ઇત્યાદિકથી મચ્છરો દૂર રહે છે, અને હવા સુધરે છે. ચોખાના ખેતરોમાં પાણી પુષ્કળ જોઇએ છીએ, એમાં મચ્છરો થવા સંભવ છે માટે તે ગામથી આસરે એક માઇલથી નજીક ન રાખવાં એ સલાહ ભરેલું છે. તેમજ બીજી ગંદકીવાળી જગ્યાથી દૂર રહેવું.

પાણીના નિકાસ માટે પાણીનાં બાંધકામ કરવા પહેલાં વપરાયેલ પાણીનો નિકાસ કરવા માટે પ્રથમથી તજવીજ થવી જોઇએ કેમકે વ્હોળા જથામાં પાણી મળવાથી તેની વપરાશ વધે છે, અને તેમ થવાથી પાણીનો ઘણોખરો ભાગ જમીનમાં શોષાઇ જાય છે. અને તેથી ભેજ અને મચ્છર થાય છે.

સુવાના મકાનને વાયરગેજનાં બારણાં રાખવાથી મચ્છરોથી બચાવ થઈ શકે છે. એક ચોરસ ઇંચિ જગ્યામાં વીશખાનાં થઇ શકે એવો બારીક ગોજ બારી બારણાનાં ઢાંકણ માટે વાપરવાથી મચ્છરોથી બચાવ થઇ શકે છે.

કોપરેલ અથવા બીજા કોઇ પણ તેલનો લેપ બાળક તેમજ મોટાઓએ રાત્રે આખે શરીરે કરવાથી, મચ્છરદાની રાખવાથી, તેમજ જાતજાતના ધૂપો કહેલા છે તેમાંથી હરકોઈ વાપરવાથી બચાવ થશે.

## ટ્રૉમાટિક ફિવર.

## ( Tromatic Fever. )

આર્ય વૈદ્યક શાસ્ત્રમાં આગંતુક જ્વરોમાં જેને અભિઘાત જ્વર

કહેવામાં આવે છે તેને મળતો આ ટ્રોમાટિક ફિવર છે. આ તાવમાં અભિઘાત જ્વરના ઉપાયો કરવા.

## ઇન્ફ્લેમેટરી ફિવર.

( Inflammatory Fever. )

આર્ય વૈદક શાસ્ત્રમાં વિદ્રધી, વ્રણશોથ, વિગેરે રોગોની ઉત્પત્તિમાં જે જ્વર કહેલો છે તેને મળતો આ ઇન્ફ્લેમેટરી ફિવર છે. આ તાવમાં જે વખતે જે દોષ પ્રધાન જણાય તે ઉપર વિચાર કરી ઉપાયોની યોજના કરવી.

## પાઇમિયા.

( Peœmia Fever. )

આ તાવ જે કારણથી ઉત્પન્ન થાય છે તે કારણનો નાશ થયા વિના આ તાવ જતો નથી છતાં પણ જે વખતે જે દોષ પ્રધાન જણાય તેને અનુસરી ઉપાયોની યોજના કરવી.

## પ્યુરપિરલ.

Puerperal. )

આર્ય વૈધક શાસ્ત્રમાં જેને સુતિકા જ્વર કહેવામાં આવે છે તે આ 'પ્યુરપિરલ' છે–સુતિકા જ્વરના ચિકિત્સા પ્રકરણમાં જે જે ઉપાયો બતાવવામાં આવ્યા છે તે તે ઉપાયોની યોજના સમયાનુંસાર કરવી.

## મિલ્ક ફિવર.

( Milk Fever. )

આર્ય વૈધક શાસ્ત્રમાં સૂતિકાજ્વરના પ્રકરણમાં સ્તન્ય વ્રણ જ્વરનું નિદાન બતાવેલું છે તેને પાશ્ચિમાત્ય વૈદ્યો મિલ્ક ફિવર કહે છે.

આ તાવમાં સૂતિકાજ્વરના ચિકિત્સા પ્રકરણમાં જે જે ઉપાયો બતાવ્યા છે. તે તે ઉપાયોની યોજના દોષ પરત્વે વિચાર કરીને કરવી.

(૧) કૃમિ સંબંધી જે તાવ આવે છે તે તાવને માટે કૃમિ દોષ નાશ કરવા સાથે સામાન્ય જ્વરની ચિકિત્સામાં જે જે ઉપાયો બતાવ્યા છે તે તે ઉપાયોની યોજના કરવી.

(૨) આમવાત (રૂમેટીઝમ), પ્લીહોદર. યકૃદુદર, શ્લીપદ, પરિશીલનપીત્ત, શીળસ, વિસ્ફોટક, અબ્રુપ (તાળવાનો વરમ), કંઠ-રોધની વિગેરે રોગોમાં જે તાવ આવે છે તે તાવને માટે દોષનો પૂર્વાપર વિચાર કરી જે જે દોષોનું પ્રાધાન્ય અને ગૌણપણું માલમ પડતું હોય તે ઉપર ધ્યાન આપી તે તે રોગોના તાવના ઉપાયોની યોજના ચિકિત્સા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે કરવી.

## ઈન્ફ્લ્યુએન્ઝા.

### (Influenza.)

### (કફોલ્બણ સંનિપાત જ્વર.)

ઔષધોપચાર.

ઔષધોમાં મુખ્યત્વે કરીને જંતુઘ્ન ઔષધો જેમાં આવતાં હોય તેવા ઉપચારો કરવા જરૂરના છે. આ રોગના ઉપચારો ત્રિવિધ પ્રકારના છે. જે જે વખતે જે જે લક્ષણો માલમ પડે તે ધ્યાન ઉપર લઈને ઔષધોપચાર કરવામાં આવે છે.

(૧) કાયફળ તો. ૧ (૨) એરંડાના મૂળ તો. ૧ (૩) કાકડા-શીંગ તો. ૧ (૪) નાગરમોથ તો. ૧, (૫) પડકચુરો તો. ૧, (૬) સુંઠ તો. ૧, (૭) મરી તો. ૧, (૮) જેઠીમધ તો. ૧, (૯) વાવડીંગ તો. ૧, (૧૦) કરીયાતુ તો. ૧. આ દશ ચીજોની ૨॥ રૂ. ભારની ચાર પડી કરી એક પડી રાત્રે માટીના વાસણમાં બશેર પાણીમાં પલાળી સવારમાં ઉકાળતાં ચોથા ભાગનું પાણી રહે એટલે ગાળીને તે પાણીમાં અડધા રૂ. ભાર મધ નાંખીને પી જવું.

(૨) કાયફળ તો. ૧, (૨) નાગરમોથ તો. ૧, (૩) કરીયાતુ તો. ૧, (૪) કાકડાશીંગ તો. ૧, (૫) સુંઠ તો. ૧, (૬) એરંડાના

મૂળ તો. ૧, (૭) વાવડીંગ તો. ૧, ઉપરની ચીજોનું ચૂર્ણ કરી સવાર, બપોર અને સાંજે ૦। ૦। રૂપીઆ ભાર ટાઢા પાણી સાથે ફાકવું.

( ૩ ) કાળીજીરી તો. ૦।, (૨) ઇંદ્રજવ તો. ૦।, (૩) વાવડીંગ તો. ૦।, (૪) બનપ્સા તો ૦।, એ ચીજો અધકચરી કરીને બશેર પાણીમાં ઉકાળીને પોણો શેર પાણી રહે એટલે તે પાણીને ઠંડું કરી તૃષા લાગે ત્યારે આપવું.

( ૪ ) કડુ તો. ૨, (૨) હરડેદળ તો. ૨, (૩) સિંધવ તો. ૧, તેનું ચૂર્ણ ૦। રૂપીઆ ભાર સવાર સાંજ લેવું.

( ૫ ) આંબળાંનો ભુકો તો. ૫, (૨) જીરૂ તો. ૫; એ બન્નેને એક કરી તેમાંથી અડધુ ચૂર્ણ સુરાખારના પાણીમાં અગર ગુલાબજળમાં પલાળી તે લુગદી માથે મુકવી અને તેના ઉપર સુરાખાર તથા ગુલાબજળનું પોતું મૂકવું.

( ૬ ) મહા સુદર્શન ચૂર્ણ ( નં. ૮૫ ); સવાર, બપોર અને સાંજરે અડધા અડધા રૂપીઆભાર ટાઢા પાણી સાથે લેવું, અને ઉધરસ માટે લવંગાદિવટીની અકેકી ગોળી મોંમાં રાખવી.

( ૭ ) સિતોપલાદિ ચૂર્ણ ( નં. ૯૧ ) સવાર, બપોર અને સાંજરે બબ્બે આનીભાર અડધા રૂ. ભાર મધ સાથે ચાટવું.

( ૮ ) ત્રિભુવન કીર્તી રસ ( નં. ૧૩૪/૧ ), ચિંતામણી રસ ( નં. ૧૨૫ ), પંચવકલ રસ ( નં. ૧૩૭ ), સંનિપાત ભૈરવ રસ હિરણ્યગર્ભ રસ, મહામૃત્યુંજય રસ ( નં. ૧૩૪/૨ ), શ્વાસકુંઠારરસ ( નં. ૧૪૦ ) વિગેરે ઔષધો સારા વૈદ્યની સલાહથી સેવન કરવાં.

( ૯ ) નારાયણ તેલ ( નં. ૧૦૪ ) તથા લાક્ષાદિ તૈલ ( નં. ૧૦૫ ) છાતીએ તથા પખવાડામાં માલીસ કરાવવાં.

( ૧૦ ) ત્રિદોષના ( ન્યુમોનીયાનાં ) લક્ષણો જણાય કે તુરત

ટરપેન્ટાઇન છાતીએ તથા પાંસળાની આગળ પાછળ લગાડીને ઉપર ગાયના મૂત્રનો, અરડુસીનો તથા પોસ્તના ડોડાનો શેક કરવો.

( ૧૧ ) મહુડાં તો. ૧, મકરોડાં તો. ૧, સવા તો. ૧, બાજરી તો. ૧; આ ચાર વસ્તુઓનો બશેર પાણીમાં ક્વાથ કરી પાશેર પાણી રહે એટલે રૂ. ૧ ભાર મધ નાંખી પાવો.

( ૧૨ ) તુલસીનાં પાન નં. ૧૦, ફુદેનાના પાન નં. ૧૦ મરી નં. ૨, સંચળ બેઆની ભાર એ ચારને નવટાંક પાણીમાં વાટીને તે પાણીમાં રૂ. ૧ ભાર મધ નાંખી તે પાણી સવાર, સાંજ બે વખત પાવું.

( ૧૩ ) સળેખમ માટે બદામના તેલમાં, ઘોડાવજ કકડાવી તેના ચાર પાંચ ટીપાં નાકમાં નાંખવાં.

( ૧૪ ) તાવ ઉતરી ગયા પછી શરદી વધારે થાય છે તે વખતે મહામૃત્યુંજય રસ ( નં. ૧૩૪/૨ ) ની ગોળી એક તુરત તુલસીના રસમાં વાટી આપવી, અગર કસ્તુરી રાઇના દાણા જેટલી મધમાં આપવી, અગર દ્રાક્ષાસવ ( નં. ૧૧૦ ) રૂ. ૧ ભાર પાવો.

( ૧૫ ) મીઠું, તથા સિંધાલુણના પાણીના કોગળા કરવા, ત્રિફળાનાં ઉકાળેલા પાણીના કોગળા કરવા.

( ૧૬ ) *ઉંધા ફુલી પંચાંગ—તો. ૦ાા ખડસલીઓ તો. ૦ા, ત્રિકટુ તો. ૦ા ત્રણે મળી તો ૧ નાં ત્રણ પડીકાં કરવાં; બે દિવસમાં તાવ નાબુદ થાય છે.

## ધૂપ.

( ૧૭ ) આ દુષ્ટ રોગની હવા દૂર કરવા નીચેનો ધૂપ કરવો.

---

*** ઉંધાફુલી—અધાપુષ્પી તેના છોડ થાય છે તેનાં ફુલ જમીન તરફ લટકતાં હોય છે, તેથી તેનું ઉધાફુલી નામ પાડયું લાગે છે. રંગે આશ. આની છે. વરસાદની ઋતુમાં રેતાલ કે પથરાળાળી જમીનમાં ઉગે છે. પાંદડાં ગાયની જીભ જેવાં બરસટ હોય છે તેથી તેને "ગાઉજવહા" કહે છે.**

સુખડ, રતાંદળી, અગર, તગર, કપેલો, કાળીજીરી, ગંધક, લોબાન, કપુર, ગુજ્જર, ગુગળ, કંદરૂપ, સરળ, લીંબડો વિગેરેનો ધૂપ કરવો.

( ૧૮ ) પ્લેગના ઉપચાર પ્રકરણમાં મહાસુગંધી ધૂપ (નં. ૨૦), જંતુનાશક દવા ( નં. ૨૨ ), દુર્ગંધનાશક ( નં. ૨૩ ) અને સ્વેદલ દવાઓ ( નં. ૨૪ ) વાપરવા ભલામણ કરીએ છીએ.

## અંગ્રેજી દવાઓ.

ઉધરસ અને શરદીને માટે દિવસમાં એક બે વખત ગરમ પાણીનો નાસ લેવરાવવો અને નીચેની દવા આપવા પાશ્ચિમાત્ય વૈદ્યો ભલામણ કરે છે.

| | | |
|---|---|---|
| સોલ્યુશન ઑફ એસિટેટ ઑફ એમોનિયા | ડ્રામ | ૬ |
| સોડા સેલી સીલાસ | ગ્રેન | ૨૦ |
| શરબત | ડ્રામ | ૧½ |
| એકવા | ઔંસ | ૩ |

⅓ ભાગ દિવસમાં ત્રણ વખત આપવો.

જો ઝાડાનો બરોબર ખુલાસો ન હોય તો ઉપરની દવા સાથે મેગ્નિશિયા સલ્ફ ડ્રામ ૩ અથવા સોડા સલ્ફ આપવું.

ઉધરસ વધારે આવતી હોય તો નીચેની દવા આપવી.

| | | |
|---|---|---|
| એમોનિયા ક્લોરાઇડ | ગ્રેન | ૩૦ |
| એમોનિયા કાર્બ | ગ્રેન | ૮ |
| ટિં. સેનિગા | ડ્રામ | ૧½ |
| એકવા ક્લૅારો ફૉર્મ | ઔંસ | ૩ |

⅓ ભાગ દિવસમાં ત્રણ વખત આપવો.

સાઇટ્રિક એસિડની સાથે ક્વિનાઇન આ રોગમાં બહુ ગુણકારી છે. તાવ, શરદી તથા શરીરનો દુખાવો પણ નરમ પડે છે. તાવ અને ઉધરસ મટયા બાદ થોડા દિવસ પૌષ્ટિક દવાઓ આપવી.

# [1]ભસ્મો.

(૧) **સુવર્ણ ભસ્મ.-શોધન**—સોનાનાં પત્રાં કરી, તપાવી તપાવીને તેલમાં, છાશમાં, ગોમૂત્રમાં, કાંજીમાં અને કલથીના ઉકાળામાં સાતવાર નાંખવાથી શુદ્ધ થાય છે. **મારણ**-(૧) શુદ્ધ પારો, તથા તેના જેટલું સોનુ લઇ ખરલ કરીને ગોળો કરી તેના સમ ભાગે એટલે બન્નેના સમભાગે શુદ્ધ ગંધકલેઇ, ગોળાની ઉપર નીચે શરાવ સંપુટમાં મુકી ત્રીશ છાણાંથી પુટ આપવો, એવા ચૌદ પુટ આપવાથી ભસ્મ તૈયાર થાય છે. (૨) કાળા સુરમાને ભાંગરાના રસમાં ઘુંટીને સોનાનાં પતરાં પર લેપ કરે ને શરાવ સંપુટમાં પુટ આપે તો એક ગજપુટમાં શુદ્ધ ભસ્મ તૈયાર થાય છે. **માત્રા**—રતી ૧ થી ૨. **અનુપાન**—મધ અને પીંપર સાથે ખાધાથી **જીર્ણ જ્વર** નાશ પામે છે, ભાંગરાના રસ સાથે ખાધાથી **વાજીકર** (સ્ત્રીસંગમાં હર્ષ આપનારી) થાય છે; દુધ સાથે ખાવાથી **શક્તિ** આપે છે; સાટોડી સાથે ખાવાથી **નેત્રરોગ** મટાડે છે; અને ઘી સાથે ખાધાથી મનુષ્યોની **જરા** (ઘડપણ) ને મટાડે છે. **બુદ્ધિ વધવા** માટે વજ સાથે; **કાંતિ** (તેજ) વધવા માટે કેસર સાથે; **ક્ષય માટે** તાજા દુધ સાથે **ઉન્માદ તથા ત્રિદોષમાં**-સુંઠ, મરી તથા લવીંગ સાથે; **સંગ્રહણીમાં** મધ તથા આમળાં સાથે; **આયુષ્ય વધારવા** માટે શંખાવલીના રસ સાથે અને **પુત્ર પ્રાપ્તિ** માટે વિદારી કંદ સાથે લેવાય છે. ગળો સત્વ સાથે લેવાથી **જીર્ણજ્વર** તથા **વિષમ જ્વર** દૂર થાય છે.

(૨) **રૌપ્ય ભસ્મ**—(રૂપાની ભસ્મ)—**શોધન**-(૧) ચાંદીનાં પત્રાં બારીક તપાવીને **અગથીઆના** પાનના રસમાં ત્રણ વાર ઠારવાથી શુદ્ધ થાય છે. (૨) સુવર્ણ ભસ્મ પ્રમાણે. **મારણ**—એક ભાગ

---

**[1] સુવર્ણ ભસ્મ વગેરે ભસ્મો જે જે અનુપાનો સાથે સેવન કરવા ભલામણ કરી છે તે તે અનુપાનો સાથે સેવન કરતાં પહેલાં સારા વિદ્વાન વૈદ્યની સલાહ લઇ ઉપયોગ કરવો.**

હડતાલ, કોઈ પણ ખાટા પદાર્થમાં એક પ્રહર મર્દન કરી, તેનાથી ત્રણ ગણાં રૂપાનાં પત્રાં લેઇ તેને હરતાલનો લેપ કરવો અને શરાવ સંપુટ કરીને ત્રીસ અડાયાં છાણાંથી અગ્નિ આપવો; આ પ્રમાણે ૧૪ વાર અગ્નિપુટ દેવાથી ભસ્મ તૈયાર થાય છે. **માત્રા**–રતી ૧ થી ૩. **અનુપાન**—**દાહમાં** સાકર સાથે, **વાત અને પિત્તમાં** ત્રિફલા સાથે, **પ્રમેહમાં** તજ, તમાલપત્ર અને એલચી સાથે, **ક્ષયમાં**–શિલાજીત સાથે, **સોજામાં** સાટોડી સાથે, **પાંડુરોગમાં** મંડુર સાથે; **ગુલ્મ**માં ક્ષાર સાથે. **બરોલ**માં ત્રિફલા તથા પીંપરના ચૂર્ણ સાથે. **જીર્ણજ્વર**માં મધ અને પીંપર સાથે. રૌપ્ય ભસ્મ ઉપર પ્રમાણે આપવાથી એટલા રોગોનો નાશ કરે છે.

( ૩ ) **તામ્ર ભસ્મ**—**શોધન**—તામ્રનાં અતિ સૂક્ષ્મ પતરાં કરી અગ્નિપર તપાવી તપાવી તેલ, તક્ર, ગોમૂત્ર, કલથીના ઉકાળામાં ત્રણ વાર છમકારવાથી તામ્ર શુદ્ધ થાય છે. **મારણ**—શોધેલા તામ્રને ત્રણ દિવસ ખટાઈમાં સ્વેદન કરીને તેનાથી ચોથો ભાગ પારો લેઇ ખરલમાં નાંખી પતરાં સાથે કોઇ પણ ખાટા પદાર્થથી મર્દન કરવાં. ફરી પતરાંથી બમણો ગંધક ખાટા રસમાં ઘુંટીને તે પતરાં પર લગાવી ગોળો કરી પછી બ્રાહ્મી, ચાર પાંદડાંની લુણી તથા પુનર્નવા સાથે વાટી સંપુટમાં બંધ કરી એક હાંડલીમાં મુકી, પહેલેથી વાલુકા ( રેત ) પછી રાખ અને લુણનું પાણી ભરવું. પછી. તે હાંડીનું મોહોડું બંધ કરી ચુલાપર મુકવી, પછી ચાર પ્રહર સુધી પ્રથમ મંદ, પછી તીક્ષ્ણ એ પ્રમાણે આંચ આપવી. સ્વાંગ શીત થયા પછી સૂરણના રસમાં એક પ્રહર ખરલ કરી ગોળો બનાવી સૂરણને કોતરી એમાં મુકી ઉપર સૂરણનું ચૂર્ણ દબાવી સૂરણ પર એક અંગૂઠા જેવડી જાડી કપડમટી કરી સુકાવી ગજપુટ આપવો, તો તરતજ ભસ્મ તૈયાર થશે. ( ૨ ) તામ્રનાં પાતળાં પતરાંને વડની જટાની લુગદીમાં મુકી ગજપુટ આપવો. ફરી એનાજ રસમાં વાટીને ગજપુટ આપવાથી દોષરહિત શુદ્ધ તામ્રભસ્મ થશે. **માત્રા**–૦ાથી૧ રતી.

**અનુપાન**-પીંપર તથા મધ સાથે **સર્વરોગમા** આપવી, પરંતુ રોગ પ્રમાણે અનુપાન આપવું.

૪ **બંગ ભસ્મ**—( કલઇ )—**શોધન**-કલઇ અગ્નિપર ગાળી ગાળીને તૈલ, તક્ર, ગોમૂત્ર. કાંજી, કલથીના ઉકાળામાં ત્રણ ત્રણ વખત છમકારે તેમજ આકડાના દુધમાં છમકારે તો બંગ અતિ ઉત્તમ ને શુદ્ધ થાય છે. **મારણ**--[૧] કલઇથી ચોથો ભાગ આમલી, તથા પીપળાની સુકી છાલનું ચૂર્ણ કરી બંગ અને તે ચૂર્ણ માટીના વાસણમાં નાંખી લોઢાની કડછીથી હલાવતા રહે તો બે પ્રહરમાં ભસ્મ થશે. પછી તે ભસ્મ બરોબર હરતાલ મેળવી કોઇ પણ ખટાઇના રસમાં ઘુંટીને ગજપુટ આપવો. ફરીથી ભસ્મમાં દશમાંશ હરતાલ મેળવીને ઉપર પ્રમાણે એક પ્રહર ખરલ કરી ગજપુટ આપવો; એવા દશ પુટોથી શુદ્ધ બંગ ભસ્મ તૈયાર થશે. ( ૨ ) બંગની બરાબર ત્રિફલાનું ચૂર્ણ લઇ કુંડામાં નાંખી લીંબડાના લાકડાના કટકાથી ભસ્મ થાય ત્યાં સુધી અગ્નિપર રાખી હલાવવું; આ ભસ્મ સર્વે કામમાં લેવાય છે. **માત્રા**--રતી ૧ થી ૩. **અનુપાન**--પુષ્ટિ માટે દુધ અથવા જાયફળ સાથે. **પ્રમેહ**માં તુળશીપત્ર સાથે. **ગુલ્મરોગ**માં ટંકણખાર સાથે. **પાંડુરોગ**માં ઘીસાથે. **શ્વાસ** અને **રક્તપિત્તમાં** હળદર સાથે. **પિત્તરોગમાં** સાકર સાથે. બળ વૃદ્ધિ સારૂ મધ સાથે. **વીર્યસ્તંભન** માટે કસ્તુરી અથવા નાગરવેલના પાન સાથે. **મંદાગ્નિમાં** પીંપર સાથે. **જીર્ણજ્વર**માં મધ પીંપર સાથે, માથાના રોગમાં અંધાડાના રસ સાથે. **ધાતુ દોષમાં** જાયફળ, જાવંત્રી અને લવિંગ સાથે, **ઉધરસમાં** જાયફળ, લવિંગ અને મધ સાથે ખાવી. **ધાતુગતજ્વરમાં** ગળોના રસ સાથે, ઉપલા અનુપાન પ્રમાણે ખાવાથી એટલા રોગો દૂર થાય છે.

**૫ નાગ ભસ્મ (સીસાનીભસ્મ) શોધન છે** બંગ પ્રમાણે. **મારણ** અગ્નિપર ગાળી તેમાં ચોથા ભાગનું આંબલી તથા પીપળાની છાલનું ચૂર્ણ

નાંખતા જવું અને લોઢાની કડછીથી હલાવતા જવું એટલે એક પ્રહરમાં ભસ્મ થશે પછી તેમાં તેની બરોબર મનશિલ મેળવીને કાંજીમાં ખરલ કરીને ગજપુટ આપવો. એવા સાઠ પુટ આપવાથી ભસ્મ તૈયાર થશે. **માત્રા**--રતી ૧ થી ૩. સુધી **અનુપાન**--સાકર સાથે લેવાથી **પિત્તવાત, મસ્તકરોગ, નેત્ર રોગ, વીર્યરોગ, પ્રલાપ ને દાહને** દુર કરે છે. અન્નમાં રૂચિ ઉપજાવે, કામની વૃદ્ધિ કરે, અને બીજા રોગમાં સારા વૈદ્યની યોગ્ય સલાહ પ્રમાણે અનુપાન લેવું.

**૬ જશદ ભસ્મ**--**શોધન**--જશદનો રસ કરીને દુધમાં ઠારવો એ પ્રમાણે ૨૧ વાર રસ કરીને ૨૧ વાર દુધમાં ઠારવાથી શુદ્ધ થાય છે. અથવા બંગ વિગેરે બીજી ધાતુની પેઠે શોધન થાય છે. **મારણ**--(૧) બંગ પ્રમાણે. (૨) માટીના કલાડામાં શુદ્ધ જશદ મુકી અગ્નિ આપી રસ કરવો, પછી તે રસને લીંબડાની લાકડીવતી હલાવતા જવું અને નીચે ખૂબ તાપ આપવો. કેટલાક કલાક સુધી ઘુંટયા કરવાથી જશદના રસની થોડે થોડે ધોળી ખાખ થઇ જશે. પછી તે ભસ્મને કુંવરના રસની, ત્રીફળાના રસની તથા ભાંગરાના રસની ભાવના દરેકની ૩૨ આપી ગજપુટ અગ્નિ આપવો. **માત્રા**-રતી ૧ થી ૩. **અનુપાન**--**પિત્ત જવરમાં** ચોખાના ધોણ સાથે, **શીત જવરમાં** લવીંગ તથા અજમાના ચુર્ણ સાથે, **રકતાતિસારમાં** (લોહિવાળોઝાડો) ખજુર તથા ચોખાના પાણી સાથે. **સન્નિપાતમાં** એલચી, તજ, તમાલપત્રના ચૂર્ણ સાથે. **પ્રમેહમાં** નાગરવેલના પાન સાથે. નેત્રરોગમાં ગાયના જુના ઘી સાથે. ઝાડો તથા **ઉલટીમાં**-જીરૂ તથા સાકર સાથે આપવી. **ધાતુગતજવરમાં** તથા **જીર્ણજવરમાં** ગળો સત્વ સાથે આપવી.

**૭ લોહભસ્મ**--**શોધન**--લોહનું શોધન તામ્રની પેઠે છે. ત્રીફળાના ઉકાળામાં પણ શોધન થાય છે. **મારણ**--(૧) તીક્ષ્ણ લોહનું ( પોલાદનું ) ચૂર્ણ મુળાના રસમાં સાત દહાડા રાખી ગજપુટ

આપવો. જ્યાંસુધી પાણી ઉપર બરોબર ન તરે ત્યાં સુધી પુટ આપવા. (૨) તીક્ષ્ણ એટલે પોલાદના ચૂર્ણથી બારમા ભાગનો હિંગલોક મેળવીને કુંવરના પાઠાના રસ સાથે બે પોહોર સુધી મર્દન કરીને ગજપુટ આપવો. એવા સાતપુટ આપવાથી ભસ્મ થાય છે. (૩) પારાથી બમણાં ગંધક સાથે પારાની કાજલી કરીને તેના બરોબર લોહ ચૂર્ણને મેળવી કુંવરના પાઠામાં બે પહોર સુધી મર્દન કરી ગોળો બનાવી, એરંડાનાં પાંદડાં લપેટી તાંબાના સંપુટમાં મુકી, ઉપર એરંડાનાં પાંદડાં લપેટી બે પહોર સુધી તડકામાં રાખવું તેથી ગરમ થશે એટલે સંપુટને કોઈ પણ અન્નના ઢગલામાં ત્રણ દિવસ રાખી પછી કાઢી ખરલ કરીને વસ્ત્રથી ચાળી લેવું. તે પાણી ઉપર નાખવાથી તરસે એ પ્રમાણે સોના, વિગેરે સર્વ ધાતુઓનું પણ મારણ થઈ શકે છે. **માત્રા**—રતી ૧ થી ૩. **અનુપાન—પાંડુરોગમાં**-(૧) ગોમૂત્ર સાથે (૨) સાટોડીના કવાથસાથે, **બરોલમાં**-ગોમૂત્રસાથે, **અગ્નિમાંદ્યમાં**-નાગરવેલના પાન સાથે. **સંગ્રહણીમાં** તથા **મરડામાં**-(૧) બીલીના મુરબ્બામાં; (૨) છાશ તો. ૪ તથા મરીનું ચુર્ણ વાલ ૧ સાથે. **ખાંસીમાં** અરડુશીના પાન, પીંપર, દ્રાક્ષ, તથા મધસાથે, તાવ સાથે યકૃત તથા બરોલમાં પુનર્નવાદિ ક્વાથ સાથે, **જ્વરાતિસારમાં** મધ અને પીંપર સાથે. **પ્રમેહમાં** (૧) હળદર તથા મધ સાથે, (૨) પીંપર તથા મધ સાથે, **શ્લેષ્મ** (કફ) તથા શરદીમાં-મધ તથા પીંપર સાથે, **ધાતુ** માટે ત્રિકટુ, ભારંગ મૂળ, તથા મધ સાથે, શક્તિ માટે મધ, ઘી સાથે આપવાથી ઉપરના દરદો દૂર થાય છે.

**૮ સુવર્ણ માક્ષિક ભસ્મ. શોધન**—સુવર્ણ માક્ષિક ત્રણ ભાગ અને સૈંધવ એક ભાગ એ બંનેને લોઢાની કડાઈમાં નાંખી ચુલા પર મુકી લીંબુ અથવા બીજોરાનો રસ નાખતા જવું ને લોઢાની કડછીથી હલાવતા જવું જ્યાં સુધી કડાઈ બરોબર લાલ થાય ત્યાં સુધી હલાવતાં જવું અને જ્યારે કડાઇ શીતળ થાય એટલે ઉતારી લેવી. એટલે માક્ષિક શુદ્ધ થશે. **મારણ**—(૧) કલથીના ઉકાળામાં અથવા

ગોમૂત્રમાં, તેલમાં, છાશમાં, ખરલ કરીને શરાવ સંપુટમાં મુકી કપડ છાણુ કરી એક ગજપુટ આપવો જ્યારે લાલરંગની થાય ત્યારે યથા યોગ્ય સર્વ કામમાં વાપરવી. ( ૨ ) સુવર્ણ માક્ષિકના ચૂર્ણને માટીની હાંડલીમાં નાંખી તેમાં વારંવાર લીંબુનો રસ નાંખી ૬ કલાક સુધી તાપ આપવો અને લોઢાની કડછીથી હલાવવું તેથી લાલ સુવર્ણ માક્ષિક ભસ્મ તૈયાર થાય છે. ( ૩ ) એક ભાગ શુદ્ધ ગંધક અને ચાર ભાગ શુદ્ધ સુવર્ણ માક્ષિક એ બંનેને એરંડાના તેલમાં ખરલ કરી તેને ગજપુટ આપવો તો સિંદુર જેવા રંગની સુવર્ણ માક્ષિક ભસ્મ થશે. **માત્રા**—રતી ૧ થી ૩. **અનુપાન**—ત્રિફળા, ત્રિકટુ, મરી, માખણ તથા મધ સાથેનાં અનુપાન છે. **જીર્ણજ્વર** તથા **વિષમજ્વર**માં મધ અને પીંપર સાથે આપવી.

**૯ હરતાલ ભસ્મ**—હરતાલ ત્રણ પ્રકારની છે, પત્રી, પિંડ અને ગોદંતિ આ ત્રણમાં પત્રી શ્રેષ્ઠ છે. **શોધન**-તેના ઝીણા ઝીણા કડકા કરી તેને ઝીણા લુગડામાં બાંધી કાંજી સાથે દોલાયંત્ર કરીને એક પોહોર પકવવી પછી કોળાના રસમાં, તલના તેલમાં અને પછી ત્રિફળાના ઉકાળામાં એમ એક એક પોહોર જુદો જુદો દોલાયંત્રે કરીને પકાવવી તો ચાર પોહોરમાં હરતાલ શુદ્ધ થાય છે. અથવા એકલા ચુનાના પાણીમાં ત્રણ પોહોર દોલાયંત્રથી પકવવી. **મારણ**-( ૧ ) શુદ્ધ હરતાલ તોલા ૪ ને કુંવરના રસમાં ઘુંટી ને ટીકડીઓ બનાવવી પછી તેને સૂર્યના તાપમાં સુકવવી, પછી શરાવ સંપુટમાં રાખી ૩૬ કલાકની આંચ આપવી. પછી ઠંડું પડે એટલે કાઢી વાટી લેવી. ( ૨ ) શુદ્ધ હરતાલને પીંપળાની છાલના રસમાં ૨૧ દિવસ સુધી ઘુંટવી પછી ગોળો બનાવીને તાપમાં સુકવવો પછી તેને હાંડલીમાં ઉપર નીચે પીંપળાની રાખ ભરીને વચમાં મુકવો અને હાંડલીનું મોં બંધ કરી ૭ વાર કપડ માટી કરવી પછી તે હાંડલીને એક હજાર મોટાં અડાયાં છાંણાનો ગજપુટ અગ્નિ આપવો તેથી ભસ્મ તૈયાર થશે. **માત્રા** રતી ૦।। થી ૧. **અનુપાન**-આઠે પ્રકા-

**રના જ્વરમાં**—તાંદળજાના રસ સાથે **પાંડુરોગમાં**-ત્રિફળા તથા સાકર સાથે.

કુષ્ઠ ( ૧૮ પ્રકારના કોઢ ) માં-મંજીષ્ઠાદિ ક્વાથ સાથે.

**આમવાતમાં**—સુંઠના ચૂર્ણ સાથે.

**૧૦ અભ્રક ભસ્મ—શોધન**—કાળા અભ્રકને અગ્નિમાં તપાવી ગાયના દુધમાં, ગોમૂત્રમાં, ત્રિફળાના ઉકાળામાં અથવા કોઇ પણ ખાટા રસમાં ત્રણ વાર કે સાતવાર છમકારી તાંદળજાનો રસ અને લીંબુનો રસ એકત્ર કરી ૨૪ કલાક ભીંજવી રાખવાથી શુદ્ધ થાય છે. **મારણ**-શુદ્ધ કરેલા અભ્રકના પતરાંને બારીક કાતરી તેનાથી અડધી કે ચોથા ભાગની ડાંગર મેળવી તે બંનેની કામળી અથવા ખાદીના જાડા કપડામાં ઢીલી પોટલી બાંધવી. તેને ત્રણ રાત સુધી કાંજી કે પાણીમાં પલાળી રાખવી પછી તેને તેમાંજ રાખીને હાથ વતી જોરથી મસળ મસળ કરવી આથી અભ્રકનાં બારીક રજકણો છુટાં થઇ પાણીમાં મળશે. તે પાણીને એક રાત સુધી રાખી મૂકવાથી અભ્રકનો રેતી જેવો ભૂકો પાણી નીચે જામશે, પછી તેને ( પાણીને ) કાઢી નાંખી અભ્રકને સુકાવવો. આને '**ધાન્યાભ્રક**' કહે છે.

ધાન્યાભ્રકને આકડાના દુધમાં ઘુંટીને તેની થેપલીઓ કરવી અને દરેક થેપલી આકડાના પાનમાં વીંટી દોરો બાંધવો. આ વીંટેલી થેપલીઓને બબ્બે કોડીઆંના સંપુટમાં મુકી કપડમાટી કરી સુકવીને ભઠ્ઠીમાં ગજપુટ અગ્નિ આપવો. આગલી રાત્રે ભઠ્ઠીમાં નાંખેલાં કોડીઆં બીજે દિવસે સવારે ઠંડાં થયા પછી લેવાં અને એજ પ્રમાણે ફરીથી આકડાના દુધમાં ઘુંટી ગજપુટ અગ્નિ આપવો. આવી રીતે સાત ભઠ્ઠી આકડાના દુધની આપવી, પછી વડની વડવાઇના ઉકાળામાં ઘુંટીને ત્રણ દિવસ તેની ભઠ્ઠી આપવી એટલે ભસ્મ તૈયાર થશે. પણ તેમાં ચંદ્રિકા (ચકચકી) જણાય તો વધારે ભઠ્ઠી આ-પવી અને ચળકાટ છેક બંધ પડીને ગુલાબી અથવા તેને મળતા

રંગ વાળી ભસ્મ થાય ત્યારે પાકી ભસ્મ થઇ સમજવી. આ ભસ્મ ઉપર વધારે પુટ આપે તેમ તે વધારે ગુણ કરે છે, અને પુટની સંખ્યા પ્રમાણે તે સોપુટી કે હજારપુટી અભ્રક કહેવાય છે, અભ્રક ભસ્મ તૈયાર થયા પછી તેના ઉપર એક '**અમૃતિકરણ**' વિધિ કરવા પ્રાચીન ગ્રંથકારો લખે છે. તે એ કેઃ–અભ્રક ભસ્મ તથા ઘી બન્ને સમભાગે લેઇ લોઢાની કડાઇમાં નાંખીને નીચે તાપ આપી પાક કરવો. ઘી અભ્રકમાં પચી ગયા પછી કડાઇ ઉતારી અભ્રકને ઘુંટી શીશામાં ભરી રાખવી. ઘીમાં પકવવાથી તેની ઉગ્રતા ઓછી થાય છે અથવા કાંઈ દોષ હોય તે નીકળી જાય છે. **માત્રા—**રતી ૧થી ૩. **અનુપાન—જીર્ણજ્વરમાં—**મધ તથા પીંપર સાથે. **ક્ષયમાં** [૧] ઘી તથા મધ સાથે, [૨] માંખણ તથા સાકર સાથે, [૩] મધ માંખણ તથા સાકર સાથે, [૪] સિતોપલાદિ ચુર્ણ સાથે. [૫] સોનાના વરગ સાથે. **ક્ષય, પાંડુ તથા જ્વરમાં—**(૧) ત્રિફળા, ત્રિકટુ ત્રિજાતક, નાગકેસર, સાકર તથા મધ સાથે. (૨) વાવડીંગ, ત્રિકટુ તથા ગાયના ઘીમાં અકેક એલચી સાથે. ખાંસી, કફ તથા દમમાં નાગરવેલના પાકાં પાન સાથે અથવા રસ સાથે. **વીશ પ્રકારના પ્રમેહમાં—**૧ મધ, પીંપર અને શીલાજીત સાથે, ૨. પીંપર, હળદરનુ ચૂર્ણ તથા મધ સાથે. ૩. એલચી, ગોખરૂ, આંમળાં, સાકર, અને ગાયના દુધ સાથે. ૪. દારૂહળદરનો ઉકાળો અને મધ સાથે. **બહુ મૂત્રતામાં** પાકેલાં કેળાં સાથે. **મૂત્રકૃચ્છ્રમાં—**પ્રમેહ પ્રમાણે. **મૂત્રઘાત–પથરીમાં–**સર્વે જાતના ક્ષાર સાથે. **કમળામાં—**કડુના ચૂર્ણ તથા સાકર સાથે. **પાંડુરોગમાં—**ત્રિકટુ અથવા સુંઠ સાથે. **સંગ્રહણીમાં–**ત્રિકટુ સાથે. **રકતપીતમાં—**૧ એલચીદાણા તથા સાકર સાથે. ૨ હરડે તથા ગળો સાથે, **નેત્રરોગમાં—**ત્રિફળા, ઘી તથા મધ સાથે. **ધાતુવૃદ્ધિ** માટે–૧ સોનાના તથા રૂપાના વરક. ૨ ત્રિફળા, ઘી તથા મધ સાથે. ૩. લવીંગ તથા મધ સાથે. **કફનારોગમાં—**કાયફળ, પીંપર તથા મધ સાથે. **પિત્તનારોગોમાં—**ગાયનું દુધ તથા સાકર સાથે. **વાત-**

**રક્તમાં**—હરડે તથા ગળો સાથે. **ધાતુક્ષય**, તથા **ધાતુગતજ્વરમાં** ગળોસત્વ તથા માંખણ, મધ અને સોનાના વરખ સાથે.

**૧૧ પ્રવાલ ભસ્મ**—પરવાળાં અથવા તેની ડાંખળીની ભસ્મને પ્રવાલ ભસ્મ કહે છે. **શોધન**—જાઇના રસમાં દોલાયંત્રથી ૩ કલાક સુધી બાફ દેવાથી શુદ્ધ થાય છે. **મારણ**—૧ પ્રવાલને ગોમૂત્રમાં ઘુંટી ગજપુટ અગ્નિ આપવો. ૨. બે કોડીઆમાં કુવરના ગર્ભની વચમાં પ્રવાલ મુકી શરાવ સંપુટ કરી ગજપુટ આપવો. **માત્રા**—રતી ૧ થી ૬. **અનુપાન**—**તાવમાં**—કરીયાતુ, કડુ તથા હરડેના ઉકાળા સાથે. **જીર્ણજ્વરમાં**—મધ તથા પીંપર સાથે. **ખાંસી તથા શ્વાસમાં**—મધ તથા પીંપર સાથે. **વાયુમાં**-મધ, સાકર તથા તુલસીના રસ સાથે, **પિત્તનીખાંસી**માં—આદુના રસ તથા સાકર સાથે. **પિત્તવિકારોમાં**—૧. દુધ તથા સાકર સાથે, ૨. આંબળાનો મુરબ્બો તથા ગુલકંદ સાથે. ૩ માંખણ તથા સાકર સાથે. **બળતરાવાળાપરમામાં**—ચોખાનું ધોણ તથા સાકર સાથે. **દુર્બળતામાં** નાગરવેલના પાન સાથે. **ધાતુક્ષયમાં**—પાકાં કેળાં સાથે. **પ્રદરમાં**-ગાયના કઢેલા દુધ સાથે. **ધાતુપુષ્ટિ** માટે—ઘી તથા સાકર સાથે.

**૧૨ મોતીનીભસ્મ**—શોધન—પ્રવાળ પેઠે. ૨. અરણીના રસમાં દોલાયંત્રવડે ૧ પહોર પચન કરવાથી શુદ્ધ થશે. **મારણ**—કુવરના રસમાં, તાંદળજો અને સ્ત્રીના દુધમાં મોતી તપાવી તપાવી બુઝાવવાં. એ પ્રમાણે દરેક રસવડે સાત સાતવાર સેવન કરવાથી ભસ્મ તૈયાર થાય છે. **માત્રા**—વાલ ૧ થી ૨. **અનુપાન**—**પિત્ત અને પુષ્ટતા** ઉપર દુધ અને ખડી સાકરમાં. **ઉરક્ષત, ક્ષય અને નેત્ર રોગ ઉપર** ઘી અને મધમાં આપી શકાય છે.

**૧૩ મોતીની છીપ**—**શોધન**—મોતીની છીંપને છાશમાં એક રાત્રી પલાળી રાખવાથી શુદ્ધ થાય છે. **મારણ**—મોતીની છીંપને કોલસાના દેવતામાં સારી ફુલાવી ઠંડી થયા પછી ખરલ કરી વાપ-

રવી. **માત્રા**-વાલ ૧. મોતીની ભસ્મના અભાવે આ ભસ્મ આપવી. ગુણ તેજ પ્રમાણે.

**૧૪ શૃંગભસ્મ**--સાબરશીંગાની ભસ્મ. **શોધન**--સાબર શીંગાના નાના ટુકડા કરી ૩ રાત્રી સુધી ગોમુત્રમાં પલાળી રાખવાથી શુદ્ધ થાય છે. **મારણ**--સાબરશીંગાનાં ટુકડાને અડાયા છાંણાના કે કોયલાના ખુલ્લા તાપમાં નાંખી બાળવાથી સફેદ ભસ્મ થાય છે. **માત્રા** વાલ ૧. **અનુપાન**--**ખાંસી** તથા **શ્વાસમાં** મધ સાથે, **ધાતુવિકાર** તથા **ધાતુજવી**-તેમાં મુગલાઈ બે દાણા તથા સાકર સાથે. **હૃદયરોગમાં** ઘી સાથે. **વાતશુળમાં** ઘી સાથે.

